# ગંભીર ફરિયાદનામું

સૈનિકોના યુદ્ધોત્તર જીવનનું અહીં વર્ણન છે. પણ તેમના તડાકડી કરનારા વર્તનની જ વિગતો ઉતારવાની હોત તો આ પુસ્તકના અનુવાદનો કોઈ અર્થ નહોતો. તેમનાં તોફાનો, તેમની બરછટ ભાષા, તેમનું ઝનૂન, તેમની દોસ્તી ને દિલાવરીનાં હૂબહૂ બયાનો અહીં જીવતાં થાય છે. પણ એની પાછળ તો ઘેરી કરુણતા પડી છે. યુદ્ધે તેમને એક કર્યા હતા. બિરાદરીની ગાંઠ બાંધી હતી. એક સારું તત્ત્વ જાણે મોતને બારણેથી મળ્યું હતું. પણ એની પાછળ કેવી છેતરામણી, મેલી ને ભયંકર રમત મંડાઈ હતી એની ખબર તેમને ઘરને આંગણે પાછા ફરતાં પડે છે. તેઓ જુએ છે તો તેમના ઘરના પાયા જ ઊખડી ગયા છે. તેઓ ક્યાંયના નથી રહ્યા. યુદ્ધની ભૂતાવળને સોંપી કોઈએ તેમની માણસાઈને જ હરી લેવાનું કાવતરું રચ્યું છે. દોસ્તીની દીવાલ પણ ઘણે ભાગે ધુમાડાની બનેલી નીકળે છે. આવી જીવાદોરી જેવી વસ્તુ જ્યારે ભ્રમણા નીકળે ત્યારે માનવીના અસહાય અંતરમાંથી જે કાળી ચીસ ઊઠે એ આ પુસ્તકને પાને પાને સંભળાય છે. અને કોણ છે આ કરતૂકના કરનારાઓ? કોને ખાતર તેઓ અગ્નિખાઈમાં કૈંકાઈ વિરૂપ વેષે અજાણ્યા મુલકના વાસી જેવા પાછા ફર્યા છે? યુદ્ધ, તેને સળગાવનારા સત્તાધારીઓ ને સ્વાર્થી મૂડીપતિઓ સામેનું આ પુસ્તક ગંભીર ફરિયાદનામું છે, માણસાઈ ને ગળાફાંસો દઈ ખેલનારા સામે એ ખુલ્લું તહોમત મૂકે છે.


**ભારતી સાહિત્ય સંઘ લિ.**

પોસ્ટ બૉક્સ નં. ૬૭૮ • મુંબઈ-૧

પોસ્ટ બૉક્સ નં. ૭૩ • અમદાવાદ

# ઘરને મારગે

[ 'ROAD BACK'નો અનુવાદ ]

મૂળ લેખક

**એરિશ મેરિયા રેમાર્ક**

અનુવાદક

**મકરન્દ દવે**

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫ કાલબાદેવી રોડ : મુંબઈ ૨

# કથન

'પશ્ચિમને સમરાંગણે' ( All quiet on the western Front )થી વિખ્યાત થએલા જર્મન લેખક એરિશ મેરિયા રેમાર્કના એક બીજા પુસ્તક Road Back નો આ અનુવાદ છે. યુદ્ધ પછીનું સૈનિક જીવન અહીં આલેખવામાં આવ્યું છે. યુદ્ધ પછીના ભીષણ કાળનું સાથે અહીં ચિત્રણ છે. અને સૈનિકોને જે યુદ્ધના કેફમાં નહોતું મળ્યું એવું ત્યાર પછીના જીવન વિગ્રહે આપેલું જગતનું આંખો ઉઘાડનારું દર્શન પણ અહીં પડયું છે.

સૈનિકોના યુદ્ધોત્તર જીવનનું અહીં વર્ણન છે. પણ તેમના તડાફડી કરનારા વર્તનની જ વિગતો ઉતારવાની હોત તો આ પુસ્તકના અનુવાદનો કોઈ અર્થ નહોતો. તેમનાં તોફાનો, તેમની બરછટ ભાષા, તેમનું ઝનૂન, તેમની દોસ્તી ને દિલાવરીનાં હૂબહૂ બયાનો અહીં જીવતાં થાય છે. પણ એની પાછળ તો ઘેરી કરુણતા પડી છે. યુદ્ધે તેમને એક કર્યા હતા. બિરાદરીની ગાંઠ બાંધી હતી. એક સારું તત્ત્વ જાણે મોતને બારણેથી મળ્યું હતું. પણ એની પાછળ કેવી છેતરામણી, મેલી ને ભયંકર રમત મંડાઇ હતી એની ખબર તેમને ઘરને આંગણે પાછા ફરતાં પડે છે. તેઓ જૂએ છે તો તેમના ઘરના પાયા જ ઊખડી ગયા છે. તેઓ કયાંયના નથી રહ્યા. યુદ્ધની ભૂતાવળને સોંપી કોઇએ તેમની માણસાઇને જ હરી લેવાનું કાવતરું રચ્યું છે. દોસ્તીની દીવાલ પણ ઘણે ભાગે ધૂમાડાની બનેલી નીકળે છે. આવી જીવાદોરી જેવી વસ્તુ જ્યારે ભ્રમણા નીકળે ત્યારે માનવીના અસહાય અંતરમાંથી જે કાળી ચીસ ઊઠે એ આ પુસ્તકને પાને પાને સંભળાય છે. અને કોણ છે આ કરતૂકના કરનારાઓ ?

કોને ખાતર તેઓ અગ્નિખાઈમાં ફેંકાઈ વિરૂપવેષે, અજાણ્યા મુલકના વાસી જેવા પાછા ફર્યા છે ? યુદ્ધ, તેને સળગાવનારા સત્તાધારીઓ ને સ્વાર્થી મૂડીપતિઓ સામેનું આ પુસ્તક ગંભીર ફરિયાદનામું છે. માણુસાઈને ગળાફાંસો દઈ ખેલનારા સામે એ ખુલ્લું તહોમત મૂકે છે.

અહીં યુદ્ધ પછીની વિપદ અવસ્થાનું આલેખન તો છે જ. લડ્વિગ બ્રેયર જેવો આ કથાનો વીરનર પણ એની આગમાં હોમાઈ જાય છે. પણ આ પુસ્તકનું સૌથી સુંદર તત્ત્વ એની રાખમાંથી જ જાગી ઊઠે છે. અર્ન્સ્ટને એ મારગ ચીંધતો જાય છે. પડતો, આખડતો, ભાંગી જતો ને પાછો ઊભો થતો આ વારતાનો કહેનારો અર્ન્સ્ટ એ પરિસ્થિતિને માથું નથી નમાવતો, તેની પાસે હાર નથી ખાતો પણ સૌને માટે સુખશાંતિના ઘરનો મારગ ખોળતો આગળ વધે જાય છે. ૧૯૧૮ માં 'પશ્ચિમને સમરાંગણે'નો પોલ બોમર મરી ગયો એમ અર્ન્સ્ટ સમાચાર આપે છે. અને જાણે સજાગ બનેલી માનવતાનો કર્તવ્યભાર તેને ખભે એ મૂકતો ગયો છે. સામાન્ય માનવીને જગાડીને આ યુદ્ધની હેવાનિયત ટાળવાનો તેને મારગ જડે છે. પણ ઘર કેટલું દૂર છે ? છતાં ઘરને મારગે એકાદ માનવીનાંય કદમ પડે છે એ ઊજળી નિશાની નથી ?

'ઘરને મારગે'—આ અનુવાદ ગુજરાત સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. મૂળના શબ્દોના અર્થને જ ન વળગતાં તેના ભાવ ને વાતાવરણને આપણી ભાષામાં ખડાં કરવા મેં પ્રયત્ન કર્યો છે. રંજ માત્ર એટલો છે કે છેવટનું રૂપ આપતાં પહેલાં પુસ્તકને હું મઠારી નથી શક્યો. તેની કાટછાંટ ને રંધો-રોગાન કરવાનું મારાથી નથી બની શક્યું. બીજી આવૃત્તિ થશે તો ને ત્યારે મારો એ વસવસો વેગળો થઈ શકશે.

તા. ૧૧-૬-'૪૭
'સ્મૃતિકા'
ગોંડલ

મકરન્દ દવે

# પ્રાસ્તાવિક

બે નંબરની પલટનના રહ્યાસહ્યા આદમી મોખરા પાછળની ભાંગીતૂટી ખાઈમાં વેરવિખેર પડ્યા છે. ઘણાખરા તો ઝોકાં ખાય છે.

'આ વળી નવી જાતના બૉમ્બ!' અચાનક જ્યુપ બોલી ઊઠે છે.

'એટલે?' ફર્ડીનાન્ડ કોસોલ બેઠો થઈ જતાં પૂછે છે.

'કાન તો માંડી જો!' જ્યુપનો એ જવાબ. કોસોલ કાને હાથ ધરી સાંભળે છે. અમે પણ અંધકારમાં સાંભળી રહીએ છીએ. પણ બંદૂકોના એકધારા ભડાકા ને બૉમ્બ પડવાના અવાજ સિવાય કાંઈ સંભળાતું નથી. જમણી બાજુ મશીનગન ગાજે છે ને કોઈવાર તેની સાથે ચીસ પણ ભળે છે. પણ આ તો વરસોથી અમે અનુભવતા આવ્યા છીએ. એમાં નવીન કાંઈ નથી. કોસોલ શંકિત નજરે જ્યુપ તરફ તાકી રહે છે.

'હવે તો એ બંધ થઈ ગયું,' જ્યુપ પોતાના બચાવમાં કહે છે. પણ ક્રાસોલ તેના તરફ એક ભારે નજર નાખી કહેતો જાય છે, 'તારા ભૂખ્યા પેટમાં જ આ બધા બૉમ્બ ફૂટે છે. તારે માટે સારામાં સારો રસ્તો તો એક ઊંઘ ખેંચી કાઢવાનો છે.' અને માટીના ઓશીકાને ઠેબું મારી, જોડા પાણીમાં ન પડી જાય એની કાળજી રાખી એ પોતાની જાતને લંબાવે છે.

'હું કહું છું કે કાંઈક તો એમાં છે ને છે જ.' એક ખૂણામાંથી જ્યુપનો અવાજ આવે છે.

ક્રાસોલ એક આંખ ઉઘાડીને તેના તરફ સખ્તાઈથી જોઈ રહે છે. ઘડીભર તો લાગે છે કે તે કદાચ ફરીવાર ઊભો થશે. 'બહુ મશ્કરી કરવી રહેવા દે બીકણ છોકરા!' એ કહેતાંની સાથે તો તેનાં નસ્કોરાં પણ ગાજવા માંડે છે.

જ્યુપ મને તેની નજીક સરકી આવવા નિશાની કરે છે. એડોલ્ફ બેથ્કેના પગ વળોટી હું તેની પાસે બેસી જાઉં છું. ઘસઘસાટ ઊંઘતા ક્રાસોલ તરફ ત્રાંસી નજર નાખી જ્યુપ મને કહે છે: 'કેળવણી શું કહેવાય તેનું આવા લોકોને ભાન પણ નથી હોતું.'

લડાઈ પહેલાં જ્યુપ કોલોંમાં એક સોલિસિટરની ઑફિસમાં કારકૂન હતો. અને ત્રણ વરસ થયાં સિપાહીગીરી કરવા છતાં એ પોતાની જાતને ઊંચી ગણે છે. આ રણમોખરા પર પણ એ અભ્યાસ ઉપર ખાસ ભાર મૂકે છે. પણ એનો ખરો અર્થ તો તે પણ નથી જાણતો. આ પહેલાં તેણે ઘણું બધું સાંભળ્યું કરાવ્યું હશે પણ એક 'અભ્યાસ' શબ્દ તેની સાથે રહ્યો છે. અને તે પણ દરિયામાં તરવા કોઈ પાટિયું જડયું હોય એમ તેને એ વળગી રહ્યો છે.

બીજી બાજુ અભ્યાસનું નામ પડયે ક્રાસોલનો મિજાજ ગરમ થઈ

જાય છે. એક યા બીજી રીતે અભ્યાસની સાથે તે ઊંચા કૉલરને સાંકળી દે છે. અને તેને માટે એ પૂરતું છે. અત્યારે પણ એ શબ્દની તેના પર અસર થાય છે. પોતાની ઊંઘમાં જરા પણ ડખલ પાડયા વિના એ ગરજી ઊઠે છે: 'આ લોહિયાળ લેખણવાળા......!'

દયા ખાતો હોય એમ જ્યુપ પોતાનું માથું હલાવે છે. જાતને હૂંફ આપવા અમે પડખો પડખ શાંતિથી બેસી રહીએ છીએ. રાત ભીની અને ઠંડી છે. માથા પર વાદળાં વરસી વરસીને ચાલ્યાં જાય છે અને વરસાદ રહે ત્યાં સુધી અમે પાથરેલ વૉટરપ્રૂફ શિર પર ધરી રાખીએ છીએ.

આકાશમાં બંદૂકની આગના ભડકા ઊઠે છે. એમ લાગે છે કે ત્યાં ઓછી ઠંડી હશે. મજાનાં રંગીન અને રૂપેરી ફૂલો જેવા તણખા તોપખાનાના ભડકા ઉપર ઊગી નીકળે છે. એક ખેતરના ભાંગેલા અવશેષો પર ભીની હવામાં મોટો અને લાલ ચંદ્રમા તરતો જાય છે.

જ્યુપ મારા કાનમાં કહે છે, 'આપણે ઘેર જવાના એમ તને લાગે છે?' હું ખભ્ભા હલાવું છું. 'અફવા છે કે......' જ્યુપ મોટેથી નિસાસો નાખી કહે છે, 'હૂંફભર્યો ઓરડો, પલંગ ને રાતના રખડવાનું—તને હજુએ સાંભરે છે?'

વિચારનાં વર્તુલ મને ઘેરી વળે છે. હું કહું છું:

'ગઈ વખતે રજામાં મેં એ બધું અનુભવ્યું છે. પણ હવે મને એમાં રસ નથી રહ્યો. આ વખતે મારે કોઈ નવી ચીજ શોધવી પડશે.'

શહેરી જીવનનાં આ સ્વપ્નો કેવાં અજબ લાગે છે! પણ એની સાથે કેટલાય વિચિત્ર વિચારો દોડતા આવે છે ને બધું બેસ્વાદ બની જાય છે.

જ્યુપ બેધ્યાનપણે પોતાનું નાક ખંજોળતાં કહે છે: ' દુકાનો, કાફે, સ્ત્રીઓ ઓહ દોસ્ત ! '

' ખાળકૂંડીમાંથી થોડી ઘડી બહાર નીકળી, પાછો અહીં આવ્યો તે માટે ઈશ્વરનો પાડ માન !'

' બરાબર ! ' પોતાના નાજુક ને નમેલા ખભ્ભા પર વૉટરપ્રૂફ ખેંચતાં જ્યુપ કહે છે.

' ત્યારે અહીંથી જઇને તું શું કરવાનો ? '

' હું ? મારાથી હસ્યા વિના નથી રહેવાતું. ફરીથી નિશાળે બેસીશ બીજું શું ? વિલી, આલ્બર્ટ, હું ને પણે રહેલ લડ્વિગ પણ.' ખાઇની એક તરફ ખોદી કાઢેલા પ્રવેશદ્વાર પાસે બે મોટા કોટ ઓઢીને પડેલી એક વ્યક્તિ તરફ આંગળી ચીંધી હું કહું છું.

' ભલા ભગવાન ! પણ તું ખરેખર તો એમ નહિ કરે, નહિ ? ' જ્યુપ બૂમ પાડી ઊઠે છે.

' કાંઇ ખબર ન પડે. કદાચ કરવું પણ પડે, ' હું જવાબ આપું છું અને કશાય કારણ વિના ગુસ્સે થઇ જાઉં છું.

પેલા મોટા કોટ નીચે સળવળાટ થાય છે. ફિક્કો અને પાતળો ચહેરો ઊંચો થાય છે ને કણસે છે. એ મારો નિશાળનો દોસ્ત, અમારી પલટનનો કમાન્ડર લેફ્ટેનન્ટ લડ્વિગ બ્રેયર છે. તેને કેટલાંક અઠવાડિયાં થયાં મરડો થયો છે, પણ ઈસ્પિતાલમાં જવાની તેની ઇચ્છા નથી. શાંતિની વાતો સંભળાય છે. એમ થતાં અમે તેને અમારી સાથે જ લઈ જઇશું. ઇસ્પિતાલમાં ગિરદીનો પાર નથી અને એકવાર ત્યાં પગ મૂકયો કે મોત ઢૂંકડું જ સમજો ! મેકસ વેઇલ —અમારી ઝોળી ઊંચકનારે બ્રેયરને ઝાડા અટકાવવા માટે એક જાતનું પ્રવાહી પ્લાસ્ટર આપ્યું છે. છતાં દિવસમાં વીસ કે ત્રીસવાર તેને

જવું પડે છે. અને અત્યારે તેને ફરી ઝાડે જવું હોય એમ લાગે છે. હું એક ખૂણો વળોટવામાં તેને મદદ કરું છું.

'સાંભળ, જો આ ફરી શરૂ થયું!' જ્યુપ મને ઈશારતથી કહે છે.

'શું?'

'હું પહેલાં વાત કરતો હતો એ બોમ્બાર્ડિંગ!'

ક્રોસોલ હલે છે ને બગાસું ખાય છે. ઊભો થઇ પોતાનું મજબૂત કાંડું સૂચકપણે તપાસી, જ્યુપ તરફ પ્રશ્નાર્થભરી નજર નાખી એ કહે છે: 'ઠીક છે, બચ્ચાજી, જો અમારા પગને તેં ફરીવાર બહાર ખેંચવાનો પ્રયત્ન કર્યો છે તો તારા હાડકાં ગાજરના કોથળામાં જઈ પડશે એ ધ્યાન રાખજે!'

અમે સાંભળી રહીએ છીએ. સૂસવતી બોમ્બ ઝડીની વચ્ચે અચાનક એક વિચિત્ર, દીર્ઘ ને ઘર્ઘર અવાજ આવે છે. એ એટલો અપરિચિત ને નવીન છે કે મારું માંસ ચચણી ઊઠે છે.

'ગેસ બોમ્બ!' વિલી કૂદકો મારી બૂમ પાડે છે. અમે બધા સજાગ બની એકાગ્રપણે સાંભળીએ છીએ.

વેસલિંગ આકાશ તરફ આંગળી ચીંધી કહે છે, 'એ રહ્યા—હંસ! જંગલી હંસ!'

ભૂખરાં વાદળની સામે જાણે એક કાળી રેખા ચંદ્ર તરફ આગળ વધતી જાય છે. ચંદ્રની લાલ થાળીને એ વચ્ચેથી ભેદે છે. કાળી છાયાઓ સ્પષ્ટ દેખાય છે. અદ્‌ભુત અવાજોનો સ્તંભ જાણે દૂર દૂર ઓગળતો ને આથમતો ચાલ્યો જાય છે.

'એ જાય!' વિલી ઘૂરકતો બોલે છે 'જહન્નમમાં જાય બધું. જો એક વાર એને પાડી દઈએ!'

હેનરીક વેસલિંગ હંસની પાછળ પાછળ પોતાની નજર ખંખાવે છે. ‘ શિયાળો ગાળવા ’ એ ધીમેથી કહે છે. એ ખેડૂત છે ને આ બધું જાણે છે.

નબળો ને નંખાઈ ગયેલો બ્રેયર માટીના એક ઢેફાને અઢેલીને બેસતાં કહે છે, ‘ જિંદગીમાં આવું મેં પહેલી વાર જોયું. ’ પણ ક્રાસોલ એકદમ મોજમાં આવી ગયો છે. વેસલિંગને એ પોતાને ફરીવાર સમજાવવા પૂછે છે–ખાસ કરીને તો આ જંગલી હંસ, પાળેલાં જેવાં જ પુષ્ટ હોય છે કે નહિ એ તેને જાણવું છે.

‘ કાં વધારે કાં ઓછા. ’ વેસલિંગ જવાબ આપે છે.

ક્રાસોલનાં જડબાંનો ઉશ્કેરાટ બરાબર કળાય છે. ‘ આ અદ્ધર ઊડે છે તેમાંથી પંદર વીસનું તો ફક્કડ જમણ થઈ જાય ! ’ તે બરાડે છે.

ફરીવાર પાંખોનો ફફડાટ અમારી ઉપર જ સંભળાય છે. ફરીવાર અમારા કાળજામાં સોંસરો ઊતરી જતો પેલો ઘર્ઘર ધ્વનિ ! ફફડતી પાંખો, એ ઉત્કંઠિત અવાજ, અને સાથે પવનની વધતી જતી લહરી હૃદયમાં એક તીવ્ર લાગણી જન્માવે છે–સ્વાતંત્ર્ય અને જીવનના ધબકાર ભરી.

ધડાકો થાય છે. ક્રાસોલ પોતાની રાઈફલ નીચી કરી ભૂખી આંખે આકાશમાં તાકી રહે છે. ઊડતાં ટોળાંની વચ્ચે જ તેણે નિશાન તાકયું છે. જો એક પણ હંસ પડે તો તેને ઝીલી લેવા જેડન તેની બાજુમાં ઊભો છે. પણ પંખી તો હેમખેમ ઊડતાં પસાર થઈ જાય છે.

‘ યા નસીબ ! ’ બેટ્ક કહે છે, ‘ આ આખી ગંદી લડાઈમાં એ પહેલો જ સમજણુ ભર્યો બ્હાર ગણી શકાત. ’

ક્રોસોલ કંટાળીને રાઈફલ નીચે ફેંકી દે છે. ' જો પાસે થોડા કારતુસ હોત!' અને એ કારતુસથી શું શું થઈ શકત તેનાં સ્વપ્નાં ઘડતો એ અંધારામાં બેસે છે. બેઠાં બેઠાં એ બેધ્યાનપણે ચાવે છે. જ્યુપ આ જોઈને કહે છે, ' હં, ભૂંજેલા બટાટા લહેજતદાર ચટણી ને...'

ક્રોસોલ ઝેરીલી આંખે તેના તરફ જોઈ રહે છે. 'ચૂપ કર!' તે કહે છે, ' આ વેદિયા લેખણવાળા...'

જ્યુપ દાંત પીસીને કહે છે, ' તારે વિમાની દળમાં જોડાવું જોઈતું હતું. તો હજુ પણ પતંગિયાં પકડવાની જાળ લઈ તું એની પાછળ પડી શકયો હોત!'

' ખાડમાં પડે બધું, ' છેવટનો જવાબ આપી ક્રોસોલ ફરીવાર ઊંઘવાની તૈયારી કરે છે. અને તે ઉત્તમ વાત છે. વરસાદ તડામાર પડે છે. અમે વૉટરપ્રુફને માથે વીંટાળી એકબીજાને ઓઠીંગણ દઈ બેઠા છીએ. અમારી નાનકડી ખાઈમાં કાળી માટીના ઢગલા જેમ અમે પડયા છીએ. ધૂળ, યુનિફૉર્મ અને તેની નીચે ઢંકાઈને પડેલું ધબકતું નાનું જીવન.

અચાનક કર્કશ અવાજો થાય છે અને હું જાગી જાઉં છું. ' આગે ચલો!' ' આગેકદમ!'

' શું છે? શું થયું છે?' ઊંઘના ઘેનમાં હું પૂછું છું. ' આપણે મોખરા પર જવું પડશે. ' પોતાનો સામાન બાંધતા ક્રોસોલ કહે છે.

આશ્ચર્યચકિત બની હું કહું છું, ' પણ આપણે તો હજુ હમણાં જ અહીં આવ્યા છીએ. '

' લડાઈ પૂરી થઈ, કેમ! જીવલેણ ને હરામી લડાઇ...' વેસલિંગનો ફૂંફવતો અવાજ સંભળાય છે.

‘ ઊઠો ! આગે બઢો ! ’ અમારો ટુકડીનાયક હીલ પોતે અમને બહાર કાઢે છે. ઉતાવળે પગલે તે ખાઈમાં ફરી રહ્યો છે. લડ્વિગ બ્રેયર તૈયાર થઈને ઊભો છે. થોડા હાથબૉમ્બ એ સાથે લઈ લે છે.

એડોલ્ફ બેથ્કે તેના તરફ જોઈને કહે છે, ‘ તારે અહીં રહેવું જોઈએ લડ્વિગ, આવા મરડામાં તું અમારી સાથે કેવી રીતે આવી શકીશ ? ’

પણ એ માથું હલાવે છે.

પટ્ટાને તંગ કરવાનો ને રાઈફલોને કમરબંધમાં બાંધવાનો અવાજ આવે છે. તે સાથે પૃથ્વીમાંથી જાણે એકાએક મૃત્યુની ઝેરી હવા જાગી ઊઠે છે પણ આખરે તેમાંથી કાયમ છૂટી જવાની આશાએ અમારા હૃદયમાં ઘર કર્યું છે.

શાંતિની વાતો વીજળીવેગે અમારામાં પ્રસરી ગઈ છે. માત્ર વિચાર ને વાતો. અમે તેને માનતા નથી ને સમજી પણ શકતા નથી છતાં એ અફવા સાંભળતાં જ થોડી પળોમાં અમારામાં ફેરફાર થઈ ગયો છે. પહેલાં એ માટે મહીનાઓ લાગત. અત્યાર સુધી તો લડાઈના એક પછી એક કમનસીબ વરસોની સવારી કદમભીડીને આવતી હતી. એ લાંબા વરસોમાં માણસને થતું કે સમયને જાણે પાંખો આવી છે. પણ હવે ? કોઈ અણધારી પળે શાંતિ આવીને ઊભી રહેશે એ સાંભળ્યું છે ત્યારથી જાણે એક એક કલાક પર હજારગણો ભાર મુકાઈ ગયો છે. વીતેલા વર્ષોના સામટા વખત કરતાં અગ્નિવર્ષા નીચે અત્યારે ગાળવી પડતી એક ઘડી પણ ઘણી કડવી, ઘણી લાંબી બની જાય છે.

બચાવની દીવાલોના અવશેષો તરફથી પવન સૂસવે છે. વાદળાં ચંદ્રને આવરી લે છે ને તેજછાયાની ગૂંથણી રચાતી જાય છે. અમે

ઘણા જ નજીક નજીક, એકબીજાની પાછળ કૂચ કરીએ છીએ. પડછાયાનું ટોળું જાણે આગળ વધે છે—જીવતી કરુણતા સમું. બે નંબરની પલટનમાંથી—હવે તો એને પલટન કહી શકાય એવી પણ સ્થિતિ નથી—માત્ર મુઠ્ઠીભર માણસો બચ્યા છે. પણ આ જીવતા રહેલા બધા ચુનંદા સૈનિકો છે. તેમાંથી ત્રણ તો ચૌદની સાલના જૂના જોગી છે—એથ્ક, વેસલિંગ ને કોસોલ.

તેઓ બધું જાણે છે. ને લડાઈના શરૂઆતના દિવસોની વાતો કોઈ પુરાણકાળની કથા કહેતા હોય તેમ ઘણીવાર કહે છે.

આખરે નવું થાણું આવે છે. અમે બરાબર ગોઠવાઈ જઈએ છીએ પણ અહીં તો કશું વધારે કરવાનું નથી. આગના તણખા, મશીનગન ને ઉંદર અમારા સાથી છે, વિલી એક આબાદ લાત મારી એક ઉંદરને અદ્ધર ઉછાળે છે ને કોદાળી વતી હવામાં જ તેના બે કટકા કરી નાખે છે.

થોડા છૂટા છવાયા બહાર થાય છે. ને ડાબી બાજુએ દૂરથી હાથ-બોમ્બના ધડાકા સંભળાય છે,

'આંહી શાંતિ રહે તો સારૂં!' વેસલિંગ કહે છે.

'શું ગળામાં રાખી ફેરવવા?' વિલી માથું ધૂણાવે છે.

વેલેન્ટિન મનમાં જ બબડતો હોય એમ કહે છે, 'માણસના નસીબમાં જ હોય તો નાક ચોળતાંય આંગળી ભાંગી જાય.'

લ્યુવિગ વોટરપ્રૂફ પર નીચે બેસે છે, એ પાછળ રહ્યો હોત તો ચાલી શકત. વેઈસ તેને દવા આપે છે ને વેલેન્ટિન થોડો દારૂ લેવા સમજાવી રહ્યો છે. લેડરહાઉસ એક લાંબી અશ્લીલ વાત કરવા જાય છે પણ તેને કોઈ સાંભળતું નથી. અમે લાંબા થઈને પડયા છીએ ને સમય સરકતો જાય છે.

હું અચાનક ચમકીને શિર ઊંચકું છું. બેથકને બેઠો થઈ જતાં હું જોઉં છું. જેકન પણ ખડે પગે થઈ જાય છે. જરૂર કાંઈક નવા જૂની થવી જોઇએ. શી એ તો અમે પણ નથી જાણતા. વરસોથી રેવાયેલી લાગણી એની આગાહી આપી રહી છે. જાણે કોઈ અપરિચિત, અજાણી ચીજનાં પગલાં અમારા તરફ પડે છે. માથું ઊંચું કરી, આંખો ફાડી અમે અંધકારમાં તાકી રહીએ છીએ. દરેક જણ સજાગ છે. એકે એક જ્ઞાનતંતુ ખેંચાઈને તંગ બની ગયા છે. એકે એક સ્નાયુ એ અજાણી, ચાલી આવતી વસ્તુનો સામનો કરવા ઈંતેજાર છે. ભય સિવાય અહીં બીજું શું હોઈ શકે? અમારામાંથી સૌથી સરસ રીતે બોમ્બ ફેંકનાર વિલી ગોઠણભર આગળ વધે છે ને સાથે હાથ બોમ્બ ઘસડાવાનો અવાજ આવે છે. જમીનમાં નખ ખોડીને તરાપ મારવા તત્પર બિલાડી જેવા અમે દબાઈને બેઠા છીએ. મારી પડખે લ્યુવિગ બ્રેયર છે. તેના સખ્ત બનેલા ચહેરા પર માંદગીનું નામ નિશાન નથી. યુદ્ધ-મોખરા પર સૌના ચહેરામાં વસતી ઠંડી મોતની ભાવરેખા તેના મોં પર તરવરે છે. અમારી સુપ્ત ચેતનાએ એકાએક જગવેલી અસરથી અમારી લાગણીઓ જાણે ઠરીને હિમ થઈ ગઈ છે. આ ઉત્સુકતાનું કારણ જાણવાની તેમનામાં સૌ નથી.

ધુમ્મસ ઘેરાતું ને વિખેરાતું જાય છે, અચાનક આ ઉત્તેજનાનું કારણ મને સમજાય છે. ચારે તરફ સૂનકાર વ્યાપી ગયો છે. અભેદ્ય સૂનકાર. મશીનગનની તતડાટી કે બંદૂકના ભડાકા નહિ, ફક્ત શાંતિ ફરી વળી છે, સંપૂર્ણ શાંતિ.

અમે એકબીજા તરફ જોઈ રહીએ છીએ પણ કાંઈ સમજાતું નથી. આખી લડાઈમાં પહેલીવાર જ આવી શાંતિ અમે ભાળી છે. આનો અર્થ જાણવા અમે હવાને સૂંઘી જોઇએ છીએ. ગેસ તો નથી આવતો ને? પણ પવન જોરદાર છે ને તેને અનુકૂળ નથી. ત્યારે શું નવો હલ્લો આવે છે?' પણ એની

વાત તો આ શાંતિએ જ આગળથી કહી દીધી હોત. શું હશે આ? મારા હાથમાં રહેલો બોમ્બ ભીનો થઈ જાય છે, ઉશ્કેરાટથી હું પરસેવે રેબઝેબ થઈ જાઉં છું. લાગે છે કે જાણે નસેનસ તૂટી પડશે. પાંચ મિનિટ, દસ મિનિટ, પછી લેહર બોલે છે.

'પા કલાક થઇ હવે.' ધુમ્મસ વીંધતો તેનો અવાજ જાણે કબરમાંથી ઊઠતો હોય એમ લાગે છે. પણ કાંઈ બનતું નથી. હલ્લો નહિ, હુમલો નહિ, ફક્ત અંધકાર તોળાઈ રહ્યો છે ને છાયાઓ વિસ્તરે છે...આ કોઈ રીતે સહન થઇ શકે એમ નથી. યુદ્ધના અવાજથી અમે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે અચાનક તેનો બોજો ઊતરી જતાં બલૂનની માફક ઊંચે ઊંચે ઊડીને અમે તૂટી પડશું એમ લાગે છે.

વિલી કહે છે, 'કેમ આ તો શાંતિ થઈ ગઈ!' ને તેનો અવાજ બોમ્બ માફક અમારા કાળજામાં અથડાય છે.

અમારાં મુખ ઝાંખાઝપટ થઇ જાય છે. હલનચલનમાંયે હેતુવિહીનતા ને અનિશ્ચિતતા તરી આવે છે. શાંતિ! અવિશ્વાસથી અમે એકબીજા તરફ જોઇ રહીએ છીએ. શાંતિ! મારા હાથમાંથી બોમ્બ પડી જાય છે. લડ્વિગ ધીરે ધીરે પોતાના વોટરપ્રૂફ પર બેસી જાય છે. શાંતિ! બેર્થકની આંખો ઉપરથી લાગે છે કે તેનો ચહેરો હમણાં કટકે કટકા થઈ જશે. વેસલિંગ જડની જેમ ઊભો છે. પાછું વળી એ જુએ છે ત્યારે તેની આંખોમાં જલદી ઘેર પહોંચવાની ઉતાવળ દેખાય છે.

પણ ફરીવાર એ શાંતિ ચીરીને અવાજ આવે છે. બહેર મારી ગએલી લાગણીઓથી અમે તેને તરત પારખી નહોતા શકયા. બંદૂકોના ભડાકા ને દૂરથી આવતો મશીનગન ફૂટવાનો અવાજ. અમને જંપ

વળે છે. મૃત્યુનો પરિચિત ને વિશ્વાસુ સાદ સાંભળતાં અમને છેવટે આનંદ થાય છે.

આખો દિવસ શાંતિ રહી છે. રાતે અમે જરા પાછા હઠયા છીએ. અમારા આ દુશ્મનો અમારી પાછળ પડે છે ને ત્રાટકે છે. અમે તૈયાર થઈ રહીએ તે પહેલાં સખત બૉમ્બઝડી વરસે છે ને આગના લાલચોળ ફૂવારા અંધકારમાં ઊંચે ચડે છે. થોડીક વાર ચૂપકીદી છવાઈ રહે છે. વિલી ને જેડન માંસના એક ડબ્બાને ત્યાં ને ત્યાં સફાચટ કરી નાખે છે. બીજાઓ આડા પડ્યા છે ને રાહ જુએ છે. કેટલાય મહીનાઓ તેમણે અહીં ગાળ્યા છે ને બચાવ કરવાનો વખત આવે ત્યાં સુધી સૌ બેફિકરા બની રહે છે.

અમારો ટૂકડીનાયક હીલ ધીરેથી સરકી આવે છે શોર બકોર વચ્ચે તે પૂછે છે, 'તમારી પાસે બધું છે ને?'

'દારૂગોળો ખલાસ થવા આવ્યો છે.' બેથ્કે બૂમ પાડે છે. પણ હીલ ખભ્ભો હલાવી બેથ્કે તરફ એક સીગારેટ પસાર કરે છે. આજુબાજુ જોયા વિના જ બેથ્કે માથું હલાવે છે.

'જે હોય તેનાથી ચલાવી લેવું જોઇએ,' કહી હીલ બીજા રક્ષણના ખાડા તરફ ચાલ્યો જાય છે.

અને પાસે હોય તેનો આ બધા સર્વોત્તમ ઉપયોગ કરી શકે છે એની તેને ખબર છે. આ અનુભવી લડવૈયામાંથી ગમે તે એક તેના જેવો જ શકિતશાળી ટૂકડીનાયક થઇ શકે.

અંધારું થાય છે. ફરી બૉંબઝડી વરસે છે. રક્ષણ માટે અમારી પાસે ખાસ કંઇ સાધન નથી. કોદાળી અને હાથ વડે અમે બચાવ માટે ખાડા ખોદી કાઢીએ છીએ. જમીન સાથે જડાઇને આલ્બર્ટ, બેથ્કે અને હું પડ્યા રહીએ છીએ. અમારી ખૂબજ નજીક એક

બૉમ્બ પડે છે. પૂરા વીસ વાર પણ આઘે નહિ હોય. સૂસવાટા મારતો બૉમ્બ આવે ત્યારે અમે કાનના પડદાને બચાવવા મોઢું ફાડીએ છીએ. છતાં તે અમને અરધા બહેરા કરી નાખે છે. આંખો ધૂળ અને કચરાથી ભરાઈ જાય છે. ગંધક ને દારૂની તીવ્ર વાસ ગૂંગળાવી નાખે છે. જાણે ધાતુઓનો વરસાદ થાય છે. બૉમ્બની એક કરચ સાથે કોઈનો હાથ ઊડીને બેથ્કના માથા પાસે પડે છે.

હીલ અમારા રક્ષણના ખાડામાં આવે છે. ભડકાઓના અંજવાસમાં તેનો ચહેરો ક્રોધથી ભભકતો દેખાય છે. 'લગાઓ!' ઉશ્કેરાટથી હાંફતા એ કહે છે, 'સામને લગાઓ!'

બૉમ્બની તડામાર બોલે છે. ને વડાકા સાથે પછડાતા એ તૂટી પડે છે. પૃથ્વી ધ્રૂજે છે ને વાતાવરણ ગાજી ઊઠે છે. અગ્નિનો પછેડો ફરી વાર ઊંચકાય છે. પાછળ ને પાછળ સરતો જાય છે. અને દાઝેલા, કાળાભઠ્ઠ માનવીઓ ધરતીમાંથી ઊભા થાય છે–હાથમાં બૉમ્બ ધરી, સાવધાન ને તત્પર.

'આસ્તે કદમ પીછે!' હીલ ગર્જના કરે છે.

અમારી ડાબી પાંખ પર હલ્લો થયો છે. મશીનગનના એક થાણા માટે ધીંગાણું મચ્યું છે. મશીનગન ગડગડે છે ને સાથે હાથબૉમ્બના ભડકા નાચી ઊઠે છે. અચાનક મશીનગન ફૂટતી અટકી જાય છે. એ બંધ પડી કે તરત જ મથક તરફ ધસારો થાય છે. દુશ્મનના હાથમાં જવાને હવે તેને થોડીક જ વાર છે. હીલ એ જુએ છે. બચાવની દીવાલ પર ચડી જઈ એ બૂમ પાડે છે.

'જોશ કદમ આગે!'

અમે આગળ ધપાએ છીએ. વિલી, બેથ્ક ને હીલ ત્રણે

બૉમ્બ ફેંકી શકવાની મર્યાદામાં આવી ગયા છે. તેમના હાથ ઊછળે છે. હીલ ફરીવાર કૂદી પડે છે—આવે ટાણે તે સાવ ગાંડો બની જાય છે, જાણે જીવતો રાક્ષસ !

પણ પ્રયત્ન સફળ થાય છે. મથક પરના અમારા દોસ્તોમાં નવી હિંમત રેડાય છે ને મશીનગન ફરીથી ગરજે છે. છેવટે અમારું તેમની સાથે જોડાણ થઈ જાય છે ને સાથે મળી અમે પાછળ રહેલા સીમેન્ટના ભંડકિયા તરફ ધસી જઈએ છીએ. આ બધું એટલીવારમાં બની ગયું છે કે ટોમીઓને ખબર સુદ્ધાં નથી પડી કે અમોએ મથક ખાલી કરી નાખ્યું છે. મશીનગનના એ ઉજ્જડ થાણામાંથી આગના ભડકા ઊડે છે.

બધું શાંત પડતું જાય છે. લડ્વિગ વિષે મારા મનમાં ચિંતા વેરાય છે. પણ એ તો પણે રહ્યો. બેથ્કે અંદર આવી બૂમ પાડે છે ' વેસલિંગ ! '

' ક્યાં છે વેસલિંગ ! વેસલિંગ શું કરે છે ! '

' વેસલિંગ ! વેસલિંગ ! ' અવાજ ઊંચો ચડે છે.

' શું છે ? ' હીલ આવીને પૂછે છે.

' વેસલિંગ ગૂમ થયો છે.'

પાછા ફરવાનો હુકમ થયો ત્યારે જેડન તેની સાથે હતો. ત્યારપછી તેણે એને જોયો નથી.

' ક્યાં હતા તમે ? ' કોસોલ પૂછે છે.

જેડન જગ્યા ચીંધે છે. કોસોલ ને બેથ્કે એક બીજા સામું જુએ છે. આ કદાચ આખરી લડાઇ છે તેમ બંને જાણે છે પણ કોઇ આંચકો ખાતું નથી. અંધકારમાં બેય વિલીન થઇ જાય છે. હીલ

તેમની પાછળ બહાર નીકળે છે. ત્રણે પર હુમલો થાય તો ખબરદાર રહેવા લડ્વિગ તૈયારી કરે છે. પહેલાં તો બધું શાંત છે પણ પછી બોમ્બની જ્વાળાઓ ઊંડે છે ને તેમની વચ્ચે ગોળીબાર થાય છે. અમે એકદમ આગળ વધીએ છીએ લડ્વિગ અમારી મોખરે છે. પણ ત્યાં કોઈને વોટરપ્રૂફમાં ઊંચકીને પરસેવે નીતરતા બેક્ક તથા કોસોલ દાખલ થાય છે. કોણ છે એ? હીલ? ના, આ તો વેસલિંગ વેદનાથી ગંહકારા કરે છે. થોડીવારમાં હીલ પણ આવી પહોંચે છે. બોમ્બના જવાબમાં ગોળીબાર કરનાર તે હતો.

'આખા ટોળાને રક્ષણના ખાડામાં વળાવી આવ્યો. ને એ જણને રીવોલ્વરનો સ્વાદ પણ...' એ બૂમ પાડી કહેવા જાય છે ને પછી નીચો વળી વેસલિંગ તરફ જોઈ કહે છે, 'કેમ છે?' પણ વેસલિંગ કાંઈ જવાબ આપતો નથી.

કસાઈની દુકાન જેવું તેનું પેટ ઉઘાડું પડ્યું છે. ઘા ખૂબ ઊંડા છે. બની શકે તેટલી સારી રીતે અમે તેને બાંધીએ છીએ. વેસલિંગ પાણી માટે તરફડે છે પણ તેને એ આપી શકાય તેમ નથી. પેટના ઝખમવાળાથી પી ન શકાય. પછી તે ધાબળા માગે છે. તેને ખૂબ લોહી પડ્યું છે ને તેથી તે જાણે ઠરીને ઠીકરું થઈ ગયો છે.

હજુ પણ પાછા હઠવાનો હુકમ લઈને કાસદિયો આવ્યો છે. વેસલિંગને અમે સાથે લઈ જઈએ છીએ. સ્ટ્રેચર ન મળે ત્યાં સુધી રાઈફલ ભરાવીને વોટરપ્રૂફમાં અમે તેને ખેંચી જઈશું. સાવચેતીપૂર્વક એક પછી એક અમે અમારો રસ્તો કાપીએ છીએ. ધીમે ધીમે અજવાળું થતું જાય છે. ઝાડનાં નાનકડા ઝુંડમાં રૂપેરી ધુમ્મસ પથરાયું છે. યુદ્ધમોરચાની હદમાંથી અમે વિદાય લઈએ છીએ અને તેનો પરચો પણ તરત મળે છે. એક ગોળી સૂસવતી આવે છે ને

લડ્વિગ શાંતિથી પોતાની બાંય ઊંચી ચડાવે છે. તેના હાથમાં એ ગોળી વાગી છે. વેરલ તેને પાટો બાંધે છે, અમે જઈએ છીએ–પાછા અને વધુ પાછા.

માર્ચ મહીનો બેઠો છે અને તેથી હવા ખુશનુમા છે. આકાશ સ્વચ્છ આછા આસમાની રંગે ચમકે છે ને સૂર્યનાં પ્રતિબિંબ રસ્તાની બાજુમાં આવેલાં તળાવોમાં ઝળકે છે. પોપ્લર ઝાડની એક વીથિકા નીચે અમે પસાર થઈએ છીએ. માર્ગની બંને બાજુએ ઊંચા ને આબાદ વૃક્ષો ઊભાં છે. આગળના પ્રદેશની જેમ લડાઈનો વિનાશક હાથ અહીં સુધી પહોંચ્યો નથી. પીળી ઘટા નીચે અમે ચાલ્યા જઈએ છીએ અને હવામાં તરતાં તરતાં પાન ખરે છે.

ઇસ્પિતાલ આવે છે પણ તેમાં જરાયે જગ્યા નથી. કેટલાક ઘવાયેલા માણસો બારણા પાસે બહાર પડયા છે. વેસલિંગને થોડા વખત માટે અમે ત્યાં રાખીએ છીએ પણ ઇસ્પિતાલ ખાલી કરવાની છે ને તેથી ઘવાએલાઓની સફેદ બાંધેલા પાટા સાથે બહાર નીકળવા માટે કતાર ખડી છે. નવા આવેલાઓને તપાસવા માટે એક દાક્તર ઝડપથી જાય છે. ઘૂંટણ આગળથી એક જણનો પગ લબડી ગયો છે. ઉપરાંત તેના પગને ઊંધી રીતે વાળીને પાટો બાંધ્યો છે. દાક્તર તેને તરત જ પાટો કાઢી નાખવા કહે છે. જેવીતેવી પાટાપીંડીથી પીડાતો વેસલિંગ બહાર પડયો છે ને અર્ધબેભાન અવસ્થામાંથી ત્રાકી દાકતર તરફ પાછળ પાછળ જોઈ રહે છે.

'ક્યાં જાય છે એ? શું કામ ચાલ્યો જાય છે?' તે પૂછે છે.

'હમણાં આવશે વેસલિંગ, અબઘડી આવી પહોંચશે.' હું કહું.

'પણ મારું ઓપરેશન? મને અંદર લઈ જાઓ, મારે અંદર જવું છે.' તે ઉશ્કેરાઈ જાય છે. વેદનાથી તેના ચહેરા પર લીલાશ તરવરે છે ને ડીલે પરસેવો ચાલ્યો જાય છે.

તે ચીસ પાડે છે, 'એની પાછળ દોડ એડોલ્ફ! એને તું અહીં ખેંચી લાવ!'

એડ્ફ થોડીવાર અચકાઈને ઊભો રહે છે. પણ વેસલિંગની નજર સમક્ષ બીજો ઉપાય નથી. તેને ખબર છે કે દાકતરને મળવાથી કાંઈ અર્થ સરવાનો નથી પણ એ જાય છે ને દાકતર સાથે વાત કરે છે. વેસલિંગ બની શકે ત્યાં સુધી આંખો તાણીને તેની તરફ જોવા મથે છે. એ માથું ફેરવવા ગડમથલ કરે છે ત્યારે એ દેખાવ ભયાનક બની જાય છે.

એડ્ફ આવીને વેસલિંગ ન જોઈ શકે તેમ એક ચક્કર લગાવે છે અને માથું હલાવી આંગળીથી ચોકની નિશાની કરે છે. મોઢા પર ભાગ્યે જ સમજાય તેવા ભાવથી તે કહે છે. 'એક કલાક—'

અમે સહુ પ્રસન્ન મુખ રાખીએ છીએ. પણ મરતા ખેડૂતને કોણ છેતરી શકે? હજી તો એડ્ફ તેને સમજાવે છે કે ઘાને પહેલા રુઝાવા દઈ પાછળથી તેનું ઓપરેશન કરવામાં આવશે ત્યાં જ એનાથી કાંઈ વાત છાની નથી રહી. થોડીવાર શાંત રહી જોરથી તે ચીસ પાડે છે, 'હા, તમારું તો રૂંવાડું યે ખાંડું નથી થયું, ને સૌ સાજા નરવા ઘેર જશો. ને હું? હું? ચાર વરસ પછી આ—ચાર વરસ વીતી ગયા ને હવે હું તો—'

'તું સુખેથી ઈસ્પિતાલમાં દાખલ થઇ શકીશ હેનરિક!' એડ્ફ તેને આશ્વાસન આપતાં કહે છે. પણ તેને ક્યાંયે ચેન નથી પડતું.

પણ ત્યારપછી તે કાંઈ બોલતો નથી. અંદર જવાની ઇચ્છા પણ તેને થતી નથી. ઈસ્પિતાલ એક નાનકડા ઢોળાવ પર આવેલી છે. અને ત્યાંથી પેલા પોપ્લર વૃક્ષોની વીથિકા ને દૂર દૂર સુધી જોઇ શકાય છે. બધું જાણે સોને રસ્યું ને સુંદર સુંદર લાગે છે. સુંવાળી ને સમૃદ્ધ ધરતી ક્યાંય સુધી વિસ્તરેલ પડી છે. ઈસ્પિતાલની બાજુ-

માં જ ખેડાએલા ખેતરોની ભૂરી પટ્ટીઓ રહી છે. જ્યારે પવનની લેરખીમાં લોહી ને પરુની વાસ ઊડી જાય છે ત્યારે તાજેતરમાં ખેડાયેલી ધરતીની સોડમ દોડી આવે છે. બધું શાંત છે ને આખે નીલાકાશ મૌન ધારી રહ્યું છે—યુદ્ધ મોરચો અહીંથી ઘણો દૂર ખરોને!'

વેસલિંગ નિશ્ચલ પડયો છે. ઝીણી આંખે તે દરેક વસ્તુને નીરખી રહ્યો છે. તેની આંખો ચોકખી ને ચળકતી છે. ખેડુનો દીકરો રહ્યો એટલે ધરતી સાથે તેને એક ગાંઠ છે. અને અમારા કરતાં તે એને જુદી રીતે ને વધારે સારી રીતે સમજી શકે છે. તેને ખબર પડી ગઈ છે કે હવે તેનું જાવા ટાણું થયું છે. એટલે કોઇ ચીજને ભૂલી જવા તે માગતો નથી ને તેની ઉપરથી નજર ખસેડવા યે ઇચ્છતો નથી. હરપળે તેનો ચહેરો ફિક્કો પડતો જાય છે. આખરે તે જરા હલે છે ને ગણગણે છે, 'અર્ન્સ્ટ!'

હું તેના મુખ પાસે નમું છું.

'મારી વસ્તુઓ બહાર કાઢ!' તે કહે છે.

'તેના માટે હજુ ઘણો વખત બાકી છે હેનરિક!'

'ના, ના, ચાલ, ઊભો થા!'

હું તેની ચીજ વસ્તુ તેની પાસે પાથરું છું. એક ખીસાડાયરી, ચપ્પુ, ઘડિયાળ, પૈસા—ને ડાયરીની અંદર તેની પત્નીનો રહેલો ફોટો.

'મને જોવા દે.' તે કહે છે.

હું તે જોઇ શકે તેમ ફોટો રાખું છું. એ ઊજળા ભૂરા ચહેરા તરફ તે મીટ માંડે છે. પછી બબડે છે, 'બસ પૂરું થયું'. તેના હોઠ કંપે છે ને આખરે તે બીજી બાજુ માથું ઢાળી દે છે.

'એને લઇ લે!' તે શું કહેવા માગે છે તે સમજાતું નથી. પણ સવાલો કરવાનો આ વખત નથી. તેથી ફોટાને હું મારા

ખિસ્સામાં નાખું છું. 'આ બધું તેને આપજે–' તે બીજી ચીજો તરફ જોઈ કહે છે. અને ઉમેરે છે 'તેને કહેજે કે—' ડોળા ફાડી તે વિચિત્ર નજરે મારા તરફ તાકી રહે છે, કંઇક બબડે છે ને માથું ધુણાવી દુ:ખથી ઊંહકારા કરે છે. હું સાંભળવા ને સમજવા મરણિયો પ્રયત્ન કરું છું પણ હવે તો તેના ગળામાંથી ઘર ઘર અવાજ નીકળે છે. તેને આંચકી આવે છે. ડચકાં સાથે તે ધીમો ને ઊંડો શ્વાસ લે છે, ફરી એક વાર ઘેરો નિ:શ્વાસ ને તેની આંખો ખોટી પડી જાય છે—મૃત્યુની શૂન્યતા સંઘરતી.

બીજે દિવસે સવારે મોખરાપરની ખાઇઓમાં અમે છેલ્લેવેલ્લા આવીએ છીએ. ભાગ્યે જ કોઇ ગોળીબાર થાય છે. યુદ્ધનો અંત આવ્યો છે. એક કલાક પછી અમે પાછા ફરશું. અહીં હવે આવવાની અમને જરૂર નથી. કાયમ માટે હવે આ ધરાની અમે વિદાય લઈએ છીએ. બે ત્રણ ભોંયરાઓને ભાંગી તોડી નાખવાના છે. એ કામ પૂરું થતાં પાછા ફરવાનો અમને હુકમ થાય છે.

કેવી વિચિત્ર ઘડી છે ! અમે પડખો પડખ ઊભા રહીને મોરચા તરફ નજર નાખીએ છીએ. આછા ધુમ્મસની બિછાત જમીન પર પથરાઈ રહી છે. રક્ષણના ખાડા ને ખાઇઓની રેખા સ્પષ્ટ દેખાય છે. કેટલી વાર અમે કદમ બઢાવતા તેની વચ્ચેથી પસાર થયા છીએ અને તેમાંથી કેટલા ઓછા જણ જીવતા પાછા ફર્યા છીએ! અમારી સામે ભૂખરી જમીનનો પટ પડ્યો છે. બળી ગયેલ ઝાડનાં ઠૂંઠાં, થોડાં તૂટયાં ફૂટયાં લાકડાં ને એક બેદાન મેદાન થએલું ગામડું અમારી આંખ સામે ખડાં છે. એ ભાંગીને ભૂકો થયેલ ગામની અધવચ વિનાશની આગમાં યે અખણિયારો રહેલી એક ઊંચી ને અટૂલી દીવાલ ઊભી છે.

'ચારવરસ—બરાબર ચાર વરસ સુધી આપણે ત્યાં બેઠા છીએ.' બેથ્કે ધ્યાનમગ્ન બની કહે છે.

'જાવા દે ને હવે', કોસોલ માથું હલાવે છે. 'એ તો બધું આથમી ગયું.'

વિલી પાછળની વંડીએ અઢેલી ઊભો રહેતાં કહે છે, 'મોજ પડે એવું છે નહિ?'

અમે સહુ ઊભા રહી જોઈ રહીએ છીએ. ખેતર વચ્ચે ઊભેલું પેલું ઘર, જંગલ ને ઝાડીના અવશેષ, ટેકરા ને ક્ષિતિજના પગ તળે સર્પિણી જેમ પડેલી ખાઇઓ—કેવી ભયાનક એ દુનિયા હતી! ને જીવન પણ જાણે પિસાઈ, ચગદાઇને વહેતું હતું—ભારે બોજ તળે ઘસડાતું.

પણ હવે તો એ દોઝખને પાછળ મૂકી અમે જઇએ છીએ. એક એક પગલે તે ઓસરતું જશે. ને કોને ખબર? એની સ્મૃતિ પણ એક દિવસ એમ જ ખરી પડશે. જાણે કોઈ દિવસ એ બન્યું જ નહોતું. એની હસ્તી જ નહોતી.

પણ અમે ખડખડાટ હસી ઊઠીએ કે આનંદથી નાચી ઉઠીએ છતાં કોણ જાણે કોઈ અજ્ઞાત પીડા અમારા હૃદયમાં જનમ ધરીને બેઠી થાય છે. શું કહેવું તેની કોઇને ગમ નથી પડતી. લડ્વિગ બ્રેયર એક ખાઇ તરફ વળે છે. તેના અંગેઅંગમાં થકાવટ ભરી છે ને એ હાથ હલાવે છે—જાણે ત્યાં કોઈ માણુસ ઊભું છે ને તેની હવે એ રજા માગે છે.

હીલ આવે છે.

'તેને છોડી જવાનું નથી ગમતું કેમ? ખેર, હવે કચરો તો છે જ.' તે કહે છે.

લેડરહાઉસ તેના તરફ આશ્ચર્યથી જોઇ રહે છે.

'શું તમે શાંતિ વિષે કહો છો?'

'હા, એ જ. એ જ કચરો.' કહીને તે ચાલ્યો જાય છે. તેની મા મરી ગઈ હોય તેમ મોઢું વીલું પડી ગયું છે.

'એને બહાદરીનો ચાંદ ન મળ્યો ને! એટલે તેને પેટમાં દુઃખે છે.' લેડરહાઉસ બોલે છે.

'મોઢું બંધ કર!' આલ્બર્ટને એ નથી ગમતું.

બેરૂ કહે છે, 'ચાલો આપણે જઇએ' પણ તેના પગ નથી ઊપડતા.

'આપણા કેટલા ભેરૂબંધ ત્યાં સૂતા છે!' લડ્વિગ કહે છે.

'હા, બ્રાન્ડ, મૂલર, કેટ, હેઈ, બેમર, બર્ટીન્ક.

'સેન્ડસ, મેઈન્ડર્સ, હુગો, બર્નાર્ડ'—

'ભલો થઇને હવે બંધ કર ભાઇ!'

અમારામાંથી ઘણા ત્યાં પોઢી ગયા છે પણ અત્યાર સુધી અમે તેનો ખ્યાલ સુદ્ધાં નહોતો કર્યો. આજ સુધી તો અમે સહુ સાથે જ હતા. તેઓ કબરમાં અને અમે ખાઈઓમાં. અમારી વચ્ચે માત્ર થોડાં ધૂળના ઢેફાંનો જ તફાવત હતો. પહેલાં તો તેઓ અલ્પ સંખ્યામાં હતા. પછી હમેશાં તેમની સંખ્યા વધતી ચાલી અને અમે ઓછા થતા ગયા. ઘણીવાર તો અમે તેમના જેવા જ છીએ કે નહિ તેની પણ અમને ખબર નહોતી પડતી. કોઈ વખત બોમ્બ તેમને અમારી વચ્ચે ખેંચી લાવતા. હાડકાંના ટૂકડા, યુનિફોર્મના લીરા ને ભીના ને લગભગ માટીમાં મળી ગએલા હાથ-પડઘમ ને અગ્નિવર્ષાના અવાજ સાથે તેમના દટાયેલા ભોંયરામાંથી રણમેદાન પર આવી પડતાં અમને તેમાં ભયંકર જેવું કશું નહોતું લાગતું. અમે તેમની કેટલા નજદીક હતા? અને હવે? હવે અમે જીવનમાં

પાછા ફરીએ છીએ અને તેઓ અહીં પડયા રહેશે. અહીં પૃથ્વીની ઠંડી હિમભરી પથારીમાં.

લડ્‌વિગનો પિત્રાઈ ભાઇ આ સ્થળે કાયમી નિદ્રામાં પડયો છે. ઓખરા પર લાંબી દૃષ્ટિ ફેંકી, મુખને હથેળીમાં ઢાંકી તે પાછો ફરે છે. અમે પણ ધીરે ધીરે તેની પાછળ જઇએ છીએ. પણ થોડી વાર અમે અટકી જઈ આસપાસ નિહાળી લઈએ છીએ. ફરીવાર પગ ખોડી ઊભા રહેતાં અમને લાગે છે કે આ યાતનાઓની ભૂમિ, આ બોમ્બ ને બંદૂકોની ઉજ્જડ ભૂખરી ધરતી અમારા હૃદયનો કબજો લઈ બેઠી છે. અમારું ઘર બની ગઈ છે. જાણે અમે આ જ મુલકનાં છોરુ છીએ.

અમે માથું ધુણાવીએ છીએ. અમારાં વીતેલાં વરસો અહીં ભમતાં ફરે છે, અમારા દોસ્તો અહીં દફનાઈને પડયા છે, ને આ પૃથ્વીના કણેકણમાં કાળી વેદના ભરાઈ રહી છે.

પણ અમે કૂચ કરીએ છીએ. અમે કૂચ કરી જઈએ છીએ.



## પ્રકરણ પહેલું

અફાટ ધરતીની વચ્ચે દૂર દૂર સુધી વિસ્તરતા રસ્તાઓ પડ્યા છે. ઝાંખા ભૂરા પ્રકાશમાં ગામડાનાં આછાં ટપકાં કળાય છે વૃક્ષોની વચ્ચેથી પવન સરરી રહ્યો છે ને પાન ખરરર્ કરતાં સરી પડે છે. રંગ ઊડી ગયેલા ગંદા ખાખી ગણવેશમાં પગલે પગલું મિલાવતા સૈનિકોની કતાર ચાલી જાય છે. લોઢાના ટોપ નીચે હજામત વધી ગયેલા ચહેરા નિસ્તેજ આંખે આગળ વધી રહ્યા છે. ભૂખ ને યાતનાએ, મૃત્યુ ને મરદાનગીએ તેમનાં મોં પર વિવિધ રેખાઓ આંકી છે. મૂંગાં મૂંગાં એ માર્ગ કાપે છે. બહુ બોલવાની તેમને આદત નથી. કેટલીયે ખાઇ ને ખાડાઓમાં, ભોંયરાઓમાં કે બોમ્બઝડીથી દાઝતી ધરતી પર તે આમ જ, એક પણ હરફ ઉચ્ચાર્યા વિના દોડી ગયા હતા. અને આજે એ જ રીતે મૂક મને એ શાંતિને પગરસ્તે વળી રહ્યા છે.

તેમનામાં લાંબી દાઢી વાળા બુઝર્ગો છે ને થનગનતા વછેરા જેવા ઊગતા જુવાનો પણ છે. છતાં અહીં તેમની વચ્ચે

કાંઇ ભેદ નથી. તે બધા દોસ્તો છે. તેમણી પડખે છોકરા ગણી શકાય એવા તેમના લેફ્ટેનન્ટ—નાનકડા સરદારો છે—કેટલીયે ગોઝારી રાતના હવાઇ હૂમલાના સાથી. તેમની પાછળ ઘવાએલાઓની ડોળીઓ ચાલી આવે છે. આમ ડગલે ડગલે અરધ ભૂખ્યાં સાધન સામગ્રી વિનાના ને પાંખી પંક્તિમાં, કાંઈ સમજ ન પડતી હોય એવા ભાવ આંખમાં નીતારીને આ યોદ્ધાઓ કદમ ઉપાડે છે. પેલા દોઝખમાંથી છૂટી, જીવનની લાંબી વાટમાં પુનઃ પ્રવેશવા.

ધીરે ધીરે અમે આગળ વધીએ છીએ. કારણ કે અમારા અંગમાં થાક ભર્યો છે ને અમારી સાથે ઘવાયેલા પણ છે. ચાલતાં ચાલતાં અમારી મિત્રમંડળી પાછળ રહી જાય છે. ડુંગરાળ પ્રદેશ છે. અને તેથી જ્યારે કોઈ ટેકરી મથાળે અમે ચડીએ છીએ ત્યારે અમારી આગળ અમારા સૈન્યને ચાલ્યું જતું અમે જોઇએ છીએ. અમારી પાછળ અમેરિકન સૈનિકોનું અસંખ્ય દળ ઊમટતું આવે છે. વૃક્ષોની વીથિકાઓ વચ્ચેથી તેમનો પ્રવાહ મહાનદની જેમ ઘુઘવતો ધસે છે અને તેની ઉપર તેમનાં શસ્ત્રો ચંચળ નૃત્ય કરતાં, ચમકતા આગળ વધે છે. પણ તેમની આસપાસ પ્રશાંત ખેતરો પડયા છે ને આ ધસમસતા પૂરની પરવા કર્યા વગર ઝાડની ટગલી ડાળોએ પાનખરની રંગછટા ઘેરું ગભીરું હસી રહી છે.

એક નાનકડા ગામડામાં અમે રાતવાસો કરીએ છીએ. અમારા ઉતારાની બાજુમાં એક ઝરો વહે છે. કાંઠે નાજુક મજાનાં ઝાડ છે. ને તેની બાજુમાં એક કેડી છે. અમે એક પછી એક તેના પર લટાર મારવા નીકળીએ છીએ. અમારી સૌથી આગળ ફ્રાસોલ છે. સૌનો પ્રિયપાત્ર વુલ્ફ તેની જોડે છે. પગકેડી જ્યાં ધોરી માર્ગને મળે છે ત્યાં આવી પહોંચતાં ફરડીનાન્ડ અચાનક પાછળ હઠી બૂમ પાડે છે, 'ખબરદાર!' તરત જ અમે રાઇફલ ઊંચકીએ છીએ ને છૂટા છવાયા થઈ ગોઠવાઈ જઇએ છીએ. ફ્રાસોલ રસ્તાની

બાજુમાં વહેતાં પાણીમાં પડી ગોળીબાર કરવા તૈયાર થઈ જાય છે. જ્યુપ અને ટ્રોસ્કે ડૂબકી મારી ઝાડના ઝુંડ પછવાડે સંતાઈને જુએ છે. વિલી હોમવેર હાથબૉમ્બ તૈયાર રાખી ઊભો છે. અમારા ઘાયલ દોસ્તો પણ લડાઈ આપવા તત્પર થઈ ગયા છે.

રસ્તા ઉપર હસતા ને વાતોના તડાકા મારતા થોડાક અમેરિકન સૈનિકો આવતા દેખાય છે. અમારી લગોલગ આવી પહોંચેલ આગળ વધેલી ટુકડીના એ સૈનિકો છે. અત્યાર સુધી અમારામાંથી એડોલ્ફ બેર્થ્રક જ ઉશ્કેરાટ વિના ઊભો હતો, તે શાંતિથી ખુલ્લા રસ્તા પર જાય છે. કાસોલ પણ બેઠો થાય છે. અમે બધાં ફરીવાર સ્વસ્થ થઈને હથિયારને યથાસ્થાને ગોઠવી દઈએ છીએ. લડાઈ તો હવે બંધ થઈ ગઈ છે એટલે તેમને તસ્દી આપવાની જરૂર નથી.

અમને જોઈને અમેરિકનો એકાએક થંભી જાય છે. તેમની વાતો બંધ પડે છે ને ધીરે ધીરે તેઓ નજીક આવે છે. પડખે એક ખેતરાઉ ઝૂંપડી છે. તેને અઢેલી, ઘવાયેલાંઓને વચમાં રાખી અમે રાહ જોતા ઊભા રહીએ છીએ. થોડીવાર તો સૌ ચૂપચાપ એક બીજા તરફ નિરખી રહીએ છીએ. પછી એક ઊંચો ને પડછંદ અમેરિકન ટોળામાંથી આગળ વધે છે ને અમને અભિનંદન આપતાં કહે છે. 'હલ્લો, કૉમરેડ!'

એડોલ્ફ બેર્થ્રક એ જ ઢબે હાથ ઊંચો કરી કહે છે, 'કૉમરેડ!'

વાતાવરણ હળવું બને છે ને અમેરિકનો આગળ વધે છે. ઘડી-વારમાં એ અમારી આસપાસ આવી ઊભા રહે છે. આટલા બધા નજીક તો અમે તેમને—મરેલા કે કેદી સિવાય કદી નહોતા જોયા.

બહુ અજબ વેળા છે. અમારી આજુબાજુ અર્ધચન્દ્રાકારે તે

ઊભા છે. સૌ ખૂબસૂરત ને પઠ્ઠા આદમી છે. ખાવાની તેમને કોઈ દી' કમી નથી પડી એ તો જોતાંવેંત કહી શકાય તેમ છે બધા જુવાન-જોધ છે, એડોલ્ફ એષ્કે કે ફરડીનાન્ડ કોસોલ જેટલી ઉમરનો તેમનામાંથી કોઈ નથી—અને આ બંને અમારા દળમાં કાંઈ સૌથી મોટા નથી. બીજી બાજુએ આલ્બર્ટ ટ્રોસ્કે કે કાર્લ બ્રોગર જેટલી નાની વયનું કોઇ નથી—અને અમારામાંથી એ સૌથી નાના પણ નથી. નવા ગણવેષ, નવા નક્કોર ઓવરકોટ, પગમાં ફીટોફીટ થતા ચળકતા બૂટ, રાયફલો પણ ઊંચી જાતની ને બગલ થેલામાં ભારોભાર દારૂગોળો!—અમેરિકનોને અમે આંખ ભરીને નીરખી રહીએ છીએ.

અને તેમની સાથે સરખાવતાં અમારી આ દશા? ચોખ્ખા ડાકુ ડેફેર જોઈ લ્યો! તેમની સ્થિતિ પણ કાંઇક સારી હશે. અમારા વસ્ત્રો ચીંથરેહાલ કાદવથી ખરડાયેલા ને કોટમાં કાંટાની વાડે પાડેલા લીરા ને ગોળી કે આગના તણખાએ જગવેલા ફાંકા પડયા છે. અધૂરામાં પૂરું કાદવથી—અને કોઇ જગ્યાએ તો લોહીથી—કપડાં અક્કડ બની ગયાં છે. અમારી રાયફલ કે જોડાઓનું ઠેકાણું નથી. દારૂગોળામાં થેલીઓનું તળિયું દેખાય છે. અમે સૌ જાણે મેલી ધૂળમાં રેગદોળાઇને ઊભા થયા છીએ. સૌ ભાંગી પડયા છે, સૌના મોં પર મણમણની થકાવટનો ભાર છે. યુદ્ધનું જંગી સ્ટીમરોલર અમારા હાડ ને હૈયાં જો ભૂંકા કરતું પસાર થઇ ગયું છે.

વધારે ને વધારે સૈનિકો આવે છે ને અમને ઘેરી વળી ઊભા રહે છે. આખો ચોક ઇંતેજાર આંખોથી ભરાઇ જાય છે. અમારા ઘાયલ સાથીઓને વીંટળાઈ અમે એક ખૂણામાં ઊભા છીએ. અમને કશો ડર નથી પણ ભેરૂબંધીની મમતા અમારૂં કૂંડાળું રચીને

તેમની આસપાસ ખડી છે. અમેરિકનો એક બીજાનું કાંડું પકડી, અમારો ભાંગેલો સરસામાન આંગળી ચીંધીને બતાવે છે.

એક જણ બ્રેયરને રોટીનો કકડો આપે છે. આંખોમાં ભૂખની ઉતાવળ રમતી છતાં એ તેને અડકતો પણ નથી.

અચાનક એક માણસ બોલી ઊઠે છે ‘ હા, ભગવાન ! ’ કોણ જાણે કઈ અજ્ઞાત વેદનાનો પડછાયો તેના મુખ પર પડયો છે. અમારા ઘાયલ સૈનિકોના પાટાપીંડી તરફ આંખ માંડી એ જોઇ રહ્યો છે ને સૌને બતાવે છે. પાટાઓ માટે મસલિન તો કોને મળે ? પગરખામાં સગથળી તરીકે વપરાતા જાડા રબરને દોરીથી તાણીને બાંધી અમે પાટા બનાવી દીધા છે. અમેરિકનો આ જોઇને અંદરોઅંદર વાતો કરે છે. તેમની આંખમાંથી પ્રેમ ને સહાનુભૂતી ચૂવે છે.

અમને સૌથી પહેલાં જ સંબોધનાર માણસ ધીરેથી બેકના ખભ્ભા પર હાથ મૂકી કહે છે. ‘ બડા વીર, બડા બહાદર— સૈનિક ! ’

બીજાઓ પણ ભારપૂર્વક માથાં નમાવે છે.

અમે કશો જવાબ આપતા નથી. જવાબ આપવા જેવી અમારી સ્થિતિ નથી. અમારાં છેલ્લાં અઠવાડિયાંઓ આકરી તાવણી જેવા વીત્યાં છે. તદ્દન નિરર્થક રીતે અમારા સાથીઓને એક પછી એક હોમી દેતાં અમારે રણમાં ઊતરવું પડયું હતું. છતાં હંમેશની જેમ, કાંઇ પણ બબડાટ વિના અમે મત્યુના મુખમાં ધસી જતા હતા. આખરે બસો જણની અમારી ટૂકડીમાંથી આખાપાખા બત્રીસ જીવતા રહેલા. ત્યારે તો અમારી સામે પડેલું કામ, અમને સોંપવામાં આવેલું કામ વફાદારીથી પૂરું કરવાની અમારા દિલમાં

એક જ લગની હતી. એ એક જ તમન્ના હતી. બીજા વિચારો કે બીજી લાગણીઓને અમને પજવવા માટે અવકાશ ન હતો.

પણ આ દયા ખાતા અમેરિકનોની આંખ સામે તેની પોગળતા છતી થઈ જાય છે. આ અસંખ્ય ને સુસજ્જ લશ્કરના દર્શને માણસ ને જણસની કેટલી થોડી મૂડીએ અમે મોટી બાથ ભરવા ગયા હતા તે સત્ય સમજાય છે. અસંભવિતને આંગણે અમે માથાં પછાડીને મારગ કરવા ધસ્યા હતા. અમે સૌ હોઠ કરડતા એક બીજા તરફ તાકી રહીએ છીએ. પેલા અમેરિકનના હાથ તળેથી બેથ્કે પોતાનો ખભ્ભો ખસેડી લે છે. કાસોલ શૂન્ય નજરે સામે જોઈ રહ્યો છે. લડ્વિગ બ્રેયર ટટાર થઈ જાય છે ને અમે અમારી રાઈફલને મજબૂત રીતે પકડીએ છીએ. ઘૂંટણના મોજાં તંગ કરીએ છીએ. અમારી દૃષ્ટિ નિશ્ચલ ને કઠોર બની જાય છે. અમે જ્યાંથી આવ્યા છીએ એ ધરતી પર પાછળ ફરી અમે એક લાંબી નજર નાખીએ છીએ. ફરી વાર ગત અનુભવોના સૂક્ષ્મ સ્મરણો ધસાઈને છોડાં પાડતાં પસાર થાય છે. ખબર નથી પડતી કે અમને શું થઈ ગયું છે. પણ જો હવે એક પણ કડણ વચન અમને કહેવામાં આવ્યું તો આગને ભભૂકી ઊઠતાં વાર નહિ લાગે. અમારી ઈચ્છા હોય કે નહિ. પ્રચંડ વાયુની પેઠે અમે ગાંડો દોટ મેલી લડવા ધસી જઈશું. સામે ગમે તે હોય ને ગમે તે થાય ! અમને કોઈ નહિ રોકી શકે !

એક જાડો ને લાલઘૂમ ચહેરાવાળો સાર્જન્ટ અમારી તરફ આવે છે. કાસોલ તેની નજીક ઊભો છે. તેના તરફ આવે છે. કાસોલ તેની નજીક ઊભો છે. તેના તરફ ફરી તે જર્મન ભાષામાં કડકડાટ બોલવા માંડે છે. ફર્ડીનાન્ડ તો આભો બની જાય છે.

'આપણી જેમ જ આવડો, આ તો બોલે છે. હેં ! તને શું લાગે છે ?' તે બેથ્કેને કહે છે.

ફ્રાસોલ કરતાંયે તે માણુસ વધારે સારી રીતે ઝડપથી જર્મન ભાષા વાપરી શકે છે. તે કહે છે કે લડાઈ પહેલાં તે ડ્રેસ્ડનમાં રહી ગયો છે ને ત્યાં તેને ઘણા મિત્રો છે.

ક્રાસોલના અચંબાનો પાર નથી રહેતો. ડ્રેસડનમાં, એમ ?' તે કહે છે, ' હું પણ ત્યાં ઘણો વખત રહ્યો છું.'

હવે પોતે એક ઓળખીતો આદમી હોય એવી શ્રદ્ધાથી સાર્જન્ટ હસે છે.

ડ્રેસ્ડનમાં એ જે શેરીમા રહેતો તેનું તે નામ આપે છે.

' મારા રહેઠાણુથી પાંચ મિનિટનો પણ રસ્તો નહિ ' ' ક્રાસોલ ઉત્સાહમાં આવી જાય છે. ' કદાચ આપણે ત્યારે મળ્યા પણ હઈશું. પેલી વિધવા પોહલને તમે ઓળખો ? જોહાનીઝ સ્ટ્રીટના ખૂણા પર રહે છે. શરીરે જાડી ને ઘરડી થવા આવી તોય કાળા કાળા વાળ છે ! હું તેના ઘરમાં રહેતો.'

પણ સાર્જન્ટ તેને ઓળખતો નથી. જવાબમાં વળી તે એક ખજાના કારકુન ઝેન્ડરને મૂકે છે. આ વખતે ક્રાસોલને એવી કોઈ વ્યક્તિ યાદ નથી આવતી. છતાં બંને જણાને એલ્મે ને કેશલે તો બરાબર સાંભરે છે. અને તેમની આંખો આનંદની ઝલકથી સભર બની જાય છે. ફર્ડીનાન્ડ સાર્જન્ટનું કાંડુ પકડી કહે છે, ' વાહ, આબેહૂબ અમારી જેમ જ તું જર્મન બોલે છે. ને વળી તું ડ્રેસ્ડનમાં પણ હતો કાં ?' પછી તેનો હાથ પોતાના હાથમાં મિલાવી ઉમેરે છે. 'ત્યારે આપણે લડતા'તા શા માટે ? તને ખબર છે ?'

સાર્જન્ટ ખડખડાટ હસી પડે છે. શા માટે લડતા હતા તેની એને પણ ખબર નથી. તે સિગારેટનું પાકીટ કાઢી ક્રાસોલને આપે છે. સારા માયલી સિગારેટ અમારામાંના દરેકને જાનથી જ્યાદા

પ્યારી છે. કોસોલ આતુરપણે એ પાકીટ ઝડપે છે. અમારી પાસે ઊંચી જાતની સિગારેટો નથી. સારી ગણાતી સિગારેટો પણ હલકી જાતની તમાકુમાંથી બનાવવામાં આવે છે. વેલેન્ટીન કહે છે કે છેક નીચી કોટિની સિગારેટો ઘોડાની સૂકાયેલી લાદ ને કચરામાંથી બનેલી હોય છે. વેલેન્ટીન આવી બાબતોનો ભારે પારખુ છે.

કોસોલ લ્હેરથી ધૂમાડા કાઢે છે. અમને તેની અદેખાઈ આવે છે. એક સટ ખેંચવા દેવા માટે લેહર તેની ખુશામત કરે છે. પણ તેના હાથમાં સીગારેટ આવે તે પહેલાં બીજો એક અમેરિકન તેને વર્જિનિયા તમાકુની ડબી આપે છે. વેલેન્ટીન શંકાશીલ નજરે જોઈ રહે છે. ડબી હાથમાં લઈ તે સૂંઘે છે અને તેનો ચહેરો પ્રકાશી ઊઠે છે. પછી તરતજ નારાજીથી તમાકુ પાછી આપી દે છે. પણ પેલો માણસ ના પાડે છે ને લેહરના શિરપિચ્છ તરફ આંગળી ચીંધી કંઈક બબડે છે. વેલેન્ટીન કાંઈ સમજતો નથી. ડ્રેસ્ડનવાળો સાર્જન્ટ કહે છે કે તેને ટોપના પિચ્છને સાટે તમાકુ આપવા માગે છે. પણ લેહર તો વેલેન્ટીન કરતાં પણ ઓછું સમજે છે. આવી ખુશબોદાર તમાકુ એક જર્જરિત ટોપના ખવાઈ જવા આવેલા ટીનના પિચ્છ સાટે મળે છે એમ? વેલેન્ટીન થોડું કમિશન લઈને સાટું કરવા તૈયાર નથી. તે પોતાનો ટોપ, પિચ્છ ને બધું અમેરિકનને આપી દે છે ને ધ્રૂજતે હાથે, લોભી નજરે પોતાની ચૂંગી અંગૂઠાથી દાબીને ભરે છે.

હવે અમને ખબર પડે છે કે અમેરિકનો વસ્તુઓનો વિનિમય કરવા માગે છે. એ તો દેખીતું છે કે લડાઈમાં એ તાજાજ આવેલા છે ને હજુ યાદગીરી માટે સૈનિકોની અવનવી ચીજો સંઘરે છે. ખભ્ભાની પટ્ટીઓ, ચંદાઓ કમરબંધનાં બકલ ને યુનિફોર્મના બટનના બદલામાં અમે સાબુ, સિગારેટ, ચોકલેટ ને ડબ્બામાં પેક કરેલું માંસ ખરીદીએ છીએ. અમારા કૂતરા માટે પણ એ પૈસા આપવા

તૈયાર છે. પણ એ અમને પસંદ નથી. ગમે તેટલા પૈસાના બદલામાં પણ અમે અમારા કૂતરાને છોડવા તૈયાર નથી. એક અમેરિકનના એટલા બધા દાંત સોને મઢેલા છે કે તેનું મોઢું પિત્તળના કારખાના જેવું લાગે છે. તેને થોડા લોહિયાળ પાટા ખરીદવાની ઇચ્છા છે. ઘેર જઈને એ બતાવવા માગે છે કે અમે કાગળના પાટાઓથી રોડવી લેતા હતા. બદલામાં તે ફક્કડ જાતના બિસ્કીટ અને વધુ સારી વાત તો એ છે કે સાથે નવા પાટાઓ આપવા તૈયાર છે. સંપૂર્ણ સંતોષથી તે ચીંથરાઓને કાળજીપૂર્વક પોતાની પેટીમાં પધરાવે છે. ખાસ કરીને લડ્વિગ બ્રેયરના પાટાઓને તે સાચવીને મૂકે છે—એક લેફ્ટેનન્ટના લોહીની છાપ તેના પર રહી છે ના! લડ્વિગને પોતાના પાટા પર તેનું અને રેજીમેન્ટનું નામ લખવું પડે તેમ છે. આ વસ્તુ ગપ નથી તેની અમેરિકામાં સાબીતી આપવા માટે. પહેલાં તો તે ના પાડે છે. પણ અમારે સારા પાટાઓની તાતી જરૂર છે. વિલી તેને સમજાવે છે. ઉપરાંત લડ્વિગને તેના મરડામાં આવા ઉમદા બિસ્કીટ એક પ્રભુ દીધી બક્ષિસ જેવા છે.

પણ આ સોદામાં જો કોઈ સૌથી વધારે ખાટયું હોય તો તે આર્થર લેડરહાઉસ. એક ખાલી સૈનિકગૃહમાંથી તેને લોઢાના ક્રોસથી ભરેલી એક પેટી મળી આવી છે. તેના જેવા જ દૂબળો પાતળો ને ફિક્કા પીળા ચહેરાવાળો એક અમેરિકન એક જ તડાકે આખી પેટી ખરીદી લેવા માગે છે. લેડરહાઉસ એક પક્કાઈ ભરી લાંબી ત્રાંસી નજર નાખી તેના તરફ જોઈ રહે છે. અમેરિકન પણ એજ ઢબે જોઈ રહે છે. જીવનમૃત્યુના આ ભયંકર સંગ્રામમાંથી એક વસ્તુ લીલીછમ રહીને તેમની આંખોની પાંપણ પર બેઠી છે—પેલી સનાતન વેપારવૃત્તિ.

લેડરહાઉસનો ઘરાક સમજી જાય છે કે જથ્થાબંધ ખરીદીનો સોદો પતે તેમ લાગતું નથી. આર્થરને કોઈ બનાવી જાય એ વાતમાં

માલ નથી. છૂટક છૂટક વેચાણુમાં જ એને લાભ છે. અને એક પછી એક ચીજ વેચતો તે પેટી ખાલી કરે છે. ધીરે ધીરે તેની પાસે વસ્તુઓનો ઢગલો થઈ જાય છે. માખણ, ઈંડાં, લીનન ને પૈસા સોત તેની પાસે ખડકાય છે. છેવટે મોટા વેપારીની અદાથી એ ત્યાં ઊભો રહે છે—અવનવીન સામાન સરંજામથી, ઘેરાઈ ને.

અમે રજા લઈએ છીએ. અમેરિકનો પણ પાછળ સાદ દેતા હાથ હલાવે છે. પેલો સાર્જન્ટ તો જાણે થાકતો જ નથી. ફ્રાસોલનું હૃદય પણ હલી ઊઠયું છે—અલબત્ત એક ખડતલ સૈનિકનું દિલ હલી ઊઠે ત્યાં સુધી તે પણ વિદાયના થોડા શબ્દો ઉચ્ચારી હાથ હલાવે છે. તેના મગજમાં ગડમથલ ચાલી રહી છે. છેવટ બેથ્કને એ કહે છે, 'ખૂબ મજાના માણસો છે નહિ?' અડોલ્ફ માથું હલાવે છે. અમે શાંતિથી આગળ વધીએ છીએ. ફર્ડીનાન્ડ માથુ નમાવે છે. તે વિચારમાં છે. જોકે વિચારવાની તેને ટેવ નથી પણ એકવાર ભૂસું ભરાયું એટલે તેના મગજમાંથી એ સહેલાઈથી નીકળી શકે તેમ નથી. ડ્રેસ્ડનનો સૈનિક તેના પર સવાર થયો છે. એકદમ એ નીકળી જાય તો પૂછવું શું?

ગામડાંનાં માણસો અમારી સામે તાકી રહે છે. એક રેલ્વે ક્રોસિંગ પર પહેરેગીરની બારીમાં ફૂલો લચી પડયાં છે. એક બાઈ બાળકને ધવરાવે છે. કૂતરાઓ અમારી પાછળ ભસે છે ને અમારો સદાનો સાથી વુલ્ફ તેની સામે ઘૂરકે છે. રસ્તાની બાજુમાં એક કૂકડો કલગી નચાવતો, ડોકું ફૂલાવી દોડે છે. અમે બેધ્યાનપણે ધૂમાડાના ગોટ કાઢીએ છીએ.

કૂચ, અને વધુ કૂચ. સીધા ને ઊંચા ઝાડવાળા એક વિશાળ બગીચા પાસે અમે આવી પહોંચીએ છીએ. યુદ્ધના સારવાર વિભાગનું એ થાણું છે. ઝાડ નીચે ઘવાએલાઓની પથારીઓ પડી છે. પાન ખરે છે-ભૂમિ પર લાલ ને સોનેરી બિછાત પાથરતાં. એક

ગેસ–હૉસ્પિતાલ પણ અહીં છે. ખસેડી ન શકાય તેવા ગંભીર ઝખમ-વાળાઓને ત્યાં રાખવામાં આવ્યા છે. મૃત્યુની હિમમયી છાયા વિસ્તરીને પડી છે. છતાં કોઇને તેનો ભય નથી. કેદી તરીકે પકડાવાનો સૌને ડર છે. મરણને એ આવકારી શકશે પણ કેદી થવા એ હરગીઝ માગતા નથી. અમે તેમને આનંદમાં લાવવા પ્રયાસ કરીએ છીએ. અમેરિકનો તેમનું સારું ધ્યાન રાખશે તેની ખાત્રી આપવા છતાં તે વાત સાંભળવા કોઈ તૈયાર નથી. તેમને સાથે લઇ જવા તેઓ અમારા તરફ ફરી ચીસો પાડે છે.

ભયંકર છે આ ચીસો. આ ઉઘાડી જગ્યામાં ફિક્કા પીળા ચહેરાઓ અપાર્થિવ લાગે છે. પણ તેમની દાઢી બેસી ગયેલાં જડબાં પર અક્કડ ને ઊભી ઊગી નીકળી છે. જાણે તેમનામાં પોતીકું જીવન, પ્રેતની છાયા જેવું ધબકી રહ્યું છે. કોઇ કાળા કાળા બિલાડીના ટોપ ખવાઈ ગએલી ધરતીના રસકસ નીચોવતા ઝૂલી રહ્યા છે. ચીસોથીયે આ મૂંગું દૃષ્ય વધારે ભયંકર છે, વધારે વેદના ભર્યું છે.

ઊંડા ઝખમથી પીડાતા કેટલાક બાળકની જેમ પોતાનો પાતળો હાથ ઊંચો કરી કહે છે, 'તમારી સાથે મને લઈ જાઓ ભાઈ!' તેમની આંખોનાં પોલાણમાં ઊંડા ને વિચિત્ર પડછાયા તરે છે. બૂડતી ચીજ જેવા ડોળા તેમાંથી બહાર આવતા તરફડે છે. બીજાઓ શાંત પડયા છે–અમારી તરફ સાંધી શકાય ત્યાં સુધી તે આંખોના દોર સાંધે છે.

ધીમેધીમે ચીસો ઓગળતી જાય છે. ત્રાસદાયક રસ્તો પગ નીચે કચડાતો જાય છે. અમારી પીઠ પર વસ્તુઓના ગાંસડા પડયા છે. ઘેર જાય ત્યારે માણસને કાંઇક તો સાથે લઇ જવું જોઈએ ને! આકાશમાં વાદળાં તોળાઈ રહ્યાં છે. બપોર વેળા તડકો જરા ખીલે છે ને વરસતાં મેમાં આછાંપાંખાં પાંદડાવાળા ઊંચા ઝાડ ઝાંખા બનીને

દૂર દૂર સુધી ફળાય છે. ડાળીઓ વચ્ચે આછું, આસમાની ધુમ્મસ પાંખ પ્રસારીને બેઠું છે.

માથે સામાન ઉપાડી, નીચું માથું કરી હું ચાલ્યો જાઉં છું. રસ્તાની બાજુમાં વરસાદના પાણીથી ખાડા ને ખાબોચિયા ભરાઇ ગયા છે.

અચાનક આંખ માંડી જોઉં છું તો તેમાં ઉજ્જવળ રૂપેરી વૃક્ષોની પ્રતિછાયા પડી છે. રસ્તામાં આવ્યે જતા આ અરીસાઓમાં વૃક્ષોનું પ્રતિબિંબ વધારે સ્વચ્છ ને સુંદર રીતે પ્રકાશી રહ્યું છે. ભૂખરી જમીનની કિનારીમાં આકાશનો ઘુમ્મટ ને વૃક્ષો ઊંડાણ ધારી ને સ્પષ્ટ બની પ્રગટ થઇ ગયા છે. એકાએક મારા અંગે અંગમાં ધ્રુજારી ફરી વળે છે. વરસો પછી મને પ્રથમવાર લાગે છે કે હજુયે કાંઇક સુંદર બાકી રહ્યું છે. વરસાદના પાણીના આ તળાવડામાં સાવ સાદી પણ સુંદર ને પવિત્ર પ્રતિમા રહી છે. મારું કંપિત હ્રદય થનગની ઊઠે છે. ઘડીભર બીજું બધુંયે સરી પડે છે. પહેલી જ વાર શાંતિની સ્નિગ્ધ ઉજ્જ્વળ છબી મારી આંખે આવી વસે છે, હું એને ભાળું છું, સ્પર્શું છું, મારું અણુએ અણું ભરીને તેને સમજું છું ને સંમાનું છું. શાંતિ ! કોઈ નહોતું ઊંચકી શકયું તે ભાર ઊંચકાય છે: કાંઈક નવું, કાંઈક અદીઠ ને અજાણ્યું સર્‌ર્‌ર્ કરતું માથા પર ઊડી જાય છે, કબૂતર ! –ધોળું કબૂતર ધ્રૂજતી દિશાઓને દ્વારે, ક્ષિતિજમાં રમતી, આશા ને ઉન્નતિની, અભય ને આનંદની ઉષાનું પ્રથમ દર્શન થાય છે.

શાંતિનું સ્મિત હજી અણુઆચમ્યું છે ત્યાં મારા કાળજામાં ફાળ પડે છે, ત્યાં મારી પાછળ, પથારીમાં પડેલા મારા ઝખમી દોસ્તોના અવાજો આવે છે. હજુ યે સાથે લઇ–જવા તેમના આજીજી ભર્યા સ્વર આવે છે. શાંતિ આવી છે છતાં તેમને મરવું પડશે અને

અહીં હું બેશરમ બનીને આનંદની છોળો તળે મ્હાલી રહ્યો છું. કેટલું વિચિત્ર !

પારકી પીડાને માનવી નથી સમજી શકતો એટલે જ શું આ લડાઈઓની સેતાનિયત જગતના બારણાં ખખડાવતી વારંવાર આવતી હશે !

બપોર નમે છે. અમે સૌ એક પીઠાના મેદાનમાં બેઠા છીએ. કારખાનાની ઓફિસમાંથી અમારો ટૂકડી નાયક લેફ્ટેનન્ટ હીલ આવે છે અને અમને પાસે આવવા સાદ પાડે છે. સૈન્યમાંથી જુદા જુદા દરજ્જાઓમાંથી પ્રતિનિધિ ચૂંટી કાઢવાનો હૂકમ આવ્યો છે. અમે આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ. આ પહેલાં આખા જનમારામાં આવી વાત કોઈએ સાંભળી નથી. ત્યાં મકાનની ઓસરીમાં મેક્સ-વેઈલ દેખાય છે. છાપું હલાવી તે બૂમ પાડે છે કે ' બર્લિનમાં બળવો થયો છે.' હીલ એકદમ પાછળ ફરી જૂએ છે: ' તદ્દન ગપ ! ' તે કહે છે, ' બર્લિનમાં થોડુંક તોફાન જ થયું છે.'

પણ વેઈલની વાત હજુ પૂરી થઈ નથી, તે વધારે જોરથી કહે છે: ' કૈસર હોલાન્ડમાં નાસી ગએલ છે.'

વેઈલ ગાંડો તો નથી થઈ ગયો ? એક આંચકા સાથે અમારૂં અણુએ અણુ જાગી ઊઠે છે. હીલ ગુસ્સાથી લાલચોળ બની જાય છે. ' જૂઠા ! ' તે ગર્જે છે. તેના ધ્રૂજતા હોઠમાંથી વધારે શબ્દો નથી નીકળતા.

વેઈલ તેના હાથમાં છાપું જ આપી દે છે. હીલ તેને ફાડી ને ફેંકી દઈ વેઈલ તરફ ક્રોધ ભરી આંખે તાકી રહે છે. વેઈલના માટે તેના હૃદયમાં જરાયે સદ્ભાવ નથી. કારણ કે તે યહુદી છે. શાંતિથી બેઠાં બેઠાં છાપું વાંચવાનો તેનો મુખ્ય ધંધો છે. પણ

હીલ જુદી જ દુનિયાનો વાસી છે. આગના ભડકા વગર તેને ક્યાં યે ચેન ન પડે.

'તરકટ છે તરકટ! બનાવી કાઢેલી વાતો સિવાય બીજું કાંઇ નથી એમાં' વેઇલ તરફ આંખો ફાંડી તે ઘૂરકે છે—જાણે તેને આખો ને આખો ભરખી ખાવા માગતો હોય.

વેઇલ પોતાના કબજાના બટન ખોલી છાપાની એક બીજી ખાસ આવૃતિ બહાર કાઢે છે. પણ હીલથી આ સહન નથી થતું. છાપાના કટકે કટકા કરી એ પોતાની—તરફ ચાલ્યો જાય છે. વેઇલ છાપાના ટુકડા એકઠા કરી તેને ગોઠવીને વળી અમને સમાચાર વાંચી સંભળાવે છે. અમે મંત્રમુગ્ધ બનીને સાંભળી રહીએ છીએ. અમારી આંખો સામે આખી વસ્તુસ્થિતિ તાદૃશ્યપણે ઊઠી આવે છે.

'આંતરવિગ્રહ અટકાવવાને માટે જ તેણે આ પગલું ભર્યું છે.' વેઇલ કૈસર વિષે કહે છે.

'બહુ સારું.' ક્રાસોલની જીભમાં વેધક કટાક્ષ ભર્યો છે. 'થોડીક વાર પહેલાં આપણે આ શબ્દો બોલ્યા હોત તો શું થાત ખબર છે? ને હવે આપણને આંહી ગોંધી રાખવાનું કાંઇ કારણ?'

બેથ્કે પોતાનું માથું ધુણાવતાં કહે છે, 'જ્યુપ, મારા પડખામાં જરા ઠોંસો તો લગાવી જો! ખબર તો પડે કે હું આંહી જીવતો મૂઓ છું કે નહીં! જ્યુપ' તેને એ સત્યનું બરાબર ભાન કરાવે છે.

'હં, હવે સાચું, હવે સાવ સાચું!' બેથ્કે આગળ ચલાવે છે. 'છતાં કાંઇ ખબર નથી પડતી. આપણામાંથી કોઈએ તે કર્યું હોત તો તેને દીવાલ સાથે જીવતો ચણી દીધો હોત!'

ક્રાસોલના ચહેરા પર ગ્લાનિ તરવરે છે. મુઠીઓ વાળી તે

ગણગણે છે, 'વેસલિંગ ને સ્ક્રોડર! પણ તેમનો વિચાર કરવામાં હવે કાંઇ સાર નથી. નાહક ક્યાંક ગાંડા બની જઈશું. બાપડો સ્ક્રોડર! હજી તો ગભરુ બાળક હતો ત્યાં એનો છૂંદો બોલી ગયો.—ને તે પણ કોને ખાતર? કઈ ચીજને માટે?' અચાનક તે પાસે પડેલા બીરના પીપને જોરથી લાત મારે છે.

વિલ હોમેયર કંટાળા ભર્યા સ્વરે કહે છે, 'જવા દોને વાત, મેં તો એનું સાવ ન્હાઈ નાખ્યું છે.'

વેઇલ વળી એક નવા સમાચાર આપે છે. કેટલી યે લશ્કરી ટૂકડીઓમાં સૈનિકોએ પોતાની સમિતિ રચી કાઢી છે ને અફસરોના હાથમાં કાંઇ સત્તા નથી રહી. કેટલાયને તો તેમના હોદ્દાની ખભ્ભા પર ચોડેલી પટ્ટીઓ પણ ઉતારી દેવી પડી છે. વેઇલનો વિચાર અહીં પણ એક સમિતિ રચવાનો છે પણ કોઈ તેને કોઠો આપતું નથી. અમારે હવે કાંઈ કરતાં કાંઈ કરવાની અબળખા નથી. અમારે તો ઘેર જવું છે. અને એ તો આ રીતે સીધાને સાદા પણ અમે જઈ શકશું.

છતાં આખરે અમે પણ પ્રતિનિધિઓ ચૂંટીએ છીએ. એડોલ્ફ બેથ્કે, વેઇલ ને લડ્વિગ બ્રેયર. વેઇલનો વિચાર લડ્વિગની પટ્ટીઓને ઉતારી નાખવાનો છે. પણ બેથ્કે તેને અટકાવી ટૂંકમા કહી દે છે: 'લડ્વિગ આપણો જ છે એ તો ખબર છે ને?'

લડ્વિગ બ્રેયર! એ નામ કેવું પ્રિય બનીને અમારા કાળજામાં પ્રકાશી રહ્યું છે! એક સ્વયંસેવક બનીને તે અમારી ટૂકડીમાં આવ્યો હતો. પછી ઉત્તરોત્તર આગળ વધી અત્યારે તે લેફ્ટેનન્ટ બન્યો છે. માત્ર ટ્રોસ્કે, હોમેયર, બ્રોગર કે મારા જેવા તેના બાળ-ગોઠિયા જોડે જ તે એકદિલ બનીને વાતો નથી કરતો. જો કોઇ બીજો અફસર ખડો ન હોય તો બધાની સાથે તે એટલા જ

પ્રેમથી બળી જાય છે. અને પરિણામે તેનું સ્થાન અમારા હૃદયમાં હંમેશ માટે ઊંચું છે.

સમિતિ રચ્યા પછી તેની સત્તાનો ઉપયોગ ન થાય એ વેઈલિને બેહૂદું લાગે છે. તે આગ્રહપૂર્વક કહે છે, 'ખેર, ત્યારે હીલ! હીલને તો કોઈ પણ હિસાબે ન છોડવો જોઈએ.'

આ સમજાય તેવી વાત છે. હીલે વેઈલિની મજાક ઉડાવવામાં બાકી નથી રાખી. હવે વેઈલ પોતાનો અવસર ચૂકે તો શું જોઈએ? તેને માટે વિજય માણવાની ઘડી આવી પહોંચી છે. પણ અમને તે વિષે કાંઈ ઝાઝું લાગતું વળગતું નથી. ખરી વાત છે કે હીલ કઠોર તો ખૂબ જ હતો પણ કટોકટીની પળે તે કોઈ દી' પીઠ ફેરવીને નાસી નથી ગયો. અને એ વસ્તુને સૈનિક હંમેશ માન-વૃત્તિથી જુએ છે.

'બેલાશક, એને તું પૂછી શકે છે,' બેર્ટકે જવાબ આપે છે. પણ સાથે સાથે થોડાક પાટા લઈ જવાનું ભૂલતો નહિ,' જેડન તેની પાછળ બૂમ પાડે છે.

પણ વાત જુદું જ સ્વરૂપ પકડે છે. વેઇલ ઓફિસમાં પ્રવેશવા જાય છે ત્યાં જ હીલ તેને સામો મળે છે. તેના હાથમાં થોડા ખબરપત્રો છે. તેની તરફ આંગળી ચીંધી તે મેકસવેઇલને કહે છે, 'તમારું કહેવું બરાબર છે.'

વેઇલ તેને બધી હકીકત કહે છે. જ્યારે પટ્ટીઓ ઉતારી આપવાની વાત આવે છે ત્યારે હીલ એકદમ ટટાર થઈ જાય છે.

અમને લાગે છે કે હવે હાથોહાથની મારામારી પર આવી જવાના. પણ અમારા આશ્ચર્ય વચ્ચે અમારો ટૂકડી નાયક ફક્ત એટલું જ કહે છે: 'ઠીક છે!' અને લડૂવિગ તરફ ફરી પોતાનો હાથ

તેના ખભ્ભા પર મૂકતાં તે આગળ બોલે છે, 'તને કદાચ ખબર નહિ હોય બ્રેયર! આની પાછળ નાગરિકના સાદા લૂગડાં રહેવા દેવાનો જ આશય છે. બીજું બધું તો અત્યાર લગીમાં પૂરું થઇ ગયું છે.'

કોઇ કશું બોલતું નથી. આ હીલ? જે માણસ કાંઈ પણ હથિયાર વિના એક માત્ર નાનકડી સોટી લઈ ને રાત્રે ચોકી રાખવા નીકળતો. એના વિષે દરેક માણસ માનતો કે બંદૂકની ગોળી કે કારતુસ તેને સ્પર્શી પણ નથી શકતી. એ જ આ હીલ! ઊભો થઈને બોલતાં પણ તેની આંખે અંધારાં આવે છે. અમે એને આવો નહોતો ધાર્યો.

આજે સાંજે હું સૂઈ ગયો હતો ત્યાં ઘોંઘાટથી અચાનક જાગી ગયો. ફ્રાસોલનો અવાજ આવતો હતો વિલી તેનો પગ પકડીને તેને બહાર લઈ જવા પ્રયત્ન કરતો હતો, બંને એકદમ ઊઠીને બહાર ગયા એટલે મેં પણ તેમની પાછળ પગ ઉપાડયા. ઓફિસમાં અજવાળું ઝોકાર હોવાથી અંદર જોવામાં તકલીફ નહોતી પડતી. જોયું તો હીલ ટેબલ પાસે બેઠો છે. અફસર તરીકેનું તેનું વાદળી ખમીસ તેની બાજુમાં પડયું છે. ખભ્ભાની પટ્ટીઓ દેખાતી નથી. સાદા શહેરીનો પોશાક તેણે પહેર્યો છે, માથું હથેળીમાં દાબી—ના, એ કદી ન બની શકે, હું નજીક અને વધુ નજીક સરું છું. હીલ, હીલ રડે છે.

અમારાથી આ નથી જોવાતું. અમે છાને પગલે સરકી જઇએ છીએ.

બીજે દિવસે અમે સાંભળીએ છીએ કે બાજુની ટુકડીના એક નાયકે શહેનશાહ નાસી ગયાના સમાચાર સાંભળી પિસ્તોલથી આપઘાત કર્યો છે.

હોલ આવે છે. ઉજાગરાથી તે નખાઈ ગયો છે. ધીમેથી તે જરૂરી સૂચનો આપી ચાલ્યો જાય છે. અમને આ બધું અસહ્ય લાગે છે. અમારી રહી સહી મૂડી, સૈનિક તરીકેની ખુમારી પણ લૂંટી લેવામાં આવી છે. અમારા પગ તળેની ધરતી જ જાણે ઓગળીને અદૃશ્ય બની ગઈ છે.

'આપણને દગો દેવામાં આવ્યો છે. ખરેખાત આપણી સાથે દગો રમાયો છે.' કાસોલનો ગુસ્સો માતો નથી.

ગઈ કાલ કરતાં આજે સૈનિકોની કતાર સાવ જુદા જ ઢંગથી ગોઠવાય છે. નિરાધાર ને તજાએલ લશ્કર જેમ અમે કૂચ કરીએ છીએ. એકધારી રીતે કોઇ કરુણ કથની જેમ પગલે પગલે બાંધેલો સામાન ખખડતો આવે છે. અમારામાંથી એક લેડરહાઉસ ખુશમિજાજમાં છે. અમેરિકનોની, તેની લૂંટમાંથી તે અમને પેક કરેલું માંસ ને ખાંડ વેચે છે.

બીજે દિવસે સાંજે અમે જર્મની પહોંચી જઇએ છીએ. હવે અમારી આસપાસ ફ્રેન્ચનો એક શબ્દ પણ નથી સંભળાતો. અમને લાગે છે કે શાંતિ સાચેસાચ આવી ગઇ છે. અત્યાર સુધી અમે છાની રીતે માનતા હતા કે ફરીવાર મોખરા પર જવાનો હુકમ આવશે. સુંદર ભાવિ માટે સૈનિકની આંખમાં અણવિશ્વાસ જ વસતો હોય છે, અને શરૂઆતથી જ બૂરામાં બૂરું પરિણામ ધારી આગળ વધવું, સારી વાત છે. શાંતિ થઈ ગઈ એ હવે તો સત્ય છે. ને તેથી અમારામાં ધીરે ધીરે એક જાતનો જુસ્સો વ્યાપતો જાય છે.

અમે એક ઠીક ઠીક મોટા ગામડામાં પ્રવેશીએ છીએ. શેરી વચ્ચે થોડા અમળાઈ ગએલા હાર ટીંગાય છે. ઘણી લશ્કરી ટુકડીઓ અહીંથી પસાર થએલ છે તેથી સૌથી છેલ્લે આવતા

અમને ખાસ માન આપવાની જરૂર નથી લાગતી. અમારે તો વરસાદમાં ભીંજાઈને ઝાંખા બનેલા કે ઊખડી ગએલા, ભીંતપત્રોનું સ્વાગત માણવાનું છે. લોકો પણ અમારા તરફ ભાગ્યે જ જોઈ રહે છે. પણ અમારે માટે આ નવી દુનિયા છે ને અક્કડ રહેવાનો અમે ગમે તેટલો ડોળ કરીએ છતાં ચાર પાંચ માથાળુ નજરની ભૂખ અમને સહેજે રહે છે. અને તેમાં પણ છોકરીઓએ તો ઊભા રહી અમારા તરફ હાથ હલાવવા જોઈએ. જેડન ને જયુપ એકનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે પણ તેમને સફળતા નથી મળતી. ખરેખર, અમારો દેખાવ જ ભારે બિહામણો છે. એટલે આખરે તે બંને પ્રયત્ન કરવાનું છોડી દે છે.

છોકરાંઓ—ફક્ત છોકરાંઓ અમારા દોસ્ત બની ગયા છે. અમે તેમનો હાથ પકડીએ છીએ ને અમારી સાથે તે દોડતા આવે છે. બની શકે તેટલી ચોકલેટ તેમને આપીએ છીએ—અલબત્ત ઘેર લઈ જવાનો હિસાબ રાખીને. ઍડોલ્ફ બેથ્કએ એક નાની છોકરીને હાથમાં તેડી લીધી છે. ઘોડાની લગામ જેમ તેણે બેથ્કની દાઢી પકડી છે ને તેના મોંના ચાળા દેખી ગાલના ગલ ભરી હસે છે. બેથ્કના મોં પરના નાનકડા હાથથી તે થપાટો મારે છે. કેટલો નાનો હાથ છે તે મને બતાવવા બેથ્ક તેનો હાથ પકડે છે ને છોકરી રડી પડે છે. ઍડોલ્ફ તેને શાંત રાખવા મથે છે તેમ તે બમણી રડે છે. છેવટે તેને નીચે ઉતારી દેવી પડે છે.

'આપણે અવ્વલ નંબરના ભૂત બની ગયા હોવા જોઈએ' ક્રોસોલ ગણગણે છે.

'અરે! આવા સુંદર રણમોખરાના ચહેરાથી કોણ ડર ન ખાય?—ફક્ત તેમના હૃદયમાં એ ભયંકર સળવળાટ જ જગવતા હશે.' વિલી ક્રોસોલને સમજાવતાં કહે છે.

'તેનું કારણ એ છે હજીયે આપણા શરીરમાંથી લોહીની ગંધ નથી મરી.' લડ્વિગનો થકાવટ ભર્યો અવાજ આવે છે.

'એકવાર સારી પેઠે ન્હાઈ લઈએ ને!' જ્યુપ જવાબ દે છે, 'તો કદાચ છોકરીઓ આકર્ષાય ખરી!'

'હા, તેને માટે ન્હાવું એ એક જ વસ્તુ જરૂરની હોય તો!' લડ્વિગ જરા કરુણસ્વરે વિચારમાં ડૂબતો કહે છે.

આનંદવિહીન પગલે અમે આગળ વધીએ છીએ. અમારી જ ભૂમિમાં, આટલાં વરસ પછી અમારો પ્રવેશ અમે જુદી રીતે કલ્પ્યો હતો. અમે ધાર્યું હતું કે લોકો અમારી વાટ જોતા હશે, અમને આવકાર આપવા તલસી રહ્યા હશે. પણ અહીં આવીને અમે જોઈ રહીએ છીએ કે સૌ પોતપોતાના કામમાં મશગૂલ બની ગયા છે. જિંદગી વેગળી સરી ગઈ છે, હજુએ સરતી જાય છે ને અમે, અમે પાછળ રહી ગયા છીએ. અમે સાવ વંઠારાના હોઈએ માટે અમને વાંસે રાખી એ આગળ ને આગળ જતી રહી છે. આ ગામડું કાંઈ સમગ્ર જર્મની નથી, છતાં અમારા કાળજામાં નિરાશા આવીને માળો બાંધે છે. તેનો ઓછાયો અમારા પર પથરાય છે ને કોઈ વિચિત્ર ભાવિની આશંકા અમારામાં ધ્રૂજી રહે છે.

રસ્તામાં ગાડાંઓનાં પૈડાંનો અવાજ પસાર થાય છે, હાંકનારાની રાડ સંભળાય છે. માણસો ઊંચું જુએ છે ને પાછા પોતાના વિચાર ને ચિંતામાં ડૂબી જાય છે. ચર્ચના મિનારામાંથી કલાકના ઘંટા સંભળાય છે. ભીનો વાયુ અમને ઘસાઈને સૂસવતો વહી જાય છે. ફક્ત એક ડોસી, ઉતાવળે ને અણથાક્યાં પગલે આખી લશ્કરી કતારને ઘૂમી વળે છે. કંપતા સ્વરે એ કોઈ એરાર્ડ શ્મીટ વિષે પૂછે છે. અમે એક વિશાળ આરામગૃહમાં ઊતરીએ છીએ. ખૂબ ચાલ્યા પછી પણ અમને થાક નથી જણાતો. રસોઈઘર તરફ અમારા પગ સહેજે વળે છે. દારૂની લહેજતભરી સોડમ આવે છે. તમાકુના ધૂમાડા

ગૂંચળા વળીને અદ્ધર ચડે છે. લાકડાના એક મોટા ટેબલ આસપાસ અમે ગોઠવાઇ જઇએ છીએ. માંસના ડબ્બામાંથી મોટા મોટા ટૂકડા કાઢી, માખણ ચોપડેલ રોટી પર અમે મૂકીએ છીએ. ટેબલ પર ચપ્પુને ઊભું ખુતાડી અમે મોજથી ખાવાનું શરૂ કરીએ છીએ. તેલના દીવાનું અજવાળું સ્નેહાળ માતા જેવું અમારા પર પ્રકાશ પાડી રહે છે.

રાત કોઈ અજબ ચીજ છે. તેનાથી જગત સોહામણું બની જાય છે. જો કે રણમોખરા પર તો તેનું સ્વરૂપ ઊલટું જ હોય છે. બપોર વેળા અમે હતાશ મને કૂચ કરતા હતા. પણ હવે જરા રંગમાં આવી જઇએ છીએ. અમારામાં સંગીત વિશારદોનો તોટો નથી. પિયાનો, બ્યુગલ કે મોંવાજું વગાડનાર ઉપરાંત અવનવા વાજિંત્રને પણ વગાડી જાણનારા અમારામાં પડયા છે. એક બવેરિયન સૈનિક પાસે રાવણહથ્થો છે. વિલી હોમયર કોણ જાણે કયાંથી એક તૂટેલ ફીડલ ઉપાડી લાવ્યો છે. પતરાના ઢાંકણનાં ઝાંઝપખાઝ બનાવી તે દુનિયામાં કોઇએ ન સૂણેલા સ્વર સંભળાવી રહ્યો છે.

પણ એ સંગીત ને સ્વાદુ દારુ કરતાં અમારા મગજનો કબજો લેનાર તો છોકરીઓ છે. બપોરની જેમ અમે હવે ઉપેક્ષા કે ઘૃણાની પાત્ર નથી રહ્યા. ઘણા વખત પછી અમે તેમનું મુખ જોઈએ છીએ. પહેલાં તો એ વિચિત્ર જાત સાથે કેમ વાત કરવી એ પણ અમને સમજાતું નથી. પણ છેવટે ફ્રર્ડીનાન્ડ કોસોલ વાતનું ગણેશાય કરે છે ને અમે તેને અનુસરીએ છીએ.

થોડી વાર પછી હું બગીચામાં જાઉં છું. અંદરની ધૂમાડા-ભરી હવામાંથી છૂટયા પછી અહીંનો ઠંડો પવન સરસ લાગે છે. થોડી વારે આલ્બર્ટ આવે છે. ચંદ્રનો પ્રકાશ પથરાઈ રહ્યો છે. પાછળથી સૈનિકો ને છોકરીઓનું ખડખડાટ હાસ્ય સંભળાય છે. બગીચાની એક તરફથી જેકન આવતો દેખાય છે. અમે ઘરની

આસપાસ આંટા મારીએ છીએ ને અચાનક એક તાપણું નજરે પડે છે. વિલ હોમેયરે તે સાંઠીઓ ભેગી કરી સળગાવ્યું છે. થોડાક બટેટા તેણે તેમાં બાફવા નાખ્યા છે. ને તે બાફેલા બટેટાના સ્વપ્નમાં શાંતિથી તાપતો બેઠો છે. તેની બાજુમાં અમેરિકનો પાસેથી ખરીદેલા માંસના થોડા ટીનના ડબ્બા પડયા છે ને અમારો કૂતરો વુલ્ફ બધું ધ્યાનપૂર્વક નીરખતો તેની પાસે બેઠો છે. તાપણાના નાચતા તેજમાં વિલના રાતા વાળ જાણે ભભૂકતી જવાળા જેવા દેખાય છે. વીડીઓ તરફથી ધુમ્મસ ઘેરાતું આવે છે. તારાઓ ઝાંખા ઝાંખા ટમકે છે. અમે વિલની બાજુમાં બેસી બટેટામાં ભાગ પડાવીએ છીએ. છાલ કાળી પડી ગઈ છે પણ અંદરનો ગર્ભ સોનેરી રંગ ભર્યો ને સુવાસિત છે. છેલ્લી વેળા અમે બેરેકના ચોકમાં હારબંધ ઊભા રહીએ છીએ. ટૂકડીના કેટલાક સિપાહીઓ અહીં નજીકના જ રહેવાસી છે ને તેથી તેમને છૂટા કરવામાં આવે છે. બાકીનામાંથી અમારે અમારી મેળે જ હવે ઘર ભણી જવું પડશે. રેલગાડીમાં એટલી અનિયમિતતા પ્રવર્તે છે કે સૌને સાથે મળી પ્રવાસ કરવાનું લગભગ અશક્ય બન્યું છે. વિખૂટા પડવાનો વારો આવી પહોંચ્યો છે.

અમારા અહીંના રહેઠાણનું લાંબુ મોટું મેદાન અમારે માટે વધુ પડતું વિશાળ બની ગયું છે. લશ્કરી મોદીખાનાની દુકાન ને પહેરેગીરની ચોકી વચ્ચે અમે સાંકડમોકળ ઊભા છીએ. વધારે જગ્યાની અમને જરૂર નથી. આ ખાલી ને મોકળું મેદાન દર્દભર્યાં સ્મરણો જગાડે છે. પણ અમને એ મેદાન ખાલી નથી લાગતું. અમારી પાછળ, અમારા મૃત સાથીઓ ત્યાં કતારબંધ ખડા છે— અદાક ને અબોલ.

હીલ ટૂકડી પાસેથી પસાર થાય છે. અને તેની પાછળ તેના પુરોગામીઓની ભૂતાવળ પણ નીરવ પગલે ચાલી આવે છે. તેની

સૌથી નજીક બર્ટીન્ક છે. હજુ યે તેની ગરદનમાંથી લોહી વહે છે ને તેની દાઢીના લબરકા ફફડી રહ્યા છે. તેની આંખોમાં વેદનાના પતાળકૂવા પડયા છે. દોઢ વરસ સુધી એ ટુકડી નાયક રહ્યો. તે પરણેલો હતો. પિતા હતો. ચાર નિર્દોષ બાળકોની પ્રીત તેની પાછળ તાકી રહી હતી. ને આ મુલર, બર્ટીન્કની પડખોપડખ તેના પગ ઊપડે છે. ઓગણીસ વરસની વસંત તેણે ભાળી હતી. ટુકડીની આગેવાની લીધા પછી ત્રીજે જ દિવસે ઝેરી ગેસથી એ પોઢી ગએલો. આજે ફરીવાર જાગીને એ છેલ્લી સલામ ઝીલવા આવ્યો છે.

જંગલ ખાતાનો મોજણીદાર. રેડકેર પણ દેખાય છે. એ અઠવાડિયાં પહેલાં જ એક સીધા ઘાથી તે ઊછળી પડ્યો હતો. તેની પછી, જરા દૂર, ફિક્કા ચહેરાવાળો કેપ્ટન બટનર ઊભો છે. મશીનગનની ગોળી તેણે કાળજામાં ઝીલી હતી. અને આજે તો આછી ને અસ્પષ્ટ છાયાઓ શા ઘણાએ આવ્યા છે. નામ પણ કેટલાના ગણવા! છેલ્લા બે વરસના સાત તો ટુકડી નાયક ને પાંચસોથી યે વધારે માણસો! તેમાંથી બત્રીસ જણ પત્થર બનીને સાથોસાથ ઊભા છે.

હીલ વિદાયના થોડા શબ્દો બોલવા મથે છે પણ હોઠ હલતા નથી. તેને એ પ્રયાસ છોડી દેવો પડે છે. બેરેકનું આ ઉજ્જડ ને અકેલું મોટું મેદાન, ને તેની પર લાંબા કોટ પહેરી ઊભેલા આ સૈનિકો પાસે, દોસ્તોની યાદગીરીના પીળા પ્રકાશમાં મૂંગા મૂંગા, થીજી જતા આ સૈનિકો પાસે દુનિયાની કોઈ વાચા આવીને ઊભી ન રહી શકે.

હીલ દરેક જણ પાસેથી પસાર થઈ હાથ હલાવે છે. જ્યારે તે મેકસવેઇલ પાસે આવે છે ત્યારે ધીમે સ્વરે તે કહે છે.

'હવે તારો સમય શરૂ થાય છે, વેઇલ!' 'પણ એ ઓછો લોહિયાળ હશે!' વેઇલ શાંતિથી જવાબ દે છે.

'અને વીરતાભર્યો પણ ઓછો જ.' હીલ ટોણો મારે છે. 'જીવનમાં બહાદુરી માપવાની એ એક જ વસ્તુ નથી.!'

'પણ ઉત્તમ તો એ જ છે. બીજી કોઈ હોય તો બતાવ!' હીલ જવાબમાં કહે છે.

વેઇલ થોડી વાર શાંત ઊભો રહે છે. પછી કહે છે, 'આજે ગમે તેટલી એ નબળી ચીજ ગણાતી હોય હેર લેફ્ટેનન્ટ, છતાં દયા, મમતા ને પ્રેમને પણ પોતીકું વીરત્વ હોય છે.'

'ખોટી વાત!' હીલ એકદમ ઉત્તર વાળે છે. જાણે આ બાબત ઉપર તેણે ખૂબ જ વિચાર કરેલો છે. તે કહે છે: 'એની પાછળ ખુવાર થઈને શહીદી મેળવી શકાય પણ બહાદરી જુદી જ ચીજ છે. તર્કની હદ પૂરી થાય ત્યાં બહાદરી જન્મે. જિંદગી ત્યાં હોડમાં મૂકી દેવી પડે. જોખમ ને મૂરખાઇ સાથે પણ તેને ઊતરવું પડે. અને તું આ જાણે છે. હેતુસિદ્ધિ સાથે તેને કાંઈ લાગતું-વળગતું નથી. હેતુ, ધ્યેય એ સારા શબ્દો છે. શા માટે? શો નફો ખાટવા? એ સવાલ પૂછે છે તે એને સમજી શકતો નથી.' તે ભાર દઈને બોલે છે ને તેનો કરમાઈ ગએલો ચહેરો પણ અસરકારક બની જાય છે. આ થોડા દિવસોમાં તેનામાં ખટાશ આવી ગઈ છે ને ઉંમરમાં તે વધારે ઘરડો દેખાય છે. વેઇલ પણ એકાએક બદલી ગયો છે. પહેલાં તો તે સાવ શરમાળ જેવો લાગતો ને કોઈ તેને સમજી શકતું નહિ. પણ હવે પળે પળે તે આગળ આવતો જાય છે. વધારે મક્કમ ને વધારે આત્મનિષ્ઠ થતો જાય છે. તે આવી રીતે બોલી શકે તેની કોઈને કલ્પનાયે નહોતી. જેમ જેમ હીલ ઊકળી ઊઠે છે તેમ તે વધારે શાંતિથી જવાબ આપે છે. તેનો નિષ્કંપ અવાજ ફરી સંભળાય છે: 'થોડાકની બહાદુરી

માટે લાખો લોકોને જે વેદનાની કિંમત આપવી પડે છે તે ઘણી વધારે છે.'

હીલ ખભ્ભા હલાવે છે: 'બ્યેય, કિંમત ને એવા એવા તારા શબ્દો છે. તને એ ક્યાં સુધી પહોંચાડે છે તે આપણે જોશું.'

વેઇલ હીલના સાદા પોશાક તરફ નજર કરી કહે છે: 'અને તમારી વાતોએ, તમારા શબ્દોએ તમને ક્યાં સુધી પહોંચાડયા છે તે ખબર છે ને?'

હીલ લાલચોળ બની જાય છે. કઠોર સાદે તે કહે છે: 'એણે જે સ્મરણો આપ્યા છે, જે સંભારણા એ મૂકી ગયેલ છે તે કોઈ પણ હિસાબે પૈસા આપી ખરીદી શકાય તેવાં નથી.'

વેઇલ પળવાર શાંત રહી હીલના જ શબ્દો દોહરાવે છે: 'એણે જે સ્મરણો આપ્યા છે,' અને પછી વિશાળ મેદાન તરફ નજર લંબાવી, અમારી નાનકડી ટૂકડીને માપતાં એ બોલી ઉઠે છે: 'એ સ્મરણો ઉપરાંત તેણે એક બીજી વસ્તુ પણ આપી છે—ભયંકર જવાબદારી, ઘણીજ ગંભીર ને ભયંકર જવાબદારી!'

વેઇલની આંખો પ્રકાશી રહે છે. પણ આ બધી વાતોમાં અમને રસ નથી પડતો. અમે તો ટાઢે ધ્રૂજી રહ્યા છીએ અમને આ નકામી માથાકૂટ લાગે છે. બોલવાથી કાંઇ દુનિયા થોડી બદલી જાય છે!

ટૂકડી વિખેરાય છે. એક બીજાની વિદાયના શબ્દો સંભળાય છે. મારી બાજુમાં ઊભેલો મૂલર પોતાનો સામાન ખભ્ભે ચડાવે છે ને ભાતાંનું પડીકું બગલમાં દબાવી મારા તરફ હાથ લંબાવે છે, 'અચ્છા, ગુડલક અર્ન્સ્ટ!'

'ગુડલક ફ્લીક્ષ!' તે વિલી, આલ્બર્ટ ને કોસોલ સાથે પણ હસ્ત-ધૂનન કરતો જાય છે.

જીરાર્ડ પોલ—અમારી ટુકડીનો નાયક. કૂચવખતે આભ ફાડી નાખે એવા અવાજે તે ગાતો આવતો. ને બાકીનો સમય વધારે જોરદાર અવાજે ગાવા માટે આરામમાં પસાર કરતો. તેનો ચહેરો ધોળાબોળો છે ને તેના પર અસુખની રેખા ઉપસી આવી છે. હમણાં જ કાર્લ બ્રોગરથી તે છૂટો પડયો છે. તેની સાથે સ્કેટની રમત તે હજાર વાર રમ્યો હશે. હવે જુદા પડવું તેના માટે ખરેખર દુઃસહ છે.

‘ ગુડબાય અર્નસ્ટ ! ’

‘ ગુડબાય જીરાર્ડ ’—બીજા કશાયે શબ્દ વિના તે જાય છે.

વેડકેમ્પ આવીને મારી સાથે હાથ મિલાવે છે. મરેલાઓ માટે તે ક્રોસ બનાવતો હતો. ‘ આ તો બહુ ખરાબ અર્નસ્ટ ! ’ તે કહે છે, ‘ મને લાગે છે કે હવે તારે માટે તો હું ક્રોસ બનાવી રહ્યો. નહિતર તને મેહોગની લાકડાનો ક્રોસ મળત સાચન, તારા માટે જ એટલા સારુ મેં પિયાનાનું એક સુંદર ઢાંકણું સંઘરી રાખ્યું હતું.’

‘ સમય આવતાં બધું આપમેળે થઈ રહે છે, ’ હું ન છૂટકે હસતાં જવાબ આપું છું: ‘ વખત આવશે ત્યારે તે માટે હું તને એક લીટી લખી મોકલીશ.’

તે ખડખડાટ હસી પડે છે: ‘ બરાબર બરાબર, મૂંઝાતો નહિ દોસ્ત ! હજુ લડાઈ પૂરી નથી થઈ.’

ખભા નીચા નમાવી તે ઝડપથી ચાલતો થાય છે.

બેરેકના દરવાજામાંથી કેટલાક તો રવાના થઈ ગયા છે. બીજાઓ પણ જવાની તૈયારીમાં છે. આ દબ અમારાથી સહ્યું નથી જતું. આટલા બધા મિત્રો સદાને માટે એકાએક ચાલ્યા જાય એ ખ્યાલ

જ પહેલાં તો અમારા મગજમાં નથી ઊતરતો. અત્યાર સુધી તો મૃત્યુ, જખમ કે ટામચલાઉ ફેરબદલી જ અમને જુદા પાડી શકતી. આજે શાંતિએ તે કામ ઉપાડી લીધું છે ને તેને માન આપ્યા વગર છૂટકો નથી.

ખાઈ અને ભોંયરા સાથે અમને એવો એકમેળ થઇ ગયો છે કે આ લીલીછમ ને પ્રશાંત ધરતીનો વિશ્વાસ પણ અમારા હૃદયમાં નથી વસતો. એમ લાગે છે કે આ શાંતિ ને સમૃદ્ધિના અંચળ પાછળ કોઈ ભયંકર આગની દુનિયા સંતાઇને પડી છે. જાણે આ હરિયાળું સ્વરૂપ એ કોઇ વિનાશક ધરા તરફ અમને આકર્ષવાનો છદ્મવેષ છે.

અને તેની તરફ અમારા આ દોસ્તો દોડયા જાય છે— બેધ્યાનપણે, એકલા. તેમની પાસે રાઇફલ નથી! બૉમ્બ પણ નથી! તેમની પાછળ હડી કાઢી તેમને પાછા ખેંચી લાવવાનું મન થાય છે. તેમને બૂમ પાડી કહેવું જોઇએ કે 'એઇ! ક્યાં જાઓ છો? કોની પાછળ આમ એકલા એકલા દોટ મૂકો છો? તમે સૌ અહીં અમારા છો. આપણે એક બનીને સાથે રહેવું જોઇએ. નહીં તો જીવાશે કેમ?'

કોઇ વિચિત્ર ચકરી મગજમાં ફરે છે. ઘણો વખત સિપાહીગીરી કરી છે ના?

બેરેકના ખાલી મેદાન પર પવન ચારેકોર આંખો ફેરવતો વહ્યો જાય છે. એક પછી એક મિત્રો રવાના થતા જાય છે. થોડા વખત પછી દરેક જણ પોતપોતાને પંથે વળી જશે ને આ પવન હંમેશ મુજબ દૃષ્ટિ દોડાવી, નિઃશ્વાસ નાખી આવશે ને ચાલ્યો જશે.

અમે પણ એ જ રસ્તે ઊપડીએ છીએ. સ્ટેશને જઈ ટ્રેઈનની

રાહ જોતા આંટા મારીએ છીએ. બેગ અને બિસ્તરાનું જાણે આખું જંગલ ખડકાઈને પડ્યું છે. સાત કલાકમાં માત્ર બેજ ગાડીઓ પસાર થાય છે ને માણસો બકરાંની જેમ પુરાય છે. બપોર થતાં અમે ઠીક પગપસારો કરી આગળ વધીએ છીએ ને સાંજે તો સૌથી પહેલાં ગાડી ઊભવાની જગ્યા પાસે જ અમારો પગદંડો જમાવીએ છીએ.

એક માલગાડી આવી ને ચાલી જાય છે. હવે પછી આજે એક પણ ગાડી નહિ નીકળે એવી જાહેરાત થઇ છે. પણ એ જાહેરાતમાં વિશ્વાસ ધરાવે એવો કોઇ સૈનિક બચ્ચો અહીં નથી. સહુ એક ડગલું યે ચસ્યા વિના ઊભા છે. અને ખરેખર, બપોર નમતાં એક ગાડી આવી પહોંચે છે પણ ખરી. ખૂબ સરસ. બહુ બહુ તો અરધી ભરેલી હશે. અમે એક નજર નાખતાં જ પામી જઇએ છીએ. આખું સ્ટેશન સામાન ને માણસોની ધમાલથી ગાજી ઊઠે છે. ટ્રેઈન ધીમી પડતી આવે છે ને અમારામાંથી વાયુ જેવો ચપળ ને હળવો આલ્બર્ટ ટ્રોસ્કે એક ઉઘાડી બારીમાં કૂદકો મારી ચડી જાય છે. બીજી પળે બધાંયે બારણાં માણસોથી ઊભરાઇ જાય છે. ઘણીખરી બારીઓ બંધ છે. પણ થોડી વારમાં જ બંદૂકના કૂંદાથી કેટલીકના કુચ્ચા ઊડી જાય છે. ભલે હાથ કે પગ ઊઝરડાય પણ ગમે તે ભોગે અંદર દાખલ થવા કેટલાક પ્રયાસ કરે છે. કાચની ભાંગેલી બારીઓ પર ધાબળા નાખી ટ્રેઈનમાં કૂદી ચડવા ઘણા મથે છે.

ગાડી ઊભી રહે છે. આલ્બર્ટ પહેલેથી અંદર ઘૂસી ગયો છે ને અમારી સામેની એક બારી ઉઘાડી નાખે છે. અમારો કૂતરો ને જેડન સૌથી પહેલાં ચડી જાય છે. તેની પાછળ બેથ્કે ને કોસોલ, વિલી પાછળથી ધક્કા મારી સૌને ઉપર ચડાવે છે. ત્રણે જણા અંદર જઇ બને બાજુના બારણાંઓનો કબજો લઈ લે છે. અમારો

સામાન પણ અમે બારીમાંથી અંદર મૂકી દઈએ છીએ. લડ્વિગ, લેડરહાઉસ, વેલેન્ટિન, કાર્લ બોગર ને હું—એક પછી એક ગાડીમાં ચડી જઈએ છીએ. સૌથી છેલ્લે વિલી પણ કૂદકો મારી આવી જાય છે. બારણાં પર ધમાલ મચી છે ને લોકોનું દબાણ પણ વધતું જાય છે.

'સૌ આવી ગયા કે?' બારણાની સામે જાતને ભીંસી ઊભેલો ક્રોસોલ બૂમ પડે છે.

'હોવે! એકે એક.' વિલિનો સાદ ગાજે છે ને પિસ્તોલની ગોળી છૂટી હોય તેમ બેથ્કે, ક્રોસોલ ને જેડન પોતપોતાની જગ્યા તરફ ધસી જાય છે. બારણાં ધડાક દેતાં ઊઘડે છે ને બહારનાં માણસો ટોળાંબંધ અંદર ખડકાય છે. ગાંસડાં પોટલાંના ઢગ પર કેટલાક ચડી બેસે છે. એક તસુ જગ્યા પણ ખાલી નથી રહેતી. એન્જિનને પણ કોરું રહેવા નથી દીધું. કેટલાકે તો બફર પર પણ ધામા નાખ્યા છે. ગાડીના છાપરા માથે માણસો ઊભરાય છે.

'હેઠા ઊતરો એય! ક્યાંક માથાં રંગાઈ જાશે!' ગાર્ડ બૂમ પાડે છે.

'તમારું પોતાનું ઠેકાણે રાખો. અમારે આંહી કાંઈ વાંધો નથી.' સામો તતડતો જવાબ મળે છે.

પાંચ માણસો તો જાજરુમાં બેઠા છે. એક જણાની પીઠ બારીમાંથી બહાર ઝોલા ખાય છે.

ગાડી ઊપડે છે. કેટલાક પડી જાય છે. બે જણ પાટા નીચે આવી જાય છે ને તેમને દૂર ઢસડી જવામાં આવે છે. બાકીના પોત-પોતાની જગ્યા સંભાળી લે છે. ચડવાના પાટિયા પર માણસોની કતાર લાગી છે. ગાડી આગળ વધે છે એમ ભીડ પણ અસહ્

બનતી જાય છે. એક માણસ બારણા પર બેઠો છે. બારણું ખૂલી જતાં એ ઝોલાં ખાય છે ને બાગીને પકડી રાખવા મથે છે. બિલ્લી ઊભો થાય છે. પેલાને કોલરથી પકડી એક ઠોંસા સાથે અંદર ધકેલી દે છે.

રાત પડે છે ને સાથે અકસ્માતની પહેલી રામકહાણી શરૂ થાય છે. એક નીચા બુગદામાંથી ગાડી પસાર થઈ હતી. પરિણામે છાપરા પર બેઠેલાં ચગદાઈ, પિસાઇ ને સાફ થઈ ગયા. ઘણાએ આ નજરે જોયું હતું પણ ગાડીને ઊભી રાખવાનો તેમના પાસે ઉપાય ન હતો. બાજરૂની બારી પર બેઠેલો માણસ પણ ઊંઘનું ઝોલું આવતાં નીચે ગબડી પડયો.

ઊંઘ ! અમારી આંખો પણ તેના ભાર તળે પરાણે બડાય છે. ઊભા રહેતાં કે બેસતાં, સૂતાં કે આડા પડતાં અમે સામાનના ગંજ ઉપર ઊંઘતાં આવીએ છીએ. ગમે તે રીતે ને ગમે તે સ્થિતિમાં નીંદરની દોરી અમને ખેંચી રાખે છે. ગાડી ભખભખ કરતી ચાલી જાય છે. મકાનો, ઝાડવાં, બગીચા, હાથ હલાવતાં માણસો ! ગાડી દોડતી જાય છે. સરઘસો ને લાલ લીલા વાવટાઓ, જૂથો, છાપાંની ખાસ આવૃત્તિઓ, બળવો !--વગેરે બધું દેખાય છે ને સંભળાય છે. પણ અમે તો ઊંડી કો પાતાળગુહામાં ડૂબતા જઇએ છીએ. એ બધાનું પાછળથી થઈ રહેશે. અમારે તો સૌથી પહેલાં ઊંઘ જોઇએ છે. અત્યાર સુધીના વર્ષોનો થાક જાણે આજે લાગ્યો છે. પહેલાવાર જ આખા ડીલમાં થાકની કળતર થાય છે ને બે હાથ વચ્ચે માથું પકડી અમે ઝોકા ખાતા જઇએ છીએ.

પાછી સાંજ. એક દીવો આછો પાતળો પ્રકાશ ફેંકે છે. એન્જિનમાં વારવાર ગરબડ થવાથી ગાડી અટકી પડે છે ને પાછી ચાલતી જાય છે. અમારો સામાન હલે છે. ડબામાં ચૂંગીઓ ચેતી ઊઠે છે. મારા ઘૂંટણ પર કૂતરો ઊંઘી ગયો છે.

એડોલ્ફ બેથ્ક મારા તરફ ફરી કૂતરાના માથા પર ટપલીઓ મારતાં કહે છે:

'અર્ન્સ્ટ!' તે થોડી પળ અટકી જાય છે. 'અર્ન્સ્ટ, છેવટે આપણે જુદા પડવાનું ટાણું આવે છે.'

હું માથું હલાવું છું. કેટલી વિચિત્ર વાત છે? પણ એડોલ્ફ વગરની જિંદગી હવે કલ્પવી એ કપરું કામ છે. તેનો શાંત અવાજ ને ચપળ આંખો--અમારી સાથે વણાઈ ગયા છે. અમે નવાસવા લશ્કરમાં ભરતી થઇને આવ્યા ત્યારે આલ્બર્ટને અને મને તેણે શિક્ષણ આપ્યું હતું. તે ન હોત તો કદાચ આજે હું અહીં જીવતો ન બેઠો હોત.

'આપણે કોઈવાર મળતા રહેશું એડોલ્ફ!' હું કહું છું, 'આપણે વખતો વખત મળતા રહેશું.'

અચાનક પગરખાંની એડી મારા મોઢા પર વાગે છે. અમારી ઉપરની જગ્યા પર બેઠો બેઠો જેડન બારે ખર્ચી પૈસા ગણે છે. સ્ટેશનેથી સીધો તે વેશ્યાવાડામાં જવાનો છે. પોતાને બરાબર રંગમાં લાવવા તે તેના બહુવિધ પ્રેમપ્રસંગોનું અમારી પાસે વર્ણન કરે છે. કોઈને તેમાં અજુગતું કે અશ્લીલ નથી લાગતું લડાઇ સાથે તે વાતને કાંઈ નિસ્બત નથી તેથી અમે તેને ધ્યાન દઇ સાંભળીએ છીએ.

લેડરહાઉસ હસી હસીને બેવડ વળી જાય છે. બહાર સાંજ ઢળતી હોય તેમ લાગે છે. દૂર ક્ષિતિજમાં કાળી ગાયોનાં ટોળાં જેવાં જંગલો ઊભાં છે. બારીમાંથી પડતા પ્રકાશમાં ખેતરો ઝાંખા ને અસ્પષ્ટ કળાય છે. ઘેર પહોંચતાં હજુ બેએક કલાક લાગશે. બેથ્ક પોતાનો સામાન ઠીકઠાક કરે છે. તે શહેરની આ બાજુના એક ગામડામાં રહે છે તેથી તેને વહેલું ઊતરવું પડશે.

ગાડી ઊભી રહે છે. એડોલ્ફ બધા સાથે હસ્તધૂનન કરે છે. તે નાનકડા પ્લેટફૉર્મ પર એક આંટો મારી આવે છે. સૂકી ધરતી વરસાદનાં પહેલાં ફોરાંને ગળી જાય એમ આસપાસનાં દશ્યને એ એક નજરમાં સમાવી લે છે. ફરીવાર તે અમારી બારી પાસે આવે છે. પણ તે જાણે સાવ બેધ્યાન છે. લડ્વિગ બ્રેયર પોતાના દુઃખની પરવા કર્યા વગર બારીની નજીક ઊભો છે ને કહે છેઃ ' હવે ઘેર જા, એડોલ્ફ ! તારી પત્ની તારી રાહ જોતી હશે.'

બેથ્કે અમારા તરફ ઊંચે જુએ છે. ' એવી કાંઈ ઉતાવળ નથી લડ્વિગ !' તે માથું હલાવી કહે છે. ઘર તરફ તેનો પ્રાણ કેટલી આતુરતાથી ખેંચાઈ રહ્યો છે તે અજાણ્યું નથી રહેતું પણ એડોલ્ફ જુદી જ માટીનો ઘડાયેલો છે. ગાડી ઊપડે છે ત્યાં સુધી તો અમારી પાસે તે ઊભો રહે છે ને પછી લાંબાં ડગલાં ભરતો ઝડપથી ચાલ્યો જાય છે.

' અમે તને તુરતમાં મળવા આવશું હોકે !' હું તેની પાછળ બૂમ પાડું છું.

ખેતરો વચ્ચે પસાર થતો એ દેખાય છે. ક્યાંય સુધી તે રૂમાલ ફરકાવે છે ને એન્જિનનો ધૂમાડો અમારી વચ્ચેથી પટ્ટો પાડતો પસાર થાય છે. આઘે થોડા ઝૂતા દીવા ઝગમગે છે. ગાડી વળાંક વળે છે. એડોલ્ફ હવે તો સાવ નાનો લાગે છે, એક બિંદુ સમો. કાળા વિસ્તૃત પટ વચ્ચે એક નાનકડો માનવી પગલાં પાડતો જાય છે. દૂર દૂર ઝળહળતી ક્ષિતિજનો પ્રકાશ પથરાયો છે, ઉપર રાત્રિનું ગંભીર આકાશ. કોણ જાણે કેમ મારા હૃદયમાં એ દ્રશ્ય વસી જાય છે. એડોલ્ફ સાથે તેને કાંઈ સંબંધ નથી. પણ ખેતરોની અનંત સપાટી પર આકાશના ભવ્ય ઘુમ્મટ નીચે સાંજને સમે કોઈ એકલ માનવી ચાલ્યો જતો હોય ! હું એકીટશે જોઈજ રહું છું.

પણ પછી ઝાડનાં ઝૂંડ ઘેરો વળીને આસપાસ પથરાય છે. ઝડપભરી ગતિ, જંગલ ને આકાશ ! તે સિવાય બીજું કાંઇ દેખાતું નથી.

ડબ્બામાં ધમાલ મચે છે. એ પણ અજબ દુનિયા છે. લોહી ને પરસેવાની ગંધ ભરી ગરમ હવા પ્રસરી રહી છે. કરમાયેલા ચહેરાઓ ને ચમકતી આંખો નજરે તરે છે. પણ બહારનું જગત તો ગાડી આગળ વધે છે તેમ સરતું જાય છે. અમે તેને વેગળું દૂરને દૂર પાછળ રાખતા જઇએ છીએ. ખાઇઓ ને બોમ્બવર્ષા, અંધકાર ને અરાજકતાની એ યાતનાભૂમિ હવે તો બારીમાંથી નિરાંતે જોઈ શકાતા દૂરના વંટોળ જેવી લાગે છે. એની સાથે અમારે કાંઇ નિસ્બત નથી.

કોઈક ગાવાનું શરૂ કરે છે. બીજાઓ સાથ પૂરે છે. પછી તો આખો ડબ્બો ભળે છે, બાજુનો ડબ્બો પણ ગૂંજતો થાય છે ને પછી આખી ગાડીમાંથી ગાજતા સ્વરો રેલાય છે. ખૂબ લહેરથી, ખૂબ જોરથી અમે કંઠ મોકળો મેલીએ છીએ. એક બીજા તરફ નજર ઠેરવતા અમે ઊભા થઇએ છીએ. ગાડી તાલ પુરાવતી ધપ્યે જાય છે અને અમારું ગાણું પણ વહેતું જાય છે—એવું જ વેગથી ને અવિરત પણે.

લડ્વિગ ને કોસોલની વચ્ચે હું બેઠો છું. તેમની હૂંફની ગરમી મારામાં અજબ લાગણી પેદા કરે છે. એક જાતની ઉત્તેજના મારી નસેનસમાં વ્યાપી જાય છે. હું પગથી તે માથા સુધી ધ્રૂજી ઊઠું છું. ધીરેથી લડ્વિગના હાથને હું સ્પર્શું છું. લાગે છે તે સળગતો હશે. પણ એતો એવા જ નંખાઈ ગયેલા ને ફિક્કા ચહેરે મારા સામું જુએ છે. મારામાં કઈ વસ્તુએ તોફાન જગવ્યું છે તે ખબર નથી. માત્ર એટલું જ બોલી શકું છુંઃ ‘ લડ્વિગ ! તારી પાસે

સિગારેટ છે?' ને તે મને એક આપે છે. ગાડીની વ્હીસલ થાય છે. અમારું ગીત ગગડયે જાય છે

પૈડાના એકધારા અવાજ સાથે એક ગંભીર ધ્વનિ ધીરે ધીરે ઊમેરાય છે. અમારા ગીતને ભેદતો તે પડછંદા પાડે છે ને દૂર દૂરના ખેતરો પર વિસ્તરતો જાય છે. વાદળોની ઘટા જામી છે. મેઘગર્જના થાય છે ને વીજળીનો ઝબકારો આંખોને આંજી દે છે. કોસોલ ઊભો થઈ બારીમાંથી બહાર નિહાળે છે. 'હવે આ નવ ભડાકા સાંભળવાના.' તે ગણગણે છે. ને પૂરું બોલી રહે તે પહેલાં બૂમ પાડી ઊઠે છે, 'હેય! જલદી કરો! જો રહ્યું—જો, પણે રહ્યું!'

અમે એક સાથે ચેરો વળી ઊભા થઈએ છીએ. અંધકારમાં ફળાતા ભૂમિખંડને દેડ ઝડે, વીજળીના ઝબકારામાં, અમારા ગામના ઊંચા ને પાતળા મિનારાઓ આકાશને ભેદીને ઊભા છે. પછી અંધારું તેમને ગળી જાય છે. પણ વીજળીને એક એક ઝબકારે તે નજીક ને વધુ નજીક સરતા આવે છે. અમારી આંખોમાં ઉશ્કેરાટ રમે છે. કોઈ મોટા તોતિંગ વૃક્ષની જેમ આતુરતા અમારા પર તૂટી પડી છે. અંદર, બહાર ને ઉપર તેની ડાળીઓના જટાજૂથ સિવાય કાંઈ નથી દેખાતું.

કોસોલ પહોળા હાથ કરી કહે છે, 'છોકરાઓ, વરસ દી પછી આપણે કોણ જાણે ક્યાં બેઠા હઈશું.'

'બીજે ક્યાં વળી? આજે બેઠા છીએ એમ આપણી બેઠણી પર જ બેઠા હશું દોસ્ત!' જયુપ ગેલમાં આવી મમરો મૂકે છે. પણ કોઈ હસતું નથી, હસી શકતું નથી. શહેર ભણી સૌનું મન ખેંચાઇ રહ્યું છે અને અમને બધાને તે અંકમાં લેતું આવે છે. ઝળહળતા પ્રકાશમાં હાથ લંબાવી તે અમને આમંત્રે છે. અને અમે

તેની નજીક, તેની છાયામાં, તેના ખોળામાં સરતા જઇએ છીએ. આખી ગાડી ભરીને આજે તેના પુત્રો તેને આંગણે પાછા ફરે છે. આખી ગાડી ભરીને, વ્યર્થતાના રેગિસ્તાનમાંથી એ ઘરનું મેં જોવા પાછા ફરે છે. તીવ્ર ઉત્કંઠા આજે ગાડીની બારીઓમાં ટીંગાઈ, તારે ઊંબરે આવે છે.' મારી જનમ ભોમકા! ગાડી ધસતી જાય છે. દીવાલો ને મકાનોની વચ્ચે એ માર્ગ કાપતી જાય છે. જાણે હમણાં ક્યાંક અથડાઇ પડશું. એકદમ દીવાનું ઝાકમઝોળ અજવાળું ફેલાય છે. ગર્જના થાય છે ને અમારી બંને બાજુ સ્ટેશન પોતાની મહાકાય ધારીને ઊભું રહે છે. ફરી પાછો ઘોંઘાટ, અવાજો, ચીસો. તડામાર વરસાદ પડે છે. પ્લેટફોર્મની છો ભીની બની ગઇ છે ને ચળકે છે. એમાંથી કોઈની ઝાઝી દરકાર કર્યા વિના અમે બહાર કૂદી પડીએ છીએ.

બારણામાંથી બહાર આવતાં જ કૂતરો મારી સાથે થઈ જાય છે. અમે બંને સ્ટેશનના પગથિયાં ઊતરતાં વરસાદમાં દોટ મૂકીએ છીએ.

❦

## પ્રકરણ બીજું

સ્ટેશનેથી જ અમે સૌ નોખા પડીએ છીએ. ઓગર અને ટ્રોસ્કે સાથે કોસોલ્ઝ પણ હેનરીક સ્ટ્રીટ ભણી સપાટાબંધ ચાલતો થાય છે. લડ્વિગ અને હું સ્ટેશનનાં વૃક્ષોની ઘટા તળે ઝડપથી પગ ઉપાડીએ છીએ. વિદાયના શબ્દોની કશી ઝટપટમાં ન પડતાં લેડરહાઉસ તેના પેલા ખજાનાના ગાંસડાં પોટલાં સાથે અદૃશ્ય થઈ જાય છે. જેડન વિલીને ટૂંકમાં જવાબ આપવા પૂછી રહ્યો છે—વેશ્યાગૃહ તરફના સૌથી નજીક પડતા રસ્તા વિષે. એક જ્યુપ અને વેલેન્ટિનને કાંઈ ઉતાવળ નથી. તેમના આગમનની ઈંતેજારી રાખનાર કોઈ નથી એટલે પહેલાં તો બંને બહેરથી સ્ટેશનમાં લટાર મારવા નીકળે છે. પાછળથી બેરેકમાં જવાનો તેમનો વિચાર છે.

સ્ટેશનની વીથિકામાંથી ટપક ટપક જળાબંદુ ખર્યે જાય છે. વાદળાં નીચાં ઝળૂંબીને વેગબંધ સરતા જાય છે. કેટલાક સૈનિકો અમારી તરફ આવે છે. તેમણે રાતા પટ્ટા કાંડે બાંધ્યા છે.

‘એના ખભ્ભાની પટ્ટીઓ ઉતારી લ્યો!’ એક જણ લડ્વિગનો હાથ પકડી ઘાંટા મારતાં ગરજે છે.

મારાથી ઊભું નથી રહેવાતું. તેના તરફ ધસી જઈ એક ધક્કો મારતાં હું કહું છું: ‘જબાન બંધ કર સા...’

બીજા વધારે માણસો દોડી આવી અમને ઘેરી વળે છે. લડ્વિગ તેમની મોખરે ઊભેલા આદમી તરફ શાંતિથી જુએ છે અને આગળ વધે છે. પેલો મારગ રોકી ઊભો રહે છે ને બે ખલાસીઓ લડ્વિગ પર પરબારા ધસી આવે છે.

‘હરામખોરો! એ ઘવાયેલો છે એ પણ ભાળતા નથી!’ સામાનને એક બાજુ હડસેલી હું હાથને મોકળા કરવા જાઉં છું ત્યાં લડ્વિગને એ ભોંય ભેગો કરી દે છે ઘવાયેલા હાથે એનાથી કાંઈ થઈ શકે તેમ નથી. ખલાસીઓ તેને ગૂંદી નાખે છે. તેના યુનિફોર્મને ફાડી નાખે છે. ‘લેફ્ટેનન્ટ છે એમ!’ એક સ્ત્રીની તીક્ષ્ણ ચીસ સંભળાય છે. ‘એ શિકારી કૂતરાને મારી મારીને લોથ કરી નાખો!’

‘લડ્વિગને હું કાંઈ પણ મદદ કરી શકું તે પહેલાં મારા મોઢા પર એક ઘા પડે છે ને હું લથડિયું ખાઈ જાઉં છું.

ઉધરસ ખાતાં ને પડતાં પડતાં મારા પર હૂમલો કરનારાના પેટમાં હું જોરથી પગની લાત મારું છું. ચીસ પાડીને એ ઊંધો પડે છે. તરત જ બીજા ત્રણ જણ મારા પર તૂટી પડે છે.

‘બત્તીઓ ઠારી નાખો, છરીઓ કાઢો!’ સ્ત્રીનો હુકમ સંભળાય છે.

અમારો તો જાણે છૂંદો વળી જાય છે. પગની હડફેટમાં અટવાતાં હું લડ્વિગને જોઉં છું. એક ખલાસીને ઘૂંટણમાં ચોટ મારી તેણે નીચે પછાડી દીધો છે ને હવે તેના છૂટા ડાબા હાથમાં તેની ગળચી પિસાઈ રહી છે. લડ્વિગ પર એક સાથે

ઘણા માણસો તૂટી પડે છે. મારા માથા પર પટ્ટાનો એક ફટકો વાગે છે ને મારા દાંત પર એકના બૂટની એડી પડે છે. લુડ્ફ તેના પગને ઉતરડી નાખે છે પણ અમે ઊભા થઈ શકીએ એમ નથી હર વખતે તેઓ અમને પછાડીને ગારાની જેમ ખૂંદી નાખે છે. ક્રોધથી ભાન ભૂલી હું મારી રિવૉલ્વર પકડવા મથું છું. પણ એ ઘડીએ જ એક ધડાકા સાથે અમારા પર હુમલો કરનારમાંથી એક જણ મારી બાજુમાં લથડિયું ખાઇને પડે છે. બીજો ધડાકો ને બીજો માણસ બેભાન થઇને પડે છે. તરત જ એક ત્રીજો પણ--આનો અર્થ એક જ હોઈ શકે. વિલી પોતાના કામે ચડી ગયો હોવો જોઇએ.

તોફાની વાવાઝોડાની જેમ એ ધસી આવ્યો હોય એમ લાગે છે. તેનો સામાન રસ્તામાં ક્યાંય ફગાવેલો પડ્યો છે અને ગુસ્સાથી ધૂંધવાતો તે અહીં અમારી પડખે ઊભો છે. પેલા લોકોમાંથી બેય હાથે એકએકની બોચી પકડી તેમના માથાં એક બીજા સામે અફાળે છે. ઘડીવારમાં એકી સાથે બન્નેને સરખા કરી દે છે. વિલી જ્યારે ગુસ્સામાં આવી જાય છે ત્યારે છરાનો હથોડો, છરાનો ઘણ બની જાય છે. અમારો છૂટકારો થાય છે. હું ઊભો થાઉં તે પહેલાં હુમલો કરનારા નાસી જાય છે, એક જણના વાંસામાં મારો પોટલીનો છૂટો ઘા મારવાનું જ મારાથી બની શકે છે ને લડ્વિગનું ધ્યાન રાખવા હું વળું છું.

પણ વિલી પૂર ઝડપે પાછળ પડ્યો છે. લડ્વિગ પર સૌથી પહેલાં ધસી જનાર બેય ખલાસોને તેણે જોયા છે તેમાંથી એક તો પણે ગટરમાં પડ્યો પડ્યો પીડાથી ઉંહકારા કરે છે. ને બીજાની પાછળ, પોતાના લાલ લાલ વાળના ભડકા ઉછાળતો, દાવાનળ જેવો વિલી હડી કાઢતો જાય છે.

લડ્વિગના હાથનો કચ્ચરઘાણ વળી ગયો છે. પાટામાંથી

લોહી ટપકે છે. ચહેરો કાદવથી ખરડાઈ ગયો છે ને કપાળમાં ચીરો પડ્યો છે. ધીમેથી શરીર ખંખેરી તે ઊભો થાય છે. ‘ બહુ લાગ્યું છે ? ’ હું પૂછું છું. મોત જેવો કાળો વરાળ ચહેરો ઊંચકી તે હલાવે છે.

એટલામાં વિલીએ પેલા ખલાસીને પકડી પાડ્યો છે. કોથળાની જેમ તે એને ઢસડતો આવે છે.

‘ મારા બેટા હરામજાદાએ આખી લડાઈ વહાણમાં બેઠાં બેઠાં હવા ખાધી છે. એકે ય ગોળીબાર તો સાંભળ્યો નથી અને હવે પહેલા નંબરના સિપાહી પર હાથ ઉપાડવો છે એમ ? એટલી બધી હિંમત ? પગે લાગ, નમાલીના કહું છું કે લાગ પગે ને એની માફી માગ ! ’

લડ્વિગના પગ પાસે તે પેલા માણસને ઠોંસો મારી પછાડે છે. એનો સોનો જ કોઇપણ માણસને ભયભીત કરવા બસ છે. ‘ તારા કટકા કરી નાખીશ, ’ તે ઘૂરકે છે, ‘ ચીરીને ફાડિયા કરી નાખીશ. પગે પડ ! તારા ઘૂંટણ નમાવ.’

માણસ બિચારો ડચકાં ખાતો રહે છે.

‘ એને જવા દે વિલી ! ’ પોતાનો સામાન ભેળો કરતાં લડ્વિગ કહે છે.

‘ શું કીધું ? ’ વિલી શંકિત નજરે કહે છે: ‘ ગાંડા તો નથી થયા ? તમારો હાથ છૂંદી નાખ્યો ને તોય ? ’

લડ્વિગ જવા માટે તૈયાર થઇ જાય છે. ‘ વિલી, તેને છોડી મૂક ’ તે કહે છે.

ક્ષણભર વિલી તેના સામે એકીટશે તાકી રહે છે. પછી

માથું ધુણાવી ખલાસીને છૂટો કરે છે. 'ઠીક ત્યારે બરાબર.', તે કહે છે ને પેલા માણુસને ઊભો કરી ઉમેરે છે, 'જા, કાઢ હડી હવે!' પણ છેલ્લે તેને તેને એમ કોરો જવા દે તો એ વિલી નહિ. એક પાટું લગાવવાની લાલચ તે રોકી શકતો નથી ને પેલો બે ગડથોલિયાં સાથે રવાના થાય છે.

અમે પણ રસ્તે પડીએ છીએ. વિલી બબડે છે. તે ગુસ્સામાં હોય ત્યારે તેનાથી બોલ્યા વિના નથી રહેવાતું. પણ લડ્વિગ શાંત જ રહે છે.

અચાનક નાસી જનારાઓનું ટોળું શેરીના ખૂણા પર એકઠું થતું દેખાય છે. તેમણે નવો મોરચો માંડ્યો છે.

વિલી હાથમાં રાઇફલ ખેંચી કાઢે છે. 'ગોળી ભરીને બાર કરવા તૈયાર થઇ જાઓ!' તે કહે છે ને તેની આંખો ઝીણી બને છે. લડ્લિગ પણ પોતાની રિવોલ્વર કાઢે છે ને હું મારી બંદૂક તૈયાર રાખું છું. અત્યાર સુધી તો એ માત્ર હાથોહાથની લડાઈ હતી. હવે સ્થિતિ જરા ગંભીર બની છે. ફરીવાર પગ નીચે રગદોળાવા અમે તૈયાર નથી.

દર ત્રણ પગલે અમે શેરી વચ્ચે ગોઠવાઈને ઊભા રહી આગળ વધીએ છીએ—પણ નિશાનનો ભોગ ન થવા માટે કૂતરો વુલ્ફ પણ પરિસ્થિતિને પામી ગયેલો જણાય છે. સંતાતો છૂપાતો તે અમારી બાજુમાં ચાલ્યો આવે છે. રણમોખરા પર રહીને રક્ષણ નીચે કેમ આગળ ધપવું તે એ શીખી ગયો છે.

'વીસ વાર પર અમે ગોળીબાર કરશું' વિલી ધમકી આપે છે.

અમારી સામેનું ટોળું ગભરાટથી ખસે છે. અમે આગળ વધીએ છીએ. અમારી તરફ રાઇફલો તાકવામાં આવે છે. તરત

જ વિલી પોતાના કમરબંધની ‘સેફ્ટી કેચ’ ખોલી હાથબોમ્બ કાઢે છે. લોઢાના રેશન તરીકે તે હજીયે એને સાથે રાખે છે.

તે કહે છે, ‘હું ત્રણ ગણું છું......’

એક જરા મોટી ઉપરનો માણસ ટોળામાંથી આગળ આવે છે. દરજ્જાના બિલ્લાઓ કાઢી નાખેલું N. C. O. નું પાટલૂન તેણે પહેર્યું છે. થોડાં પગલાં તે આગળ વધે છે, ‘તમે દોસ્તો છો કે નહિ?’ તે બૂમ પાડે છે.

વિલી ધમણની જેમ હાંફી ઊઠે છે. તેના ગુસ્સાનો પાર નથી. ‘અમે પણ તને એજ પૂછીએ છીએ ગધેડા!’ તિરસ્કારથી તે કહે છે, ‘ઘવાયેલ માણસો પર પહેલાં હુમલો કરનાર કોણ હતું?’

પેલો ખંચકાઇને ઊભો રહે છે. પાછળ ઊભેલા માણસોને તે આ વિષે પૂછે છે.

‘પણ એ પોતાની ખભ્ભાપટ્ટીઓ નહોતો કાઢી નાખતો,’ ટોળાંમાંથી કોઈ કહે છે.

પેલો માણસ તરત જ અમારા તરફ ફરી કહે છે, ‘કોમરેડસ તેઓ એમ કરત જ નહિ પણ તમે વસ્તુસ્થિતિને સમજતા નથી લાગતા. તમે ક્યાંથી આવો છો?’

‘મોરચા ઉપરથી જ વળી. તમે ક્યાંથી સમજો છો?’ વિલી જવાબ આપે છે.

‘અને ક્યાં જાઓ છો?’

આખી લડાઈ દરમ્યાન તમે જ્યાં હતા તે ઠેકાણે—પાછા ઘેર.”

‘કોમરેડ!’ પેલો માણસ તૂટેલા હાથ વાળી ખાલી બાંય બતાવી કહે છે: ‘આ કાંઈ મેં ઘેર બેઠાં નથી ગુમાવી.’

'તેથી શું થઈ ગયું?' વિલી ચસ્યા વિના કહે છે. એ બાબતમાં તો આ નવાસવા રમકડા જેવા સૈનિકો સાથે ફરતાં તમારે શરમાવું જોઇએ.'

એ સૈનિક નજીક આવે છે, 'બળવો શરૂ થઈ ગયો છે,' તે શાંતિથી કહે છે, 'ને તેમાં જે અમારી પડખે નથી તે અમારી વિરુદ્ધ છે.'

વિલી ખડખડાટ હસે છે. 'બળવો તો ભારે મજાનો છે. વાહ, તેમાં કાંઈ ખોટું નથી. ને આ ખભ્ભાની પટ્ટીઓ ઊખડાવનારી તમારી ટોળીથી જ એની શરૂઆત! એટલું જ તમારે જોતું હોય તો—' તિરસ્કારથી તે થૂંકે છે.

'એમ એકદમ અભિપ્રાય ન આપી દો ભાઇ,' પેલો ઠૂંઠો આદમી કહે છે. વિલી તરફ તે હવે ઝડપથી આવે છે.' અમારે ઘણી વધારે વસ્તુઓની જરૂર છે. અમારે લડાઈની હસ્તી જ નાબૂદ કરવી છે. આ દ્વેષ ને વિખવાદને ડાંભી દેવા છે. આ બેફામ ખૂન થતાં અટકાવવાં છે. અમે એ માટે મથી રહ્યા છીએ. અમારે ફરી માણુસાઈ મેળવવી છે દોસ્ત. લડાઇના ચક્ર નથી બની રહેવું.'

વિલી પોતાના હાથઓમ્બને પાછો ગોઠવી દે છે. પછી વિલીના ઘવાયેલાં હાથ તરફ આંગળી ચીંધી એ કહે છે. 'પણ એ માટે શરૂઆત તો સારી કરી.' થોડી જ વારમાં પેલા લોકોના ટોળા પાસે પહોંચી જઈ એ તેમને સંભળાવે છે. 'તમારી માયું પાસે હવે તમે ઘેર જાઓ છો એય બચ્ચાઓ.' તેને જોઈને જ પેલા ચાલતી પકડે છે. તેમની વાંસે વિલીના શબ્દો પડે છે.

'માણુસાઈ કેળવવી છે. માણુસ થવું છે એમને! સાચેસાચ? અરે, હજી સિપાહી બનવાના તો ઢંગધડા નથી. તમે જેવી રીતે

રાયફલ પકડો છો એ જોઇને તો માણસ ડઘાઈ જ, જાય, ક્યાંક કોક દીના હાથ ભાંગી બેસશો. બીજું તો ઠીક.'

પેલા તો મૂઠીઓ વાળી નાસવા જ મંડે છે. વિલી પાછો ફરી સાર્જન્ટ પાસે આવી ઊભો રહે છે. 'અને મારે હવે તમને પણ કાંઇક કહેવું છે. તમારી જેમ આ ધંધો અમે પણ પેટ ભરીને કર્યો છે. હવે એનો અંત આવશે એ વાત પણ નક્કી. પણ એ તમારી રીતે નહીં. અમે જે કાંઈ કરીએ છીએ તે અમારી ઢબે કરીએ છીએ. કોઈનો હુકમ સાંભળ્યાનેય હવે તો ઘણા દિવસ વીતી ગયા. પણ આમ જો—'

એ આંચકા સાથે તે પોતાની ખભ્ભાપટ્ટીઓ ખેંચી કાઢે છે. 'હું આ શા માટે કરું છું એ ખબર છે ને? મારી ઇચ્છાથી એમ કરું છું હો. તમારી ઇચ્છાથી નહીં. તમારે એની સાથે લાગે કે વળગે, સમજ્યાને? અને આ મારો ભાઈ,' લડ્વિગ તરફ આંગળી ચીંધી તે કહે છેઃ

'તે અમારો લેફ્ટેનન્ટ છે. ને પોતાની ખભ્ભાપટ્ટીઓ સાંગોપાંગ રાખે છે. કોઇ કહે કે નથી રાખતો તો એનો તો એક ભગવાન જ ભેરુ થઇ શકે. ખબર પડી ને!'

પેલો ઠૂંઠો સૈનિક માથું હલાવે છે. તેના મુખ પર કંઈક ચમક આવે છે, 'હું પણ ત્યાં હતો દોસ્ત! તમારી જેમ જ હું બધું જાણું છું. જુઓ અહીં'—તે ઘવાયેલા હાથની બાંય બતાવે છે. 'શું લખ્યું છે? વીસમી પાયદળ ટુકડી, વર્દન.'

'અમે ય ત્યાં જ હતા,' વિલી ટૂંકમાં પતાવે છે. 'ઠીક, જય જય.'

તે સામાન પીઠે ચડાવે છે ને એક વાર રાયફલને હાથમાં

ઝુલાવે છે. અમે કદમ ઉડાવીએ છીએ. ને લડૂવિગ જ્યારે પેલા સાર્જન્ટ પાસેથી પસાર થાય છે ત્યારે તો એને સલામી આપે છે. અમે આનો અર્થ પિછાનીએ છીએ. તે યુનિફૉર્મ ને લડાઇને સલામ નથી ભરતો—યુદ્ધમાંથી પાછા ફરતા તેના દોસ્તોને વંદન કરે છે.

વિલીનું ઘર સૌથી નજીક છે. એ નાનકડાં ઘરની દિશા ભણી તે મોજથી હાથ હલાવે છે. અમે તેના માટે થોભવાનો વિચાર કરીએ છીએ પણ એ પોતે જ ના પાડીને કહે છે, ‘ પહેલાં લડૂવિગને તેને ઘેર વળાવી આવીએ. પછી મારી વાતો ને ખાણું તો તૈયાર જ છે ને ! ’

રસ્તામાં અમે અમારી જાતને જરા ઠીકઠાક કરી લઇએ છીએ. બથંબથા કરીને તાજા જ આવીએ છીએ એની અમારા માબાપને ગંધ પણ ન આવવી જોઇએ. છીએ. આવતાં વેંત જ દીકરાને લોહિયાળો દેખી માતા હેબતાઈ ન જાય એટલે લડૂવિગનું મોઢું લૂછી તેના પાટાઓને અમે બદલાવી નાખીએ છીએ. પાછળથી ઇસ્પિતાલે જઇને તેને બીજા પાટાપીંડી બંધાવવા પડશે એ ખરું.

છેવટે લડૂવિગનું ઘર આવે છે. તે સાવ નંખાઇ ગયા જેવો લાગે છે. તેને માર પણ સખત પડયો છે.

‘ એની ચિંતા ન કરતો લડ્વિગ ! ’ હું તેનો હાથ હલાવી કહું છું.

વિલી પોતાનો પહોળો પંજો તેના ખભા પર મૂકે છે. ‘ અરે ! એવું તો બન્યા જ કરે. તું ઘવાયેલો ન હોત તો તેં એ લોકોની ચટણી જ કરી નાખી હોત.’

લડ્વિગ અમારા તરફ શિર હલાવી અંદર જાય છે. તે દાદરો બરાબર ચડી શકે છે કે કેમ તે અમે ઊભા રહી જોઈએ છીએ. હજી અરધે ય નહિ પહોંચ્યો હોય ત્યાં વિલીને એક તુક્કો સૂઝે છે. 'જરા પગ પછાડીને ચાલ લડ્વિગ! જરા પાટું પછાડજે ને કોઈને સાવ પાસે ફરકવા ન દેતો. સમજ્યો ને!'

પછી ભારે સંતોષથી વિલી બારણાને ધબ્બનારું બંધ કરી દે છે.

'થોડા દિવસમાં કોણ જાણે એને શું થઈ ગયું છે!' હું લડ્વિગ વિષે કહું છું.

વિલી પોતાનું માથું ખંજવાળે છે.

'મરડો છે ને એટલે. નહિ તો—હા, તું જ જોને તે દિવસે એણે એકલે હાથે બીકઝૂટમાં પેલી ટેન્ક નહોતી સાફ કરી નાખી! યાદ છે? ને એ કાંઈ બચ્ચાનાં ખેલ નથી.

વિલી પોતાનો સામાન ખભ્ભે ચડાવે છે.

'ખુશનસીબ અન્સ્ટ,' તે કહે છે, 'આ છ મહિના સુધી હોમેયર કુટુંબ શું કરતું હતું એ હવે હું જોઈશ. થોડીકવાર લાગણી ઊભરાશે ને પછી મારા ભાષણો ધોધમાર શરૂ. મારી મા!—એ ઘરડી ડોસીનું કાળજું કેવું સોનાનું છે!—પણ કાળમીંઢ પથ્થરમાં પુરાયેલું.

હું એકલો આગળ વધું છું ને ક્ષણમાં જાણે દુનિયા પલટાઈ ગયેલી લાગે છે. એમ લાગે છે કે આ રસ્તાની નીચે કોઈ નદી ઘૂઘવતી ધસ્યે જાય છે ને કાંઇ કાન પડયું સંભળાતું નથી. દષ્ટિ-શૂન્ય ને બહેરા જેવો હું અમારા ઘર પાસે આવી ઊભો રહું છું. ધીમે ધીમે દાદર ચડું છું. બારણા ઊપર 'ભલે પધાર્યા' નો

ધ્વજ ને તેની પડખે ફૂલોનું ગુચ્છ લટકે છે. મને આવતો તેમણે બધાંએ જોયો છે. મારા પિતા, મારી બહેનો ને તેમની સૌની આગળ મારી મા દાદર પર ઊભા છે. તેમની પાછળના ઓરડા સુધી પણ મારી નજર જાય છે ટેબલ પર ખાવાનું તૈયાર પડયું છે. આખું વાતાવરણ આનંદથી ઊછળતું છે.

'આ બધું તમે શું કરો છો? આ ફૂલોને બધું...શા માટે પણ? એની જરૂર જ નથી. ને મા! તું આમ ચીસો કાં પાડે છે? જોને હું પાછો તો આવ્યો જ છું ને લડાઇ પણ ખતમ થઇ છે. બૂમ પાડવાની શી જરૂર છે મા!'

—પણ પછી ખારાં ખારાં આંસુનાં બિંદુ મારા નાક પરથી સરી પડતાં હું અનુભવું છું.

[ ૨ ]

એક મોટા ટેબલ આસપાસ અમે ગોઠવાઇને બેસીએ છીએ. આવું ખાણું તો બે વરસમાં મેં નજરે પણ ભાળ્યું નથી. આરામથી અમે કોફી પીએ છીએ, દીવો શાંત રીતે સળગે છે, કેનેરી પંખી ગાય છે, ચૂલાની હૂંફ આવે છે ને ટેબલ નીચે વુલ્ફ લાંબો પડીને ઊંઘે છે. આનાથી વધારે મજાની વસ્તુ કઈ હોઈ શકે?

'હવે તારા અનુભવો વિષે અમને બધી વાત કર અર્ન્સ્ટ!' મારા પિતાજી કહે છે. 'અનુભવો!'—હું શબ્દને દોહરાવું છું. વિચાર થાય છે કે મેં કાંઈ અનુભવ્યું જ નથી. અત્યાર લગણ ફક્ત એક લડાઈ ધમધમતી હતી. ત્યાં માણસને વળી અનુભવ શું થાય?

મગજને પીંખતાં યે કાંઇ ઊગતું નથી. ત્યાંની વાતો માણસ શહેરી લોકો પાસે ન કરી શકે ને મને બીજું કાંઈ સૂઝતું નથી.

'તમને બધાને અહીં ખૂબ જ અનુભવો થયા હશે, કેમ?' જાતને બચાવી લેવા હું વાક્ય ફેંકું છું.'

અને એ અનુભવોનો તો તેમની પાસે ખજાનો ભર્યો છે. ખાવાની વસ્તુઓ લઈ આવવામાં પણ કેટલી મુશ્કેલી ભોગવવી પડતી તેની વાતો મારી બહેનો કરે છે. બે વાર સ્ટેશનેથી જ સિપાહીઓ તેમની પાસેથી બધું પડાવી ગયા. ત્રીજી વાર કેવી યુક્તિથી બધુ સંતાડીને ઘર ભેગું કર્યું તેની વાતો એ કરે છે ને હું બેધ્યાનપણે સાંભળું છું. ગયે વખતે તેમને જોઈ હતી તેના કરતાં તેમની ઉંમરમાં ઘણો ફેર પડી ગયો હોય તેમ લાગે છે. કદાચ ત્યારે મેં તેમને ધારીને જોઈ પણ નહિ હોય એટલે આટલું આશ્ચર્ય નહિ થયું હોય. ઇલ્સેને તો સત્તર ઉપર વરસો થયાં હશે. સમય કેવી રીતે સરકતો જાય છે!......

'કાઉન્સિલર પ્લેસ્ટર ગુજરી ગયા તેની તને ખબર છે?' મારા પિતાજી પૂછે છે.

હું માથું હલાવો કહું છું, 'ક્યારે?'

'જુલાઈમાં. વીસમી તારીખ હશે કદાચ.'

કીટલીમાં પાણી ખદખદે છે. હું ટેબલક્લોથના ફૂમતાને હાથમાં રમાડતાં વિચારે ચડું છું. જુલાઈ—તેના છેલ્લા પાંચ દહાડામાં અમે છત્રીસ માણસો ગુમાવ્યા હતા. એમાંથી પૂરા ત્રણના ય નામ મને યાદ નથી. પાછળથી એ સંખ્યા તો બઢતી ગઈ હતી.

'શેનાથી એમનું મૃત્યુ થયું? મશીનગન કે...' ઊંઘભર્યા અવાજે હું પૂછું છું. ઓરડાની આવી હૂંફ કદી અનુભવી નથી.

'પણ એ કાંઈ સૈનિક નહોતા અર્ન્સ્ટ.' મારા પિતાનો અજાયબીભર્યો અવાજ આવે છે: 'એમને તો ફેફસાનો દાહ હતો.'

'ઓહો!' ખુરશીમાં સીધો બેસતાં હું કહું છું, 'હું તો એ સાવ ભૂલી ગયેલો.'

મારા છેલ્લા ગયા પછી શું શું બની ગયું તે સૌ યાદ કરે છે. ભૂખી સ્ત્રીઓના ટોળાએ ખૂણા પર રહેતા ખાટકીને અધમૂઓ કરી નાખ્યો હતો. એક વખત ઓગસ્ટની આખરમાં આખા ઘર માટે ફક્ત એક જ શેર મચ્છી રહેલી. બટેટા પાછા મોંઘાં થઈ ગયાં છે. ને એવી અનેક વાતો. ગ્રેટ કાકીની બીજી દીકરીનાં ગયે મહિને જ લગ્ન થયાં ને તે પણ એક કેપ્ટન સાથે!

મારી બહેન અચાનક વાત કરતી અટકી જાય છે, 'પણ તું તો કાંઇ સાંભળતો જ નથી અર્ન્સ્ટ!' તે આશ્ચર્ય પામી કહે છે.'

'અરે, કેમ નહિ? સાંભળું જ છું. કેપ્ટન સાથે–તેં કહ્યું કે એના લગ્ન એક કેપ્ટન સાથે થયાં. હં પછી?'

'હા, ને એ કાંઈ થોડી વાત કહેવાય? કેવાં નસીબ! ને તેં એને જોઇ તો છે ને? એનું આખું મોઢું ડાઘાવાળું છે.' એના વિષે તું શું કહે છે?' મારી બહેન આતુરપણે બોલી રહી છે. પણ હું શું કહું? કેપ્ટન હોય તો યે જો બૉમ્બની કરચ ને માથામાં ઝીલવા જાય તો એની દશા પણ બીજા માણસોના જેવી જ થાય.

તેઓ વાતો ચલાવ્યે રાખે છે પણ હું મારા વિચારોને કડી-બદ્ધ સાંકળી શકતો નથી. એ તો રઝળતા જ ફરે છે.

હું ઊભો થઈને બારીમાંથી ફળીમાં ડોકિયું કાઢું છું. સન્ધ્યાના પ્રકાશમાં બે ભૂખરી ચકલીઓ વળગણી પર આમ તેમ ઝૂલે છે. ઝાંખું ને અસ્થિર તેજ ફળીના ચોકમાં રમે છે. ને એકાએક પડછાયાની જેમ તેનાથી પર તેનાથી દૂર એક બીજું દૃશ્ય જાગે છે.

એ ભૂખરી ચકલીઓના જેવા કપડાના લીરા ફરકે છે. ઓગળતી સાંજનું કોઇ એકલ રણવાદ્ય બજે છે અને ભળભાંખળિયા પ્રકાશમાં કૂચ આગળ વધે છે. ફિક્કા પડી ગયેલ આસમાની રંગના મોટા કોટ પહેરેલા કુડીબંધ મૃત હબસીઓ દેખાય છે—ચીરાયેલા હોઠ અને લોહીભીંજી આંખો ધારી. ઝેરી ગેસ સરપની જેમ ગૂંચળું વળે છે. ક્ષણભર આખું દૃશ્ય સ્પષ્ટ ને જીવતું બની ઉપસી આવે છે. પછી તે કંપતાં જળની ચાદર જેમ ધ્રૂજે છે ને ઓસરી જાય છે. પેલી ભૂખરી ચકલીઓ પાછી ફફડતી દેખાય છે. આગળ એ જ ફળીનો ચોક ને મારી પાછળ મારા માતપિતા, હૂંફાળો ને સલામત ઓરડો! એ તો પૂરું થઈ ગયું હવે છૂટકારો અનુભવતાં હું વિચારું છું ને બારી પાસેથી દૂર હટી જાઉં છું.

'આમ રઘવાયો કેમ થઇ જાય છે અન્સ્ટ' હજુ દસ મિનિટ તો શાંતિથી તું સાથે બેઠો પણ નથી?' મારા પિતાજી પૂછે છે.

'કદાચ ખૂબ થાકી ગયો હશે,' મારી મા કહે છે. હું જરા કંટાળીને કહું છું. 'ના, ના, એવું કાંઇ નથી. એકીસાથે લાંબો વખત ખુરશી પર બેસવાનું જ હું ભૂલી ગયો હોઇશ. મોરચા પર અમને એ મળતી જ નહિ. કાં જમીન પર લાંબા થઈને પડીએ કે જ્યાં આવે ત્યાં જમાવીએ. ખુરશી પર બેસવાની મેં ટેવ જ ગુમાવી દીધી લાગે છે.'

'માળું, વિચિત્ર,' મારા બાપા કહે છે.

હું ખભા હલાવું છું. મારી મા હસીને પૂછે છે.

'તારી ઓરડી તું જોઈ આવ્યો?'

હું ઉપર મારી રૂમ તરફ જાઉં છું. બારણું ઉઘાડતાં મારું હૃદય ધડકે છે. અંધકારમાંથી મારાં પુસ્તકોની પુરાણી ગંધ આવે છે. બત્તી કરી હું આસપાસ નિહાળું છું.

'જેમ હતું તેમનું તેમ જ બધું રહેવા દીધું છે.' મારી પાછળથી મારી બહેનનો અવાજ આવે છે.

મારે થોડી વાર જરા એકાંત જોઈએ છે પણ ત્યાં બીજાઓ પણ આવી પહોંચે છે. બારણાં પાસે ઊભા રહી સૌ મારી તરફ આતુરતાથી મીટ માંડી રહ્યા છે. આરામખુરસી પર બેસી હું બાજુના લીસા ને ઠંડા ટેબલ પર હાથ પસારું છું બધું યથાસ્થાને જ ગોઠવાઈને પડયું છે. પેલું ભૂખરા આરસનું પેપરવેઈટ કાર્લ વોગ્ટે મને આપેલું તે, કંપાસ ને ખડિયાની વચ્ચે પોતાના જૂના સ્થળે જ બરાબર પડયું છે. પણ કાર્લ વોગ્ટ તો માઉન્ટ કેમેલ પાસે માર્યો ગયો હતો.

'તારી ઓરડી તને હવે નથી ગમતી?' મારી બ્હેન પૂછે છે.

'ગમે છે જ વળી,' હું તરત જવાબ વાળું છું, 'પણ નાની બહુ.'

મારા પિતાજી હસે છે. 'એ તો હતી એવડી ને એવડી જ છે.'

'ખરું. પણ મારા ખ્યાલમાં કોણ જાણે એ એવડી મોટી હતી કે—'

'તને અહીંથી ગયા પણ કેટલો વખત થયો!' મારી મા કહે છે, 'ને આ ગાદલું નવું કરાવ્યું. પણ તને તો એનો ખ્યાલ જ નહિ આવ્યો હોય.'

હું મારા પાટલૂનના ખિસ્સા ફંફોળું છું. છૂટા પડતી વખતે એડોલ્ફ બેથકેએ મને સિગારેટનું એક પાકીટ આપ્યું હતું. મારી આસપાસની દરેક ચીજ ઢીલીઢફ થઈને પડી હોય એમ લાગે છે. થોડી બેચેની થાય છે ને એકાદ બે દમ ઘૂંટયા વિના છૂટકો નથી. એક સિગારેટ ચેતાવી હું ઊંડો સટ ખેંચું છું. જરા રાહત વળે છે.

મારા બાપા આશ્ચર્ય પામતા જોઈ રહે છે ને ઠપકો દેતા હોય તેમ પૂછે છે, ' શું તું સિગાર પીએ છે ? '

હું પણ અજાયબી પામી તેમના સામું જોઉં છું. ' પણ એ અમને ત્યાં રેશનમાં મળતી રોજની ત્રણ કે ચારના હિસાબે તમે એકાદ લેશો ? '

માથું હલાવતાં તે એક સિગારેટ લે છે ને કહે છે, ' પણ પહેલાં તું કોઈ દી પીતો જ નહિ અર્ન્સ્ટ ! '

' હા. પહેલાં–' હું કહું છું ને પહેલાની આ વાતો સાંભળી હસ્યા વિના નથી રહેવાતું. પહેલાં તો ઘણી વસ્તુઓ હું નહોતો કરતો એ સાચી વાત છે. પણ ત્યાં–મોખરા પર વડીલ કે મુરબ્બીની શેહમાં દબાવાનું કાંઇ નહોતું. ત્યાં અમે સૌ સરખા હતા.

હું ઘડિયાળ તરફ જોઉં છું. હજુ તો મને અહીં આવ્યા માંડ બેએક કલાક થયા હશે ત્યાં વિલી ને લડ્વિગને મળ્યા અઠવાડિયાં વીત્યાં હોય તેમ લાગે છે. ઊઠીને તેમની પાસે દોડી જવા મન આકળું થાય છે. અહીં કુટુંબ ભેળું હવે મારે કાયમ રહેવાનું છે તે મારી કલ્પનામાં જ નથી ઊતરતું. હજી પણ મને થાય છે કે આવતી કાલે કે પરમ દહાડે કોઇ વેળા અમે ફરી સાથોસાથ કૂચ કરતા જઈશું. બાખડતા કે અબોલ પણ અમે પગલેપગલું ખેલા-લતા સાથે જ જાણે જવાના છીએ.

છેવટ મારો લાંબો કોટ હું હાથમાં લઉં છું.

' તું અત્યારે અમારી સાથે ઘેર રહેવાનો નથી ? ' મારી મા પૂછે છે.

' મારે હજુ જઇને મારી જાતનો રિપોર્ટ આપવો પડશે ', હું

જૂઠું બોલું છું. તેની સમક્ષ સાચું કહેવાનો મારો જીવ નથી ચાલતો. દાદર સુધી તે મારી સાથે આવે છે.

'જરા ઊભો રહે,' મારી મા કહે છે, 'ખૂબ અંધારું છે. હું ફાનસ લઈ આવું.'

હું અવાક્ બની ઊભો રહું છું. ફાનસ! આ થોડાં પગથિયાં માટે? હે ભગવાન, કેટલા ભોંયરાઓમાં, કેટલા અંધારા આડફેટિયા મારગોમાં સૂસવતી ગોળીઓની વચ્ચે મારે આ બધા વરસોમાં દીવાબત્તી વિના પસાર થવું પડયું છે! ને હવે આ નાનકડી નિસરણી માટે ફાનસ! અરે મા! પણ એ દીવો લઇ આવે ત્યાં સુધી શાંતિથી રાહ જોઉં છું. મારા માટે એ અજવાળું પાથરે છે—જાણે અંધકારમાં વાંસે હાથ ફેરવતી હોય!

'ધ્યાન રાખી ઊતરજે અન્સ્ર્ટ, કાંઇ વાગે કરે નહિ.' મારી પાછળ તે બૂમ પાડે છે.

'પણ અહીં ઘરમાં, આ શાંતિના સમયમાં તે મને શું વાગવાનું હતું મા!' હું હસીને કહું છું ને ઉપર નિહાળું છું. દાદરના કઠેડા પર એ વાંકી વળીને ઊભી છે. તેનાં નાજુક, ભયભીત વદન પર દીવાનું સોનેરી તેજ પડે છે. તેની પાછળ, ભીંત ઉપર તેજ ને છાયા નાચી રહ્યા છે, અને તરત જ એક વિચિત્ર લાગણીના પૂર મારા પર ફરી વળે છે. જાણે એ વેદનાની ઘૂમરીઓ ખાય છે, એમ થાય છે કે એ ચહેરા જેવું આ દુનિયામાં બીજું કશું નથી, જાણે હું ફરીવાર એક નાનો બાળક જ છું, જેને દાદર ઊતરવા માટે બત્તીથી રસ્તો બત્તાવવો પડે, જેને રસ્તામાં ક્યાંક વાગી ન બેસે તેનું ધ્યાન રાખવું પડે. આ જ જાણે સત્ય છે, બાકી વચ્ચે જે બની ગયું એ તો ખાલી સ્વપ્ન હતું. કલ્પના હતી. માયાવી ને મૃગજળિયો આભાસ માત્ર હતો.

પણ દીવાનો પ્રકાશ મારા કમરબંધના ચગદા પર કેન્દ્રિત થઈને ઝબકારો નાખે છે. એ સાથે પેલી ક્ષણ પણ વિલીન બની ગઇ. હું હવે બાળક નથી, મેં યુનિફોર્મ પહેર્યો છે. એકી સાથે ત્રણ ત્રણ પગથિયાં ઠેકતો હું ઝડપથી નીચે ઊતરું છું, બારણાને ઉઘાડી એકદમ બહાર ધસું છું. મારા દોસ્તોને મળવાની અધીરતા મારી પાંપણે આવીને બેસે છે.

સૌથી પહેલાં આલ્બર્ટ ટ્રોસ્કેને ત્યાં હું જાઉં છું. રડી રડીને તેની માની આંખો લાલ બની ગઈ છે. પણ એ તો આજ માટે હશે. તેનું કોઈ ગંભીર કારણ નથી, પણ આલ્બર્ટ હવે પહેલાના જેવો નથી રહ્યો, ટેબલ પાસે તે સૂનમૂન બેઠો છે, તેની પડખે તેનો મોટોભાઈ બેઠો છે, ઘણા વખત થયાં મેં આલ્બર્ટને જોયો જ નથી. તે લાંબા વખતથી હોસ્પિટલમાં હતો એમ સાંભળ્યું હતું. તે વધારે જાડો થયો લાગે છે ને ગાલ પણ મજાના લાલ ને ફૂલેલાં છે.

'હલો, હેન્સ! ફરી ગોઠવાઇ ગયો કે? કેમ ચાલે છે?' હું ખુશખુશાલ બની પૂછું છું.

તે કાંઈક ન સમજાય તેવું બબડે છે. ફ્રૌ ટ્રોસ્કે ધ્રુસકાં નાખા રડી પડે છે ને ચાલ્યાં જાય છે. આલ્બર્ટ આંખથી ઇશારો કરે છે. હું દિગ્મૂઢ બનીને ચારે કોર જોઇ રહું છું. પછી હેન્સની ખુરશી પાસે પડેલી લંગડાની બે ઘોડી દેખાય છે.

'આનું હજુ પૂરું નથી કર્યું?' હું પૂછું છું.

'હા, ગયે અઠવાડિયે જ ઈસ્પિતાલમાંથી આવ્યો.! તે ઘોડી ઉપાડે છે ને તેને બગલમાં દબાવી, જાતને ઊંચકી બે આંચકા સાથે ચૂલા નજીક જાય છે. તેના બન્ને પગ કપાઈ ગયા છે. જમણા પગે લોઢાનો એક કૃત્રિમ પગ લગાડયો છે ને ડાબી બાજુ જોડા સમેત એક લાકડાની નળી છે.'

મારી મૂર્ખાઈ ભરેલી વાતોની મને શરમ આવે છે. 'મને ખબર જ નહોતી હેન્સ!' હું કહું છું.

તે માથું હલાવે છે. કાર્પેથીઅન પાસે તેના પગને હિમદંશ લાગ્યો હતો. તેમાંથી સડો થઈ ગયો ને બંને પગ કપાવી નાખવા પડયા.

'એના પગથી જ ધા ઊકલી ગયો તેનો પાડ માનોને!' પેલા કૃત્રિમ પગ તળે ઓશીકું ગોઠવતાં ફ્રોટ્રાસ્કે કહે છે, 'કાંઈ વાંધો નહિ હેન્સ! આપણે તેને બરાબર ગોઠવી દેશું ને તને ચાલતાં પણ તરત આવડી જશે.' હેન્સની નજીક બેસી તે તેના હાથ થાબડે છે.

'હા, હજી તારા પગ સાવ ક્યાં ગયા છે?' હું કાંઈક કહેવું જોઈએ એટલે કહું છું.

'એ જ હું કહું છું.' તે જવાબમાં કહે છે.

હું તેને સિગારેટ આપું છું. આવી પળોમાં બીજું શું થઈ શકે! ગમે તેવું સારું લગાડવા ખાતર કરીએ પણ એ આખરે અજુગતું જ લાગવાનું અમે થોડીવાર રહી રહીને વાતો કરીએ છીએ પણ એમાં દુઃખ અછતું નથી રહેતું. જ્યારે જ્યારે આલ્બર્ટ ને હું ઊભા થઈ આમ તેમ ફરીએ છીએ ત્યારે ત્યારે હેન્સની વિષાદ ને વેદનાભરી નજર અમારા પગની આસપાસ વીંટળાતી ફરે છે. તેની માતાની આંખો પણ એ જ દિશામાં અટવાય છે-પગ સુધી પહોંચીને એ પાછી વળે છે.

હેન્સ પગ સિવાય બીજો વિચાર કરી જ શકતો નથી. તેની માતા પણ તેની સાથે એ જ વિચાર ઘોળ્યા કરે છે અને એ બંને વચ્ચે આલ્બર્ટ દુઃખ પામ્યા કરે છે.

'આલ્બર્ટ, આપણે હવે આપણો રિપોર્ટ આપવા જવું પડશે, તેને આમાંથી જરા છૂટકારો આપવા હું કહું છું.

'હા,' આતુરપણે એ કહે છે.

ને બહાર મોકળાશમાં અમે નીકળી પડીએ છીએ. બીની પગથિયોમાં રાતનું પ્રતિબિંબ પડે છે. શેરીના દીવાઓ પવનના ઝપાટામાં ધ્રૂજે છે. આલ્બર્ટ સામે તાકી રહે છે.

એ બાબતમાં હું શું કરી શકું? પણ જ્યારે તેમની વચ્ચે આ રીતે બેસું છું ને તેને અને મારી માને જોઉં છું ત્યારે મને છેવટ થાય છે કે આ બધો મારો જ વાંક છે અને હજી યે મારા પગ સાબૂત છે એ જોઈ શરમ આવે છે. માણસ સાજોનરવો ઘેર આવ્યો છે એટલે જ તે કચરા જેવો લાગે છે. અરે! લડ્વિગની જેમ એક હાથમાં ઘા વાગ્યો હોત તો પણ ચાલી શકત તો ત્યાં આમ ને આમ બેસતાં આંખની કણી જેમ તો ન ખૂંચત!

હું તેને સાંત્વના આપું છું. પણ એને શાંતિ કેવી? મારું કહેવું એને ગળે જ નથી ઊતરતું પણ મને તેનાથી થોડી રાહત મળે છે. સાંત્વનાની બાબતમાં હંમેશ એવું જ છે. લેનાર કરતાં દેનારને વધુ સંતોષે.

અમે વિલીને ત્યાં જઈએ છીએ. તેની ઓરડીમાં અવ્યવસ્થાનો પાર નથી. બધું વેરણછેરણ પડયું છે. ખાટલો ઊંચો કરી દીવાલ સામે ઊભો રાખ્યો છે. તેને મોટો બનાવવાની જરૂર છે કારણ કે લશ્કરમાં જોડાયા પછી વિલી ખૂબ વધી ગયો છે. આ જૂનો ખાટલો તેને પૂરો યે ન થાય. એક બાજુએ ખુરશી પર એક મોટી તાસક ભરીને બટેટાની કચુંબર પડી છે. વિલી ઓરડામાં હાજર નથી તેની મા ખબર આપે છે કે એક કલાકથી ભાઈ નળની ઓરડીમાં ડીલને સાફ કરવામાં પડયા છે.

ફ્રો હોમેયર વિલીના સરસામાનને ઉખેળી ઉખેળીને જૂએ છે. માથું ધુણાવીને તે થોડાંક ગંદા ચીંથરાઓને બહાર કાઢે છે. એક વખત એ વિલીનાં મોજાં હતાં.

'આ કાણાં તો જો! ભયંકર!' અમારી તરફ કંટાળાથી જોઈ તે કહે છે.

'સસ્તાં, ખરાં ને!' હું ખભો હલાવી કહું છું.

'હા સસ્તાં તો બહુ', તેના અવાજમાં તીખાશ છે, 'એ જ બતાવે છે કે તને એનું કેટલુંક જ્ઞાન છે. આ સારામાં સારું ઊન છે તેને મેળવવા માટે અઠવાડિયા સુધી મેં ધક્કા ખાધા છે. અને હવે જો એની દશા? એની જોડ મળવી પણ મુશ્કેલ છે.'

આ ભંગાર તરફ તે દુઃખભરી આંખે જોઈ રહે છે. 'તમને અઠવાડિયામાં એક વાર તો મોજાં ધોઈને પહેરવાનો વખત મળતો કે નહિ? છેલ્લો જ્યારે તે ગયો ત્યારે ચાર જોડ મોજાં તે લેતો ગયો હતો. હવે તેમાંથી બે જ પાછાં લાવ્યો છે એય કેવાં કરીને તે જો!' તે કાણાંમાંથી પોતાનો હાથ ફેરવે છે.

હું વિલીનો બચાવ કરવા જાઉં છું ત્યાં જ ગળું ફાડીને બૂમ પાડતો તે આવે છે. તેના મોઢા પર વિજયનો ફરફાટ છે. 'તમારે માટે ખુશનસીબીની ચીજ આ રહી છોકરાઓ, આજે રાતે લહેજતદાર ઉજાણી થશે!'

તેના હાથમાં ધજાની જેમ ફરકતો એક જાડો કૂકડો છે. તેનાં લીલાં સોનેરી પીછાં ને ઘેરા ગુલાબી રંગની કલગી ઝળકે છે તેની આંખમાંથી લોહીનાં થોડાં ટીપાં ટપકે છે જો કે હું પેટપૂર જમ્યો છું પણ મારા મોઢામાં પાણી આવે છે.

વિલી લહેરથી પક્ષીને આમ તેમ ઝૂલાવે છે. ફ્રો હોમેયર ટટ્ટાર થઈ જઈ એક ચીસ પાડે છે.

વિલી, તું એને ક્યાંથી પકડી લાવ્યો?'

વિલી ગર્વભેર કહે છે કે એકઢાળિયાની પાછળ તેણે એને

જોયો તરત જ પકડી લીધો ને બે મિનિટમાં તો ખલાસ પણ કરી નાખ્યો. હા માનો વાંસો થાબડતાં કહે છે: ' અમે ત્યાં કાંઈક શીખ્યા છીએ હો : વિલી કાંઈ અમસ્થો ડેપ્યુટી ચીફ કૂક નથી બન્યો હોય ખબર છે ? '

વિલીએ કોઈ બાળકનું ખૂન કર્યું હોય એવી નજરે ફ્રો હોમેયર તેના તરફ તાકી રહે છે. પછી પોતાના પતિને બૂમ પાડે છે. ' ઓસ્કર ! ' ભાંગી પડતા અવાજે તે કહે છે ' જરા અહીં આવીને આ જુઓ ! વિલીએ બાઈન્ડીંગનો કૂકડો મારી નાખ્યો ! '

' બાઈન્ડીંગ ! બાઈન્ડીંગ વળી શું ? ' વિલી પૂછે છે. ' આ પડખે રહેતા દૂધવાળા બાઈન્ડીંગનો કૂકડો છે, હે પ્રભુ ! આવું કરતાં તારો જીવ કેમ ચાલ્યો ? ' ફ્રો હોમેયર ખુરશીમાં ઢળી પડે છે.

' આવું મજાનું ખાણું મારી આંખ આગળથી દોડી જાય એ હું કેમ જોઈ શકું ? ને એ પણ જ્યારે તે મારા હાથમાં જ હોય ત્યારે ? તું શું કહે છે મા ! ' વિલી આશ્ચર્ય પામી કહે છે.

ફ્રો હોમેયરને ક્યાંયે ચેન નથી પડતું. ' આમાંથી મોટી ઉપાધિ થશે. ઇવડા ઈ બાઈન્ડીંગનો સ્વભાવ ખૂબ જ ભયંકર છે. '

' પણ મને તું શું ધારે છે મા ! ' વિલીને ખરેખર પોતાની અવગણના થતી હોય તેમ લાગે છે. એક ચકલું ય મને ભાળી શકે એમ તને લાગે છે ? હું કાંઈ નવો નિશાળિયો નથી. તને ખબર છે ? આવા તો કેટલાય મેં સાફ કરી નાખ્યા છે. આપણે લહેરથી આની ઉજાણી કરશું ને તારા બાઈન્ડીંગને તેની ગંધ પણ નહિ આવે.'

કૂકડાને વહાલથી હલાવી તે કહે છે : ' ખરેખર, તારો તો દાઢમાં રહી જાય તેવો સ્વાદ લાગશે. ' પછી પોતાની માને પૂછે છે આને ઉકાળવો છે કે બાફવો છે ? '

'હું એની કટકીએ ચાખીશ એમ તને લાગે છે?' ફ્રૌ હોમેયર ગુસ્સે થઈ બૂમ પાડે છે, 'અબઘડી તેને પાછો લઈ જા!'

'હું એવો સુંવાળો ખરોને!' વિલી કહે છે.

'પણ તેં એની ચોરી કરી છે.'

'ચોરી કરી?' વિલી ખડખડાટ હસી પડે છે.' 'આ પણ ઠીક વાત! આ તો જરૂરિયાત માટે તહેનાતમાં લવાયેલ ચીજ છે. કદાચ ઉપાડી લીધો એમ કહી શકો પણ ચોરી કરી? કોઈ કોઈની પાસેથી પૈસા તફડાવે તેને ચોરી કહી શકો. પણ જ્યારે થોડીક ખાવાની ચીજને એ દસડી લાવે ત્યારે હરગીજ એ ચોરી નથી જ અમારા વખતમાં તો અમે આવું ઘણું ચોર્યું હશે કેમ અન્સ્ટ !'

'બરાબર છે વિલી, હું કહું છું આ તો તને મળવા જ ખાસ દોડચો આવ્યો હતો. સ્ટેડનમાં બન્યું હતું એમ જ છે. પેલી બે નંબરની ટુકડીનો એ ફૂકડો હતો ને તેમાંથી આખી મંડળી માટે તેં લહેજતદાર ભોજન તૈયાર કરેલ યાદ છે ને?'

વિલી ખૂબ ખુશ છે, સગડીને હાથ લગાડે છે. પણ એ સાવ ઠરી ગઈ છે. એટલે પોતાની મા તરફ ફરી તે પૂછે છે, "બીજા કોલસા નથી.?"

ફ્રૌ હોમેયર ક્રોધથી બોલી શકતાં નથી. તે ફક્ત માથું ધુણાવે છે વિલી હાથ હલાવી તેને ખાતરી આપતાં કહે છે. 'કોઈ વાંધો નહિ હું કાલે લઇ આવીશ પણ અત્યાર પૂરતું આપણને આ જૂની ખખ ખુરશીથી ચાલશે. તેનો હવે ઉપયોગ પણ શું રહ્યો છે?'

ફ્રૌ હોમેયર પોતાના પુત્ર તરફ શંકિત નજરે જોઇ રહે છે. પછી તેના હાથમાંથી ખુરશી ને છેવટ કૂકડો ખેંચી લઇ બાઇડીંન્ગ દૂધવાળાને ત્યાં એ દોડી જાય છે.

વિલીને ખરેખર અફસોસ થાય છે.

હું જાણું છું કે અમે ખુરશી બાળી ન શકીએ—જોકે મોખરા પર તો ઘોડાનું માંસ નરમ કરવા અખો પિયાનો અમે હોમી દીધો હતો. ને અહીં તો હાથને સખણા રાખીને ફરવું પડે. ત્યાં જે કાંઈ ખાવા જેવું મળે તે ઈશ્વરની ભેટ લેખે જ કામ આવી જતું. નીતિ નિયમ જેવાં બંધનો ત્યાં ઓછાં હતાં, અથવા નહીં જેવાં હતાં એ હું જાણું છું. છતાં મરી ગયેલા કૂકડાને પાછો આપવા જવો—ને સૌ જાણે છે કે તેનાથી નકામી ધડ જ મવાની—એ મને તો ચોખ્ખું ગાંડપણ લાગે છે.

ફ્રૌ હોમેયર શ્વાસભેર પાછાં વળે છે. બાઈન્ડીંગ બહાર ગયો છે એ ખુશનસીબીની વાત, છે. ફ્રૌ હોમેયર મનનો ઉશ્કેરાટ ઠલાવવા જાય છે ત્યાં વિલીને કપડાં પહેરી તૈયાર થઈ ગયેલો એ જુએ છે. તરત જ એ બધું વિસરી જઈ તે પૂછે છે, 'તું અત્યારમાં તો બહાર જવાનો નથી ને વિલી!'

'જરા લટાર મારી આવું મા!' વિલી હસતાં કહે છે.

ફ્રૌ હોમેયર રડમસ જેવા થઈ જાય છે. વિલી જરા અગ્ર થઈ તેનો ખભો થાબડી કહે છે: 'હું હમણાં જ આવતો રહીશ. હવે તો રોજ અમે સૌ પાછા આવશું. જરા વધારે પડતા પણ ખરા હો!—'

ખિસામાં હાથ નાખી, પડખોપડખ અમે ઝૂલતી ગતિએ કેશલ સ્ટ્રીટમાંથી નીકળીએ છીએ.

'લડ્વિગને સાથે લેતા જશું?' હું પૂછું છું. વિલી માથું ધુણાવે છે. 'ના, તે ભલે ઊંઘે તેના માટે એ ફાયદાકારક છે.'

શહેરમાં ધમાલ મચી છે. ખલાસીઓથી ભરપૂર લોરીઓ શેરીઓ ગજવતી જાય છે. લાલ વાવટાઓ ફરકે છે.

ટાઉનહૉલની પાસે હેન્ડબીલો વહેંચવામાં આવે છે. ખલાસી-ઓના હાથમાંથી લોકો એ ઝડપી લે છે ને આતુરતાથી વાંચે છે. તેમની આંખો પ્રકાશી રહી છે. પવનના ઝપાટા સાથે કાગળિયાંઓ હવામાં કબુતર શા ઊડે છે. કેટલાક ઝાડની ડાળખીઓમાં ભરાઇને ખખડે છે.

'બિરાદરો,' એક ભૂખરો લાંબો કોટ પહેરેલો આદમી કહે છે, 'હવે સારા દિવસો આવી રહ્યા છે બિરાદરો!' તેના હોઠ ધ્રૂજે છે.

'અહીં કાંઈક ગરમી લાગે છે,' હું કહું છું ને અમે ઝડપથી આગળ વધીએ છીએ.

દેવળ વાળા ચોકની નજીક જતાં લોકોની ગીરદી વધતી જાય છે. આખો ચોક પણ માણસોથી ભરાઇ ગયો છે. એક સૈનિક નાટક શાળાના પગથિયા પર ચડી ભાષણ કરે છે. ગેસના દીવાનો શ્વેત પ્રકાશ તેના ચહેરા પર રમે છે. તે શું બોલે છે તે સંભળાતું નથી. કારણ કે પવન સુસવાતો વાય છે. કોઈ વાદ્યના સૂરો સંભળાય છે ને તેમાં પેલો આછો અટકતો અવાજ ડૂબી જાય છે.

એક અસ્પષ્ટ પણ તીવ્ર ઉશ્કેરણી હવામાં તોળાઈ રહી છે. લોકોમાં લગભગ બધા જ સિપાહીઓ છે ને સૌ અચળ ઊભા છે. કેટલાક પોતાની પત્નીઓને પણ સાથે તેડતા આવ્યા છે.

નો મેન્સ લેન્ડમાં લોખંડના ટોપ તળે તેઓ પસાર થતા ત્યારના જેવી જ બિહામણી રેખાઓ તેમના ચહેરા પર તરવરે છે. એ કરતાં કંઈક વિશેષ પણ તેમની આંખોમાં છે—ભવિષ્યની આશા—નવા જીવનની માયાવી ઉત્કંઠા.

નાટકશાળા તરફથી બૂમ પડે છે. 'આગળ વધો દોસ્તો!'

સભા સરઘસમાં પલટાઈ જાય છે. લોકોનો સમુદાય વધે છે. હથિયારો ઊંચા થાય છે ને ટુકડીઓમાં સૌ ગોઠવાઈ જાય છે. એક દીર્ઘ નિશ્વાસની જેમ કૂચનો અવાજ રસ્તા પર પથરાય છે. અમે પણ અનાયાસે કતારમાં જોડવાઈ જઈએ છીએ. અમારી જમણી બાજુ એક તોપચી છે—ને આગળ એક ઈજનેર છે. અમારે એકબીજાને ઝાઝી ઓળખાણ નથી પણ વિશ્વાસ પૂરતો છે. તે અમારા દોસ્તો છે એટલું બસ છે.

'ચાલ, ઓટો! હારમાં આવી જા!' અમારી આગળ ચાલતો ઈજનેર હજુ સુધી ઊભા રહેલા એક સાથીને બૂમ પાડે છે.

પેલો અચકાય છે. તેની સાથે તેની પત્ની છે. પોતાનો હાથ તેના હાથમાં ભેરવી તે એની સામે જોઈ રહી છે. પેલો કંઈક હસી કહે છે, 'પછી વાત ફ્રાન્ઝ!'

વિલી વાંકું મોઢું કરી કહે છે, 'જ્યારે પેટીકોટ દેખાય ત્યારે બિરાદરી ખતમ થઈ સમજવી. આટલું મારા તરફથી લેતો જા!'

'રહેવા દે એય!' ઈજનેર વાંધો ઉઠાવે છે ને વિલીને એક સિગારેટ આપે છે, 'સ્ત્રીઓ તો જીવનનો અરધો ભાગ છે—પણ દરેકને પોતાનો સમય હોવો જોઈએ એ સાચી વાત.'

અમારા પગ પરાણે ઊપડે છે. આ પછી એક જુદી જાતની કૂચ જ છે. રસ્તા પર પગના પડઘા પડે છે. આગળ વધી રહેલ સમગ્ર કતારને આવરી લેતી એક આશાની લહર ઊઠે છે.—આ આગળ લંબાતો માર્ગ હવે મુક્તિ ને ન્યાયને બારણે જાણે સીધાં દોરી જશે.

પણ થોડુંક જ આગળ જતાં સરઘસ અટકે છે. મેયરના ઘરની સામે તે ઊભું રહે છે. કેટલાક કાર્યકરો ઘરનો દરવાજો ખખડાવે છે. બધા શાંતિ જાળવે છે. એક સ્ત્રીનો ફિક્કો ચહેરો

કાચની બંધ બારી પાછળ ઘડીભર દેખાય છે. દરવાજાને વધારે જોરથી ખખડાવવામાં આવે છે. બારી તરફ કોઈ પથ્થર ફેંકે છે. એક બીજો પથ્થર ને કાચના કટકા થઈ આગળના બગીચામાં પડે છે.

પછી પહેલા માળના ઝરૂખામાં મેયર દેખાય છે. ભૂમો ઊઠે છે. તે શાંત રાખવા જાય છે પણ કોઈ તેનું સાંભળતું નથી. 'બહાર આવો! અમારી સાથે આવો!' કોઈ બૂમ પાડે છે.

મેયર ખભા હલાવે છે ને 'હા'માં ડોકું ધુણાવી થોડી મિનિટમાં સરઘસને મોખરે થઈ જાય છે.

ત્યાર પછી ફૂડ–કંટ્રોલ ઑફિસના વડાને ખેંચી કાઢવામાં આવે છે. માખણના વેપારમાં નફાખોરી કરનાર એક ટાલિયા ને ભયથી ધ્રૂજતા આદમીનો પણ વારો આવે છે, એક દાણાવાળો બચી જાય છે. અમારા આવવાની વાત સાંભળતાં વેંત સમયસર એ ઉપર ચડી પુરાઈ ગયો.

સરઘસ હવે કેશલ તરફ આગળ વધે છે ને ડિસ્ટ્રિક્ટ હેડ ક્વાર્ટર્સના દરવાજા પાસે ઊભું રહે છે. એક સૈનિક પગથિયાં ચડી અંદર જાય છે. અમે રાહ જોઈએ છીએ. બધી બારીઓ પ્રકાશથી ઝળહળી રહી છે.

છેવટે ફરીવાર બારણું ઊઘડે છે. અમે ડોક લંબાવીએ છીએ. એક જણ દફતર પકડીને બહાર આવે છે તેમાંથી થોડા કાગળિયાં કાઢી એકધારા અવાજે તે ભાષણ વાંચે છે અમે ધ્યાનપૂર્વક સાંભળીએ છીએ. વિલી કાને હાથ દઈ સાંભળે છે. બધા કરતાં ઊંચો છે એટલે તે સહેલાઈથી સાંભળી શકે છે ને પછી મોટેથી કહી સંભળાવે છે. પણ માત્ર બકવાટ જેવા એ શબ્દો અમારા માથા પરથી પસાર થઈ જાય છે.

પડઘા પાડતા એ શબ્દો ઓસરી જાય છે. અમને તે લગીરે સ્પર્શતા નથી. એના વેગમાં અમને ખેંચી જાય, અમારા રૂંવાટાં ખડાં કરી દે એવી તેમનામાં તાકાત નથી. માત્ર બકવાટ જેવા એ જન્મીને શમી જાય છે.

અમને એ પસંદ નથી. અમને એમાં સૂઝ પડતી નથી. અમે તો કામ કરવા ટેવાયેલા છીએ પણ પેલો તો બોલ્યે જ રાખે છે. અમને શાંતિ જાળવવાની તે સલાહ આપે છે. ડહાપણ ધરવાનું એ કહે છે. પણ અત્યાર સુધી કોઇએ ગેરડહાપણ તો કર્યું નથી. પણ છેવટે એ જાય છે.

'કોણ હતો એ?' હું નિરાશ વચને પૂછું છું.

મારી પડખે ઊભેલો તોપચી સઘળું જાણે છે. 'કામદારો ને સૈનિકોના મંડળનો પ્રમુખ. જાણમાં તો પહેલાં દંતવૈદ્ય હતો.'

'આહા!' વિલી પોતાના રાતા વાળભર્યું માથું આમતેમ હલાવી ઘૂરકે છે, કેવું હિમ રેડી ગયો!' ને હું તો વિચાર જ કરતો રહ્યો કે આપણે સ્ટેશને જઇ સીધા બર્લિન તરફ ઊપડી ગયા છીએ?'

ટોળામાંથી અવાજો થાય છે ને બૂમરાણ વધે છે. 'મેયર—મેયરને બોલવા દો!' તેને પગથિયા પર ધકેલવામાં આવે છે. શાંત ને ગંભીર અવાજે તે સમજાવે છે કે બધી બાબતોની બરાબર તપાસ થઇ રહી છે. મેયરની બાજુમાં પેલા બે નફાખોર પણ ધ્રૂજતા ઊભા છે, પણ તેમને આંગળી અડાડવાની યે કોઈ તકલીફ નથી લેતું.

'એટલું તો કહેવું પડશે કે મેયર માળો હિંમતવાળો ખરો!' વિલી પોતાનો અભિપ્રાય જાહેર કરે છે.'

'ધૂળ એને રોજની ટેવ પડી ગઇ છે.'

'બે ત્રણ દિવસે તેને આમ તોપચી કહે છે તેઓ ઢસડી લાવે છે.'

અમે તેના સામે આશ્ચર્યથી જોઇ રહીએ છીએ.

'એટલે આવું વારંવાર બને છે એમ?' આલ્બર્ટ પૂછે છે.

તોપચી માથું હલાવી કહે છે, 'હારતો, રોજ રોજ નવી ટુકડીઓ આવતી જાય છે એ તમને ખબર છે. અને દરેકને લાગે છે કે વસ્તુસ્થિતિને બરાબર ઠેકાણે લાવવી જોઇએ એટલે દર વખત—હું તેમાંથી જ આ બધું બનતું જાય છે.'

'આમાં સમજણ પડતી હોય તો હું જ મરું!' વિલી કહે છે. 'હું પણ ત્યારે કયાં સમજું છું?' તોપચી જોરથી રાડ પાડી કહે છે, 'મેં તો જુદી જ વસ્તુ ધારેલી. ખેર, લહેર કરો. હું તો મારે મચ્છરદાનીમાં પડી લંબાવીશ. કરવા જેવી તો એ એક જ ચીજ છે.'

ધીમે ધીમે સૌ વિખેરાતા જાય છે. બીજો કોઈ જણ બોલે છે એ જ શાંતિ જાળવવાની વાતો. પ્રકાશથી ઝગમગતી ઉઘાડી બારીઓ તરફ આંગળી ચીંધી એ કહે છે કે નેતાઓ કામે લાગી ગયા છે. આ નિરર્થક બકવાટ સાંભળવા કરતાં તો ઘેર જવું સારું ટોળામાં ભળી અહીં સુધી નકામા પગ તોડયા હોય એમ લાગે છે. અમે ખભા હલાવી રસ્તે પડીએ છીએ.

[ ૩ ]

આલ્બર્ટ અને હું કાફે મેયરની બારી પાસે બેઠા છીએ. અમારી સામે આરસના ટેબલ પર કોલ્ડ કોફીના બે પ્યાલા પડયા છે. ત્રણ કલાક થયા અમે અહીં બેઠા છીએ પણ તેમાંથી એક ઘૂંટડો યે અમે નથી પીધો. આખી હોટલમાં ત્રણ જ ટેબલ રોકાયેલા છે. અમારી બાજુમાં બે કાળાંબજારિયા ખાણાની રકાબીઓ સફાચટ કરવામાં પડયા છે. બીજા ટેબલ પર કોઈ પતિપત્ની છાપાં વાંચે છે. અને આ ત્રીજા ટેબલ પાસે ખુરશીની પાછળની લાલ ગાદીને અઢેલી અમે ફાવે તેમ બેઠા છીએ. ઓરકેસ્ટ્રા વાગે છે ને બારીમાંથી જોતા

અમે ક્યાંય સુધી મોજથી બેઠા રહીએ છીએ. અમારે ક્યાં વખતની મારામારી હતી? પણ છેવટ પેલા બજવૈયા પોતાનો સામાન બાંધે છે. ઓછી થતી ઘરાકીમાં હોટલની વેટ્રેસ અમારા ટેબલ આસપાસ કંટાળાથી ફરે છે ને અમે બીલ ચૂકવી છેવટ સાંજના બહાર નીકળીએ છીએ. કોઇ જાતની ફિકર વિના એક દુકાનથી બીજી દુકાનની બારીએ આમ લહેરથી રખડવામાં અજબ મજા છે.

'આપણે બેકરને મળવા જઈએ તો?' રસ્તામાં હું આલ્બર્ટને પૂછું છુ.

'ખૂબ સરસ. ચાલ જઈએ. એની વાતોનો રંગ પાછો જામશે.' આલ્બર્ટ કહે છે.

અમે ભણતા ત્યારે બેકરની દુકાને અમે સારો એવો વખત કાઢયો છે. તેની દુકાનેથી ગમે તે ચીજ ખરીદી શકાય. નોટબૂક, ચિત્રકામનાં સાધન, પતંગિયા પકડવાની જાળ, પોસ્ટની ટિકિટનો સંગ્રહ, એલ્જીબ્રાની ગાઇડ બધું જ ત્યાંથી મળે. અહીં જ સૌથી પહેલાં અમે ચોરીછૂપીથી સિગારેટ પીતા શીખ્યા હતા. ને શહેરી નિશાળમાં ભાગતી છોકરીઓ સાથેની પ્રથમ મુલાકાત પણ અમે અહીં જ કરતા. તે અમારો ભારે વિશ્વાસુ જણ હતો.

અમે તેની દુકાનમાં જઈએ છીએ. કેટલાક છોકરાઓ પોતાની હથેળીમાં એકદમ સિગારેટ સંતાડી દે છે. અમે ધીમેથી હસીને ગંભીર બની ઊભા રહીએ છીએ. અમારે શું જોઇએ છે તે એક છોકરી આવીને પૂછે છે.

'હેર બેકરનું થોડું કામ છે' હું કહું છું.'

'તમારે જોતું હોય તે હું આપું તો? તે કહે છે.'

'ના બહેન, તું જરા બેકરને જ બોલાવી લાવને!'

છોકરી જાય છે ને અમે પાયજામાના ખિસ્સામાં હાથ નાખી જરા વટથી ઊભા રહીએ છીએ. ઑફિસનું બારણું ઊઘડવાનો પરિચિત અવાજ આવે છે—ને બેકર દેખાય છે. ઠીંગણો, ભૂખરોને એવો જ લઘરવઘર. તે જરાક આંખ ચૂંચી કરે છે ને પછી અમને ઓળખી જાય છે.

'ઓહો! બરખોલ્ઝ ને ટ્રોસ્કે! પાછા આવી ગયા કે?' તે કહે છે.

'હા.' તેની જીભના વહેવાની રાહ જોઇ અમે તરત કહીએ છીએ.

'ખૂબ મજાનું તમારે શું જોઇએ છે?' તે પૂછે છે, 'સિગારેટ!'

અમે ખંચકાઇને ઊભા રહીએ છીએ. અમારે તો કાંઈ ખરીદવું જ નહોતું. અમારો એવો વિચાર જ નહોતો.

'હા,' છેવટે હું કહું છું, 'દસ આપજો.'

તે સિગારેટ આપી ચાલતો થાય છે. 'ઠીક, વળી ફરી મળશું ત્યારે.' તે કહે છે. અમે ક્ષણભર ત્યાં જ ખોડાઇને ઊભા રહીએ છીએ. થોડાં પગલાં આગળ વધી, ઊભો રહી બેકર પૂછે છે, 'કેમ કાંઈ ભૂલી ગયા?'

'ના, ના.' જવાબ આપી અમે રવાના થઇએ છીએ. 'આપણે જરા ફરવા નીકળ્યા હોઈએ એમ જ તેને લાગ્યું લાગે છે.' બહાર નીકળ્યા પછી હું કહું છું.

'શહેરી ઉંદરડા સાલો!'—આલ્બર્ટને તેનામાં રસ નથી રહ્યો.

અમે લટાર મારીએ છીએ ને વિલીને ત્યાં જઇ બેરેક તરફ ઊપડીએ છીએ.

રસ્તામાં વિલી એકદમ એક તરફ કૂદકો મારે છે. હું પણ એમ જ સરકી જાઉં છું. ધસી આવતા બૉમ્બનો સૂસવાટો સંભળાય છે—ને પછી અમે ચારે કોર જોઈ હસી પડીએ છીએ. એ તો ઇલેક્ટ્રિક ટ્રેનનો અવાજ હતો.

એક મોટા ખંડમાં જ્યુપ અને વેલેન્ટીન એકલા પડી ગયા જેવા બેઠા છે. જેડન પાછો આવ્યો લાગતો નથી. હજુ એ વેશ્યા-ગૃહમાં જ રહે છે. અમને જોઈને જ્યુપ ને વેલેન્ટીનના ચહેરાઓ સંતોષથી પ્રકાશી રહે છે. હવે તે પાછી સ્કેટની રમત રમી શકશે.

આટલા વખતમાં જ્યુપ સૈનિકોનો કાઉન્સિલર બની ગયો છે. તેણે જાતે જ પોતાને એ પદે સ્થાપી દીધો છે. અને અહીં બૅરેકમાં એટલી ધમાલ રહે છે કે તેનું એ પદ અત્યાર સુધી સુરક્ષિત છે. થોડા વખત માટે તેને એ કામ લાગશે. કારણ કે તેના પોતાના ધંધાનાં બારણાં વસાઈ ગયાં છે. કોલોંમાં જે સોલીસીટરને ત્યાં તે કામ કરતો તેણે લખી નાખ્યું છે કે તેના કરતાં હવે સ્ત્રીઓ વધારે સારું ને સસ્તું કામ કરે છે. અને આટલો વખત લશ્કરમાં રહ્યા પછી જ્યુપ ઑફિસના કામ માટે નાલાયક પણ અચૂક બની ગયો હશે. જ્યુપને તેનો ભારે વસવસો છે. તે કહે છે કે જમાનો સખત આવ્યો છે. ઊજળું ભવિષ્ય ઇચ્છીએ.

'અત્યાર સુધી માણસે પ્રાસિયનોને સાફ કરવામાં જ જિંદગી કાઢી અને હવે પોતે જાતે નભી શકે તોય પાડ માનો ને! ખેર, એ બધું એકનું એક છે.—હું અઢાર બોલું છું, ' જ્યુપ ખેદભર્યા અવાજે કહે છે. રમતની પહેલ આ વખતે તેણે કરી છે.

વિલી પાસે પાનાં સારાં આવ્યાં છે. 'વીસ! હું તેના વતી બોલું છું. 'અને વેલેન્ટીન તુ?'

તે ખભા હલાવી કહે છે ‘ ચોવીસ. ’ જ્યુપ ચાલીસ બોલે છે ત્યાં ડાર્લ ખોગર આવે છે.

‘ મનમાં થયું કે અંદર આવીને જોઉં તો ખરો કે તમે શું કરો છો ? ’ તે કહે છે.

‘ એટલે આવ્યો એમ ને ? ’ વિલી હેત ઊભરાઈ જતું હોય એવા સ્વરે કહે છે ને લાંબો થઈને આરામથી બેસે છે.

‘ બેરેક જ સિપાહીઓનું ખરું ઘર છે. ઠીક, મારા એકતાલીસ. ’

‘ છેંતાલીસ ’ વેલેન્ટીન દૃઢતાથી આગળ વધે છે.

‘ અડતાલીસ, ’ વિલી સામો ગરજે છે.

‘ હાય ખરા ! આ ઓછી બીટ ન કહેવાય ! ’ અમે સૌ નજીક નજીક ખસીએ છીએ. વિલી લ્હેરથી એક પેટી તરફ નમે છે ને મને છાની રીતે સરનો એક્કો બતાવે છે. પણ વેલેન્ટીન જોરમાં છે.

અહીં બેરેકમાં મોકળાશ ને સ્વચ્છતા પુષ્કળ છે. ટેબલ પર એક મીણબત્તી સળગે છે ને તેના ધ્રૂજતા તેજમાં પથારીઓના પડછાયા ઝાંખા કળાય છે. જ્યુપે ક્યાંયથી મેળવેલ મધ પર અમે સાથે હાથ મારીએ છીએ. પોતાનો ભાગ બેયોનેટની અણી પર ચડાવી તે મોંમાં ઓરે છે. અમે સંતોષથી આવીએ છીએ.

‘ પચાસ ’, વેલેન્ટીન કહે છે.

બારણું ધડાકનારું જોરથી ઊઘડે છે ને જેડન દોડતો અંદર આવે છે. ‘ સી—સી—’ તે જીભના લોચા વાળે છે ને ઉશ્કેરાટમાં તેને ભયંકર ઉધરસ આવે છે.

‘ શું રાંડે તારા પૈસા ધૂતી લીધા ! ’ વિલી સહાનુભૂતિથી પૂછે છે.

તે માથું ધુણાવે છે. ‘ સી—સી .’

‘ જરાક ખમી જા ! ’ વિલી હુકમભર્યા અવાજે બૂમ પાડે છે.

જેડન કૂદકો મારી ટટાર બની ઊભો રહે છે. તેની ઉધરસ ક્યાંય ચાલી જાય છે.

‘ સીલીંગ—મેં સીલીંગને ખોળી કાઢયો છે ’, તે હરખની કિકિયારી પાડી રહે છે.

‘ છોકરા, જો ખોટું બોલ્યો છો ને તો ટાંટિયો ઝાલીને આ બારીમાંથી ફગાવી દઈશ ’, વિલી ગરજે છે.

સીલીંગ અમારી ટુકડીનો સાર્જન્ટ મેજર હતો. પહેલા નંબરનો ગઠિયો. બળવો થયો ત્યારે બે મહિના પહેલાં જ તેની બદલી થઈ ગઈ હતી એટલે તેનો હજુ સુધી અમે પત્તો નહોતો મેળવી શકયા. જેડન કહે છે કે, ‘ તે ‘ કોનીગ વીલ્હેલ્મ ’ નામની એક હોટેલ ચલાવે છે ને ખૂબ સરસ બીર રાખે છે.’

‘ ચાલો જઇએ ’, હું બૂમ પાડું છું ને અમારું લશ્કર ઊપડે છે.

‘ પણ ફર્ડીનાન્ડનું વગર નથી જાવું ’, વિલી કહે છે. ‘ તેને પહેલાં શોધી કાઢવો જોઇએ.’

સ્કોડરની બાબતમાં સીલીંગ સાથે ફર્ડીનાન્ડને એક હિસાબ પતાવવાનો છે.

કોસોલના ઘર પાસે અમે સિસોટી વગાડી તેને બોલાવીએ છીએ. તે ધસમસાટ કરતો બારીએ આવે છે.

‘ તમને થઈ ગયું છે શું ? ને આ રાત વખતે ? ખબર છે ને કે હું પરણેલો માણસ છું ? ’ તે ઘૂરકે છે.

'તેને માટે ઘણો વખત છે', વિલી બૂમ પાડે છે. 'જલદી પગ ઉપાડીને નીચે આવ. અમે સીલીંગને ગોતી કાઢયો છે.'

ફર્ડીનાન્ડને હવે વાતમાં રસ પડે છે.

' સાચી વાત ? ' તે પૂછે છે.

' હું અહીં ઊભો છું એટલી જ સાચી. ' જેડન ખાતરી આપે છે.

' ઠીક, હું આવું છું, ' તે કહે છે, ' પણ મને અમથો અમથો બહાર તાણી જતા હો તો ભગવાન તમને સહાય કરે ! '

હુક સ્ટ્રીટમાં દાખલ થતાં વેંત વિલી ઉશ્કેરાટમાં જ એક માણસને જોરથી ફેંટ મારી ઊંધો પાડી દે છે.

' માતેલા સાંઢ સા...' જમીન ઉપર પડેલો આદમી વિલીની પાછળ બૂમ પાડે છે.

વિલી એકદમ પાછો ફરી પેલાની પાસે માફી મગાવ્યે રહે છે. અમે બગીચો ચીરીને પીઠા પાસે પહોંચીએ છીએ 'કોનીગ વીલ્હેલ્મ' શબ્દ પર પીંછો ફેરવી હવે 'એડેલવેઇસ' નામ રાખવામાં આવ્યું છે. વિલી બારણાના આગળિયા તરફ જાય છે.

' થોડી વાર. ' કોસોલ તેનો હાથ પકડી નરમ અવાજે કહે છે, ' વિલી, જો મામલો બગડી જાય તો હું તો સાવ સાફ કરવામાંય માનું છું. એ બરાબર છે ? તારો કોલ આપ ! '

' તારી વાત બરાબર છે, ' વિલી સંમત થાય છે ને બારણું ખોલી નાખે છે.

ઘોંઘાટ ને ધુમાડાના ગોટા પાછળથી આવતો પ્રકાશ અમને ભેટવા દોડે છે એક બજવૈયો 'ધ મેરી વીડોમાં' નૃત્યગીત જોરશોરથી

વગાડે છે. નળની ચકલી પાસે છોકરીઓ ખાલી પ્યાલા વીંછળે છે, લોકોનું ટોળું તેમની આસપાસ ઊભું છે ને ઠઠ્ઠામશ્કરી ચાલે છે. પાણીના રેલા જ્યાં ત્યાં ચાલ્યા જાય છે ને તેમાં ચહેરાઓના ભગ્ન ને બેડોળ પ્રતિબિંબ પડે છે.

અમે અંદર દાખલ થઈએ છીએ, 'જો પણે રહ્યો', વિલી કહે છે.

બાંયો ચડાવી બટન વગરના ખમીસે, પરસેવે નીતરતો પીઠાનો માલિક થડા પાસે ઊભો છે. તે તેના જાડા હાથથી સોનેરી ને બદામી રંગના બીરની ધાર કરી પ્યાલાઓ ભરી રહ્યો છે. તે ઊંચું જુએ છે ને તેના ચહેરા પર ફિક્કું, પરાણે કરવું પડતું હાસ્ય ઊઠી આવે છે. 'હલ્લો ! તમે અહીંઆ ! શું જોઈએ કડક કે નરમ ?'

'જરા હળવો, હેર સાર્જન્ટ મેજર !' જેડન જવાબ આપે છે.

તે અમને આંખથી ગણે છે.

'સાત,' વિલી કહે છે.

'સાત,' તે ફર્ડીનાન્ડ તરફ જોઈ ઉમેરે છે. '૭ અને ક્રોસોલ પણ !'

ફર્ડીનાન્ડ થડા પાસે જાય છે. બે હાથ વડે તેની કિનાર તરફ તે નમે છે. 'સીલીંગ, તારી પાસે રમ છે ?'

સીલીંગ પોતાની પાછળ રહેલા નીકલના પંપના હાથાઓ તરફ નમી મોઢામાંથી શ્વાસ મૂકતાં કહે છે.

'રમ ? હા જ તો, મારી પાસે રમ છે.'

ક્રોસોલ તેના સામે જુએ છે, 'મને બરાબર ખ્યાલ હોય તો તને એના તરફ પક્ષપાત પણ છે. નહિ ?'

સીલીંગ કેટલાક પ્યાલાઓમાં કોગનેટ બ્રાન્ડી ઠાલવી રહ્યો હોય છે. 'હા, સાચું કહો તો મને એ ખૂબ ગમે છે.'

'તને એકવાર તેની ખૂબ તલબ લાગી હતી એ યાદ છે?'

'ના, કાંઈ ખબર નથી.'

'પણ મને ખબર છે.' વાડીના મોલ માથે આખલો ઊભો હોય તેમ ફરડીંનાન્ડ થડા માથે ઊભો રહી ગરજે છે.

'કોઇ દી, સ્કોડરનું નામ સાંભળ્યું છે?'

'સ્કોડર! ખૂબ સામાન્ય નામ છે, સ્કોડર' સીલીંગ કહે છે. તે તરાપ મારવા જાય છે. કોસોલ આ કેમે કરી સહન કરી શકે તેમ નથી, પણ વિલી તેને પકડીને ખુરશીમાં બેસાડી દે છે. 'પહેલાં પી તો લે!—સાત હળવા ગ્લાસ!' તે ઓર્ડર આપે છે.

કોસોલ શાંત છે અમે ટેબલ આસપાસ ગોઠવાઇ જઈએ છીએ. સીલીંગ પોતે જ પ્યાલા ભરીને લાવે છે. 'ગુડ હેલ્થ!' તે કહે છે.

'ગુડ હેલ્થ!' જેડન કહે છે ને અમે પીવામાં પડીએ છીએ. 'છે ને અહીંયાં હું નહોતો કે'તો?' જેડન પાછળ નમી ઉમેરે છે.

સીલીંગની પાછળ ફરડીંનાન્ડ જોઈ રહ્યો છે. 'હે ભગવાન!' તે ગણગણે છે, 'સ્કોડરને જ રાતે દાટયો ત્યારે રમની કેવી દુર્ગંધ આવતી હતી એનો વિચાર કરતાં જ—' તે અધવચ્ચે અટકી જાય છે.

'હવે એમને એમ આવતો નહિ,' જેડન હળવેથી કહે છે.

કોસોલના અધૂરા શબ્દોએ જાણે એક જીર્ણ પડદાને હટાવીને સ્મરણોની ભૂતાવળને જાગતી કરી છે. આ ધુમાડાથી ભરપૂર હવામાં એ સ્મરણો જીવતાં બનીને આંખો ચોળી ફરે છે.

કાસોલને અને સીલીંગને બનતું તો નહિ જ. પણ ૧૯૧૮ના ઑગસ્ટ પછી બંને કટ્ટા દુશ્મનો બની ગયા. ત્યારે અમે મોખરા પાછળની એક ભાંગેલ ખાઇમાં પડયા હતા ને આખી રાત કબરો ખોદવાનું કામ કરવું પડતું. જમીનમાંથી પાણી એકદમ ભરાઈ જતું એટલે અમે વધારે ઊંડું ખોદી ન શકતા. આખરે ગોઠણ સુધી કાદવમાં દટાઈ કામ કરવું પડતું.

બેચ્કે વેસલિંગ અને કાસોલ કબરના ખાડાની બાજુઓ સરખી કરતા હતા અને બાકીના અમે એક પછી એક શબને કબર તૈયાર થઇ રહે ત્યાં સુધી હારમાં ગોઠવતા હતા. અમારા વિભાગનો કોરપોરલ આલ્બર્ટ ટ્રોસ્કે શબ ઉપરની ઓળખાણની પતરીઓ એકઠી કરતો હતો.

કેટલાક શબના ચહેરાઓ કોહવાઇને કાળા પડી ગયા હતા. કેટલાક પાણીમાં પડી ફૂલી ગયા હતા. એક શબ તો અમને જમીન પર ચત્તુંપાટ પડેલું મળ્યું, એને ઉપાડયું ત્યારે જ ખબર પડી કે એમાં યુનિફોર્મ સિવાય કાંઇ બાકી નથી રહ્યું. એટલું એ ફૂલી ગયેલું. એની ઓળખાણની પતરી પણ ગૂમ થઇ ગયેલી. તેના પાયજામા પરના થીગડાથી જ અમે તેને ઓળખી શક્યા. તે લેન્સ કોર્પોરલ ગ્લેસર હતો તેનામાં કાંઈ વજન જ નહોતું. કારણ કે તેના અડધા ઉપરના ભાગનો તો પતો જ નહોતો.

છૂટાછવાયા હાથ પગ માથાં મળતાં તેને અમે જુદા વોટર-પ્રૂફ પર મૂકતા ગ્લેસરને લાવ્યા પછી બેચ્કે કહ્યું : ' આટલા બસ, વધારે હવે કબરમાં નહિ માઈ શકે. '

અમે કાળી ચૂનાના કેટલાક કોથળા ખેંચી લાવ્યા ને જ્યુપ પાવડા વતી તેને ખાડામાં વેરવા માંડયો. મોકસ વેઇલ ક્યાંકથી થોડા ક્રોસ ઉપાડી લાવ્યો. ત્યાં અમારા આશ્ચર્ય વચ્ચે અંધકારમાંથી

સાર્જન્ટ મેજર સીલીંગ આવતો દેખાયો. કફન વખતે પ્રાર્થના કરવા માટે કોઈ પાદરી હાજર નહોતો અને અમારા બંને અફસર માંદા હોવાથી તેને મોકલવામાં આવ્યો હતો. તેને એ ગમતું નહોતું લાગતું. એક તો લોહી દેખીને ભડકે એવો સ્વભાવ ને પાછું સ્થૂળ શરીર! ઉપરાંત તે રતાંધળો પણ હતો. ને અંધારામાં તો ભાગ્યે જ ભાળી શકતો. આટલા વાનાં ભેળાં થયાં એમાં ભગવાનને કરવું છે તે કબરના કાંઠા પર જ તેણે પગ મૂકયો ને અંદર ખાબક્યો.

જેડન ખડખડાટ હસી પડી દબાતે અવાજે બોલ્યો, ‘પાવડો લાવો, છોકરાઓ! એને પાવડાથી અંદર પૂરી દો!’

થયું એવું કે એ સ્થળે જ કોસોલ અંદર ખોદતો હતો ને સીલીંગ બરાબર તેના માથા પર પડયો–પાંચ મણ માંસનું જીવતું–જાગતું વજન! કોસોલ રાતોપીળો થઈ ગયો. તેણે સાર્જન્ટ મેજરને ઓળખ્યો પણ લશ્કરનો એ જૂનો જોગી તેનાથી ગભરાય કે શેહ ખાય તેમ નહોતું.

સીલીંગે ઊભા થઈ કોસોલને ગાળો દેવા માંડી. એક તો પોતાને જ વાગ્યું હતું. તેમાં ઉપરથી ગાળો સાંભળી કોસોલનો મિજાજ ગયો ને તેણે ફાર્બ એમ સીલીંગને ઠમઠોર્યો. બેથ્કે વચમાં પડયો. ત્યાં ઉપરથી વિલી પણ કોસોલની મદદે કૂદી પડયો. અણુપૂરી કબરના ખાડામાંથી ભયંકર બરાડા પડવા લાગ્યા.

‘બંધ કરો!’ અચાનક કોઈનો અવાજ આવ્યો. અવાજ શાંત હતો છતાં તરત જ કોલાહલ શમી ગયો. શ્વાસની ધમણ સાથે સીલીંગ માંડ માંડ કબરમાંથી બહાર નીકળ્યો. તેનો યુનિફોર્મ ચૂનાથી ધોળો થઈ ગયો હતો. સફેદ ખાંડના રમકડા જેવો તે લાગતો હતો. તેની પાછળ કોસોલને બેથ્કે પણ એમ જ બહાર આવ્યા.

કબરને મથાળે લાકડીના ટેકા પર નમીને લડ્‌વિગ બ્રેયર ઊભો હતો. બે મોટા ઓવરકોટ લાદીને તે અત્યાર સુધી બાઈનો પ્રવેશ દ્વાર પાસે ખુલ્લામાં પડ્યો હતો. મરડાનો પહેલો સખત હુમલો ત્યારે તેને થયો હતો.

'શું થયું?' તેણે પૂછ્યું. એકીસાથે ત્રણ જણ તેને કહેવા લાગ્યા. કંટાળીને તેમને અટકાવી તેણે કહ્યું: 'ગમે તેમ પણ તેમાં આટલી ધમાલ કરવાની શી જરૂર હતી?'

સાર્જન્ટ મેજરની ફરિયાદ હતી કે કોસોલે તેને છાતી પર લગાવ્યું હતું. આ સામે કોસોલ ફરી ઊકળી ઊઠ્યો.

'શાંતિ,' ફરી વાર લડ્‌વિગે કહ્યુ. પાછું વાતાવરણ ટાઢું પડ્યું.

'તેં બધી ઓળખ પતરીઓ ભેળી કરી લીધી આલ્બર્ટ?' તેણે પછી પૂછ્યું.

'હા,' ટ્રોસ્કેએ જવાબ આપ્યો ને ધીમેથી લડ્‌વિગને કહ્યું 'સ્ક્રોડર પણ એમાં સાથે છે.'

એક ક્ષણ બંને એકબીજા તરફ તાકી રહ્યા. પછી લડ્‌વિગે કહ્યું, 'ત્યારે એ કેદી તરીકે પકડાઇ ગયેલો નહિ કાં? ક્યાં છે તે?'

આલ્બર્ટ તેને શબની કતાર તરફ દોરી ગયો. હું ને બ્રોગર તેમની પાછળ ગયા. સ્ક્રોડર અમારો નિશાળિયો દોસ્ત હતો. આલ્બર્ટ એક શબ પાસે ઊભો રહ્યો. તેનું માથું શણિયાથી ઢાંક્યું હતું. બ્રેયર ઊભો રહ્યો.

આલ્બર્ટે તેને આઘો ખસેડતાં કહ્યું. 'તેનું માથું ખુલ્લું ન કર લડ્‌વિગ!'

બ્રેયર પાછળ ફરી શાંત અવાજે ફક્ત એટલું જ બોલ્યો: 'આલ્બર્ટ!'

સ્કોડરના શરીરના ઉપલા ભાગમાંથી કાંઇ વરતી શકાતું ન હતું. સપાટ લાકડા જેવું શબ પડ્યું હતું ને ચહેરા પર દાંતની બત્રીસીવાળા ખાડાથી જ મોઢાની કલ્પના થઇ શકતી.

એક શબ્દ બોલ્યા વગર બ્રેયરે માથું પાછું ઢાંકી દીધું. કોસોલ ખોદતો હતો તે દિશા તરફ આંખ કરી તેણે પૂછ્યું. ' તે જાણે છે ?' આલ્બર્ટે માથું ધુણાવી ના પાડી.

' સાર્જન્ટ મેજર ચાલ્યો જાય તે જોજે; નહિ તો પંચાત થશે.'

સ્કોડર ફર્ડીનાન્ડનો મિત્ર હતો. અમને એ જોઈ અચરજ થતું. કારણ કે ફર્ડીનાન્ડથી સાવ ઊલટી રીતે સ્કોડર એક બાળક જેવો જ હતો. નાજુક ને કોમળ. છતાં ફર્ડીનાન્ડ માતાની જેમ તેની સંભાળ રાખતો.

અમારી પાછળ કોઇ હાંફતું ઊભું હતું. સીલીંગ અમારી પાછળ આવ્યો હતો અને ત્યાં આંખો ફાડીને ઊભો હતો.

' આવું મેં આખી જિંદગીમાં નથી જોયું. તે થોથરાતાં બોલ્યો, ' કેમ થયું હશે આ ?'

કોઇએ જવાબ ન આપ્યો. ખરી રીતે તો આઠ દિવસ પહેલાં સ્કોડર રજા ઉપર ઘેર ગયો હોત પણ સીલીંગને કોસોલ પર તેને દાઝ હતી એટલે તેણે એને રોકી પાડેલ. આજે તેના હાથમાંથી છૂટીને સ્કોડર તો કાયમની રજા પર ઊતરી ગયો હતો.

અમે ચાલતા થયા. એ પળે સીલીંગનું મોઢું જોવું પણ અસહ્ય હતું. લડ્વિગ ફરીથી પોતાના મોટા કોટ તળે લપાઈ ગયો. એક આલ્બર્ટ રહ્યો. સ્કોડરના શબ તરફ તે ફાટી નજરે નિહાળી રહ્યો. વાદળાં પાછળથી ચન્દ્ર નીકળ્યો ને તેનું અજવાળું શબ પર પથરાઈ

રહ્યું. સીલીંગનું સ્થૂળ શરીર આગળ ચાલ્યું. સાર્જન્ટ મેજરે નીચા વળીને તે ચહેરા પર જોયું. એક અકથ્ય ભયાનકતા ત્યાં કાળી ચીસ પાડતી થીજીને હિમ થઈ બેઠી હતી.

'પ્રાર્થના સંભળાવી હવે ચાલ્યા જાઓ તો સારું?' આલ્બર્ટે ટાઢાશથી કહ્યું.

સાર્જન્ટ મેજરે પોતાનું કપાળ લૂછ્યું, 'મારાથી એ નહિ બને,' તે ગણગણ્યો. દિલમાં ફડકો પેસી ગયો હતો. અમને પણ આવા અનુભવ થયા હતા. અઠવાડિયાઓ સુધી માણસને કાંઈ ન જણાય તે અચાનક કોઈ નવી, અદીઠ વસ્તુના ભાર નીચે તેનું કાળજું દબાવા લાગે. પીળા ફક્ક ચહેરા સાથે સીલીંગ ખાઈ તરફ લથડિયાં ખાતો ચાલ્યો ગયો.

વરસાદ જોરથી પડવા લાગ્યો પણ તે પાછો ન આવ્યો. છેવટે લ્યુડવિગને તેના કામળા તળેથી ઉઠાડવો પડ્યો. શાંત અવાજે તેણે પ્રાર્થના પૂરી કરી.

અમે શબને નીચે ઉતારવા માંડ્યાં. અમારી પાસેથી વેઈલ તેને નીચે ઊભો રહી હાથમાં લઈ લેતો હતો. મેં જોયું કે તે ધ્રૂજતો હતો. કાંઈ ન સમજાય તેમ એ બબડતો હતો. 'તમારું વેર લેવામાં આવશે. વારંવાર એના હોઠ ફફડતા હતા. હું આશ્ચર્યથી જોઈ રહ્યો.

'તેને થયું છે શું?' મેં તેને પૂછ્યું.' તને ખબર છે કે આ કાંઈ પહેલા નથી. બધાનું વેર લેવા જઈશ તો તારું કામ રખડી પડશે.' પછી તે શાંત થઈ ગયો.

અમે પહેલી હાર પૂરી કરી ત્યાં વેલેન્ટીન ને જ્યુપ એક સ્ટ્રેચર સાગે ઠેબા ખાતાં આવ્યા.

'આ બ્લોક હજી જીવતો છે.' વોટરપ્રૂફને નીચે મૂકતાં જ્યુપ બોલ્યો.

તેના તરફ નજર ફેંકી કોસોલે કહ્યું, ' પણ તેના માટે ઝાઝી વાર જોવી પડે એમ નથી લાગતું. '

સ્ટ્રેચર પર પડેલો માણસ ઘડિયેવારે ડચકાં ખાતો હતો. ને દરેક શ્વાસ સાથે તેના ગળામાંથી લોહી વહેતું હતું.

' તેને બહાર લઇ જવાની કાંઇ જરૂર છે ? ' જ્યુપે પૂછ્યું.

' ત્યાં પણ એમ જ તે મરી જશે. ' તેના લોહી તરફ આંગળી ચીંધી આલ્બર્ટે કહ્યું.

મેકસવેઇલ તેની સારવારમાં પડયો ને અમે અમારું કામ શરૂ કરી દીધું. હવે વેલેન્ટીન મને મદદ કરતો હતો. અમે ગ્લેસરને નીચે ઉતાર્યો. ' અરે ભગવાન, તેની પત્નીનું શું થાશે ? ' વેલેન્ટીનના હોઠ ફફડયા.

' જુઓ, હવે સ્કોડર આવે છે. ' વોટરપ્રૂફને સરકાવતાં જ્યુપે કહ્યું.

' તારું મોઢું બંધ કર ! ' ઓગરનો ફૂત્કાર સંભળાયો.

' સ્કોડર ! ' જ્યુપે વધારે મોટા અવાજે કહ્યું. તેના મનમાં એમ કે ફર્ડીનાન્ડ આ જાણે છે.

' મશ્કરી રહેવા દે મૂરખા ! એ તો કેદ પકડાઇ ગયો છે. '

કોસોલનો ક્રોધથી ઘુરકાટભર્યો અવાજ આવ્યો.

' એ જ છે ફર્ડીનાન્ડ ! ' પડખે ઊભેલા આલ્બર્ટ ટ્રોસ્કેએ કહ્યું.

અમે સ્તબ્ધ બની ઊભા રહ્યા. કોસોલ મડદાંઓ ભેળાં કરી ઉપર આવ્યો. ટોર્ચનો પ્રકાશ ફેંકી શબને જોયું. ખૂબ નજીક નીચા વળી તેણે બારીકીથી ચહેરાને નીરખ્યો.

' સારું થયું કે સાર્જન્ટ મેજર ચાલ્યો ગયો ' કાર્લ ગણગણ્યો.

થોડી વાર અમે અચળ ઊભા રહ્યા. કાસોલ ટટાર થઈને બોલ્યો, 'મને પાવડો આપો!' મેં તેને એક આપ્યો. અમે તો ખૂન જ થશે એમ ધારતા હતા પણ એ માત્ર ખોદવા મંડયો કોઈની યે મદદ લીધા વગર તેણે સ્કોડરની જુદી કબર ખોદી જાતે જ તેણે તેને અંદર પધરાવ્યો. સીલીંગનો વિચારેય ન આવે એટલો તેને આઘાત થયો હતો.

પરોઢિયું થતાં બંને કબર પૂરી થઈ ગઈ પેલો ઘવાયેલો આદમી પણ ત્યાં સુધીમાં ખલાસ થઇ ગયેલ. એટલે તેને ય બાકીનાની સાથે અમે લઈ લીધો. બરાબર માટી દાબી દઈ અમે ઉપર ક્રોસ ખોડી દીધા. એક કોપીંગ પેન્સિલથી કાસોલે એક કોરા રહેલ ક્રોસ પર સ્કોડરનું નામ લખ્યું ને તેને મથાળે એક લોખંડનો ટોપ ટિંગાડયો.

લડૂવિગ ફરી એકવાર આવ્યો. અમે શિરટોપ ઉતાર્યા ને ફરી પ્રાર્થના કરી. આલ્બર્ટ ફિક્કા ચહેરે ઊભો હતો. નિશાળમાં સ્કોડર ને તે સાથે જ બેસતા પણ કાસોલની સ્થિતિ વધારે ભયંકર લાગતી હતી. એક પણ શબ્દ બોલ્યા વિના તે ભાંગેલ હૃદયે ઊભો હતો.

અજવાળું થયું ત્યારે નજીકના ભોંયરામાંથી સાર્જન્ટ મેજર બહાર આવ્યો. અમે ધાર્યું હતું કે તે ઘણા વખતથી ગયો હશે. આઇલો છેટેથી તેને રમની ગંધ આવતી ને હવે પાછળની હરોળો તરફ જવાનો તેનો ઇરાદો હતો. સીલીંગને જોતાં જ કાસોલ જોરથી તાડુકયો. સારેં નસીબે વિલી બાજુમાં જ હતો. તેણે કૂદીને કાસોલને સખત રીતે પકડી લીધો. અમે ચાર જણાએ ભેળા થઈ એને ઝાલી રાખ્યો ત્યારે તે દાબમાં રહ્યો. નહિ તો એ વખતે સીલીંગનું આવી બન્યું હતું. એક કલાક પછી એને માંડ ભાન આવ્યું કે સીલીંગની

પાછળ પડવાથી અત્યારે તો પોતાના માટે જ મુશ્કેલી ઊભી કરવા જેવું છે. પણ સ્ક્રોડરની કબર પાસે સીલીંગ સાથે હિસાબ પતાવી લેવાની તેણે પ્રતિજ્ઞા કરી.

અત્યારે સીલીંગ ત્યાં સળિયા પાસે ઊભો છે ને તેનાથી થોડે જ દૂર કોસોલ બેઠો છે. પણ હવે એમાંથી એક સૈનિક નથી.

ત્રીજી વખત પેલો બજવૈયો 'મ મેરી વિરો'નું કૂચ ગીત ગજાવે છે.

'બીજી વાર પ્યાલા ભરી લાવજે દોસ્ત!' જેડન બૂમ પાડે છે. તેની નાની, ઝીણી આંખો ચમકે છે.

'આવે છે,' સીલીંગ પ્યાલા ભરી લાવતાં કહે છે. 'ખુશ રહો દોસ્તો!'

કોસોલ તેના સામે ભવાં ચડાવીને જુએ છે.

'તું અમારો દોસ્ત નથી.' તે ઘુરકે છે. સીલીંગ એક હાથમાં શીશો લઇ જાય છે. 'નહિ? ઠીક ત્યારે એમ,' કહી તે ચાલ્યો જાય છે.

હવે વિલી ઓર્ડર આપે છે. જેડન અરધો નશામાં આવી ગયો છે.

'કેમ સીલીંગ, ઘરડા ઘુવડ!' તે બૂમ પાડે છે, 'હવે સજ્જન તો થઈ રહી ચાલ, એક ગ્લાસ અડાવ મારી સાથે', પોતાના માજી ઉપરી અધિકારીની તે એટલી હૃદયપૂર્વક પીઠ થાબડે છે કે પેલો ગળે આવી જાય છે. એક વરસ પહેલાં તેણે આમ કર્યું હોત તો કોર્ટમાર્શલ થાત કે તેને ગાંડાઓ સાથે જ મોકલી દેવામાં આવત.

કોસોલ ઘડીક પોતાના પ્યાલા તરફ જુએ છે ને ઘડીક સીલીંગ તરફ તાકી રહે છે. તે માથું હલાવે છે.

'પહેલાંના જેવો હવો તે નથી રહ્યો, કેમ અર્નેસ્ટ'? ને

મને પણ એમ જ લાગે છે. હું તો સીલીંગને આ રીતે ઓળખી પણ ન શકું. મારા મનમાં તેની નોટબૂક ને તેના યુનિફોર્મની એવી ઘડ બેસી ગઈ છે કે આ ખામીસમાં ને હોટેલમાલિક તરીકે તે કેવો લાગે તેની મેં ભાગ્યે જ કલ્પના કરી હશે. અને હવે તે પ્યાલા ભરી ભરીને દોડે છે ને જેને મન જેડનની કશી કિંમત નહોતી તે જ એને પોતાનો વાંસો થાબડવા દે છે. પેલો તેને, 'કેમ છોકરા! જૂની ઘૂંસ!' કહે છે તે પણ સહન કરી લે છે. જહન્નમમાં જાય બધું. દુનિયા સાવ પલટી ગઈ લાગે છે.

વિલી કાસોલને ઉશ્કેરવા એક ધોંકો મારે છે.

'મને ખબર નથી વિલી. પણ મને તેને મારવાનું મન જ થતું નથી. એ જે રીતે દોડીને વસ્તુઓ આપે છે એ તો જો!' કાસોલ કહે છે.

જેડન ઓર્ડર આપ્યા જ કરે છે. પોતાના હુકમથી તેનો ઉપરીઅધિકારી હડીઓ કાઢે તેમાં તેને ભારે મોજ પડે છે.

સીલીંગે પણ બહારની દુનિયા ઠીક જોઈ કાઢી છે. તેનું બુલડોગ જેવું માથું ડોલે છે. થોડું દારૂના નશામાં ને થોડું વેપારના તડાકાના આનંદમાં.

'આપણે ફરી મિત્રો બનીએ ને હું તમને લડાઈ પહેલાંનો અચ્છો રમ ચખાડીશ.' સીલીંગ આવીને કહે છે.

'શું ચખાડીશ?' કાસોલ કડકાઈથી કહે છે.

'રમ, હજી મારી પાસે કબાટમાં થોડો પડયો છે.' તે નિર્દોષ ભાવે કહે છે ને લેવા જાય છે.

ક્રોસોલને કોઇએ મોઢા પર જ ચોડી હોય તેમ લાગે છે. તે એની પાછળ સળગતી આંખે જોઇ રહે છે.

'તે એ વિષે બધું ભૂલી ગયો લાગે છે ફર્ડીનાન્ડ!' વિલી કહે છે, 'નહિ તો આવી હિંમત તે ન કરત.'

સીલીંગ આવીને પ્યાલા ભરે છે. ક્રોસોલ તાકી રહે છે.

'એક વખત રમ પીઇને માત્ર ભડકથી જ તું બેહોશ થઇ ગયો હતો તે યાદ છે? મડદા ઓળખવાની કોટડીનો ત્યારે તું ચોકીદાર હતો?'

સીલીંગ તેને શાંત પાડવા હાથ ઊંચો કરે છે: 'એ તો ઘણા વખત પહેલાં હવે તેનું શું છે?'

ફર્ડીનાન્ડ પાછો શાંત થઇ જાય છે. સીલીંગ જો જરાક અછડતું વાક્ય બોલે તો મજા શરૂ થાય. પણ આ ઢળી પડતી વાણીથી એ પાકો નિશ્ચય નથી કરી શકતો.

જેડન પ્રસંશાથી પોતાના પ્યાલાને હલાવે છે. અમે પણ ઘૂંટડા ભરીએ છીએ. રમ સારો છે તેમાં શંકા નથી.

ક્રોસોલ પોતાના પ્યાલાને ધક્કો મારી ઢોળી નાખે છે.

'અરે શું કર છ!' જેડન બૂમ પાડે છે, 'તારે પીવો નહોતો તો મને આપી દેવો તો!' આંગળીથી તે બની શકે એટલો બચાવવા જાય છે પણ એ ઝાઝો નથી.

ધીરે ધીરે જગ્યા ખાલી થતી જાય છે.

'બંધ કરવાનો સમય થયો છે. સદ્‌ગૃહસ્થો!' સીલીંગ કહે છે અને બારીનું બારણું બંધ કરે છે.

'કેમ ફર્ડીનાન્ડ!' હું કહું છું. તે માથું ધુણાવે છે. તેનું

દિલ જ ના પાડે છે. પેલો જાડો હોટલ માલિક, પેલો વેઇટર ખરેખરો સીલીંગ છે જ નહિ. !

સીલીંગ અમારે માટે બારણું ઉઘાડે છે. 'સલામ, સદ્‌ગૃહસ્થો.'

'સદ્‌ગૃહસ્થો!' જેકન બબડે છે. 'સદ્‌ગૃહસ્થો! સૂવર કહેતો એ.'

કોસોલ લગભગ બહાર નીકળી ગયો છે. ત્યાં તેની નજર સીલીંગના પગ ઉપર જાય છે. હજુ સુધી તેણે જૂના લશ્કરી બૂટ પહેર્યા છે ને પાટલૂન પણ એ જ લશ્કરી સિલાઇનું છે. કમરથી ઉપર તે વીશીવાળો છે કમરથી નીચે તે હજીયે સાર્જન્ટ મેજર છે. એ બધું નક્કી કરી દે છે.

ફર્ડીનાન્ડ એકદમ પાછો ફરે છે. સીલીંગ પાછળ હઠે છે. કોસોલ તેનો પીછો પકડતાં ઘૂરકે છે.

'હવે તેનું શું કરવું છે બોલ, સ્કોડર! સ્કોડર! સ્કોડર! ઓળખ છ એને? કૂતરા! લેતો જા આ એક સ્કોડર વતી.' ડાબા હાથની એક સખત લાત તે સીધી મારે છે.

'સંયુક્ત કબરના અભિનંદન!' તે ફરી લગાવે છે.

સીલીંગ છલંગ મારી નાસે છે–ને થડા પાછળથી હથોડો ઉપાડે છે ને કોસોલના મોઢા પર તે વાગે છે. પણ એની આંખ પણ ફરકતી નથી. ગુસ્સાથી તે લાલચોળ થઇ ગયો છે. સીલીંગનું માથું પકડી તે જોરથી થડા ઉપર અફાળે છે. કાચના કટકે કટકા થઇ જાય છે. બોરની નળી તરફ તે વળે છે. 'લે પી, લોહિયાળ રમના પીપ! તારા કીચડમાં જ ડૂબી મર!'

સીલીંગની ગરદન પર બીર ઢોળાય છે. તેના બાંડિયા ને બ્રોચીઝમાં થઇ તે વહે છે. એને અંગે તેના કપડાં બલૂનની જેમ

ફૂલી જાય છે. સીલીંગ ગુસ્સાથી બરાડા પાડે છે. આ વખતમાં આવો બીર મળવો પણ મુશ્કેલ છે. છેવટે તે એક પ્યાલો પકડી શકે છે ને કોસોલની દાઢીમાં મારે છે.

'હરામી' વિલી બારણા પાસે ધ્યાન રાખવા ઊભો છે ત્યાંથી બૂમ પાડે છે.

અમારામાંથી કોઈ વચ્ચે પડતું નથી. આ કોસોલની બાબત છે. તેને સંતાવું પડે તો પણ એમાં મદદ કરવાનું અમારું કામ નથી. સીલીંગને કોઈ મદદ ન કરે એ જોવા પૂરતા અમે ઊભા છીએ. પણ જેડને થોડા જ શબ્દોમાં આ વાત બધાંને સમજાવી દીધી છે. એટલે કોઇ તેની વહારે ધાય તેમ નથી.

ફર્ડીનાન્ડના ચહેરામાંથી ધખધખ લોહી નીકળે છે. હવે તે સાવ ગાંડો બની ગયો છે ને તેને એકદમ સપાટામાં લે છે. જડબામાં એક ઠોંસો મારી તેને એ નીચે પછાડે છે ને પેટ ભરાય ત્યાં સુધી તેનું માથું જમીન પર ભટકાવે છે.

પછી અમે જઇએ છીએ. એક વેઈટ્રેસ તેના હાંફતા માલિક પાસે ધ્રૂજતી ઊભી છે.

'તેને ઘોડાગાડી કરી ઈસ્પિતાલમાં લઇ જા!' વિલી પાછળ બૂમ પાડે છે. 'મને તો બે ત્રણ અઠવાડિયાની વાત લાગે છે. કેસ કાંઈ બહુ ખરાબ નથી.'

કોસોલ બાળકની જેમ ખીલ ખીલ હસે છે. તેને લાગે છે કે સ્કોડરનું વેર વળી ગયું.

'મજા આવી,' તે કહે છે: 'પણ મારે હવે મારી પત્ની પાસે પહોંચી જવું જોઇએ. નહિ તો પાડોશીઓ શું ધારશે?'

શાકપીઠ પાસે અમે છૂટા પડીએ છીએ. જ્યુપ અને વેલેન્ટીન

બેરેક તરફ જાય છે. ચાંદનીથી ઊજળી પગથી પર તેમના બૂટનો ખટખટ અવાજ થાય છે.

'મને તેમની સાથે જવામાં જરાય વાંધો નથી.' આલ્બર્ટ અચાનક કહે છે.

'મને ખબર છે.' વિલી સંમત થાય છે. બેશક તે એના કૂકડાનો જ વિચાર કરી કહે છે. 'અહીંનાં લોક છે જ એવાં ચૂગલી-ખોર, તને નથી લાગતું!'

હું માથું હલાવું છું. 'હા, ને પાછું આપણે ફરીથી નિશાળે બેસવાનું છે. હું ધારું છું કે...'

અમે ઊભા રહી એકબીજા તરફ જોઈ રહીએ છીએ. નિશાળે જવાના વિચારથી જ જેડનની રમૂજનો પાર નથી રહ્યો. હસતો હસતો એ વેલેન્ટીન ને ત્યુપ પાછળ ચાલ્યો જાય છે.

વિલી માથું ખજવાળે છે, 'આપણને જોઈને તેમને આનંદ થશે એમ તને લાગે છે? આપણે હતા એવા ડાહ્યાડમરા હવે રહ્યા નથી.'

'આપણે તેમના વીર પુરુષોને વધારે મળતા હતા. પણ પસંદ કરવા જેવા નહિ.' કાર્લ કહે છે.

'હું તો હવે જે ખેલ થશે તેનો જ વિચાર કરું છું,' વલી કહે છે, 'અગ્નિસ્નાનમાંથી બહાર આવ્યો હોય એવો આપણો અત્યારનો સ્વભાવ ને એવું એવું કાંઈક તેઓ કહે છે ને? એ સ્વભાવનું શું થશે?

[ ૪ ]

જ્યારે અમને લશ્કરમાંથી છૂટા કરવામાં આવ્યા ત્યારે અમને રાઇફલો સાથે લઇ જવા દેવામાં આવી હતી. પોતાને ગામ પહોંચતાં

વેંત તે પાછી સુપરદ કરવાની હતી. એટલે અમે બેરેકમાં જઈને અમારા હથિયાર પાછા સોંપી દઈએ છીએ. એ જ વખતે અમને છૂટા કરતી વેળાનો પગાર મળે છે. માણુસ દીઠ પચાસ ફાંક પગાર, પંદર ખાધા ખોરાકીનું ભથ્થું ને તે ઉપરાંત એક મોટો કોટ, એક જોડ જોડા, એક જોડ નીચે પહેરવાનાં કપડાં ને એક યુનિફૉર્મ—આટલું મળવાનું છે. એ સઘળું લેવા અમે બેરેકના ઉપરના માળે ચડીએ છીએ. સામાનની વહેંચણી કરનાર રખેવાળ અમારા તરફ બેદરકારીથી જોઈ રહે છે. 'તમારે વાસ્તે જ આવ્યા લાગો છો?' તે કહે છે.

વિલી બધી ચીજવસ્તુ ઊથલાવીને જુએ છે. પછી મોટા વડીલની ઢબે કહે છે: 'એય જરા સાંભળ, આ સામાન તો નવા ભરતી થયેલા માટે રાખજે. બાવા આદમના વખતની આ પેદાશ લાગે છે. અમને જરા નવા બતાવ!'

'બીજા છે જ નહિ.' પેલો ભાર દઈને કહે છે.

'એમ?' વિલી થોડી વાર વિચાર કરી ખિસ્સામાંથી સિગારેટનું પાકીટ કાઢી કહે છે, 'સિગારેટ પીએ છે ને?'

રખેવાળ પોતાનું બોડિયું માથું ધુણાવે છે.

'ત્યારે તમાકુ ખા છ?'

'ના.'

'સારું. એકાદ પ્યાલી?'

'એ પણ પીતો નથી.'

'ઠીક, ત્યારે તારા નાક ઉપર એકાદ બે લગાવી દીધા વિના છૂટકો નથી.' વિલી ભલા માણસની જેમ કહે છે. 'ગમે તેમ પણ નવો સામાન લીધા વિના અમે અહીંથી ખસવાના નથી. આવ છ ને?'

સારે નસીબે એ જ પળે જ્યુપ આવે છે. સૈનિકોનો કાઉન્સિલર હોવાથી તેનું કાંઈક વજન પડે છે. રખેવાળ તરફ આંખનો ઇશારો કરી તે કહે છે. 'મારા દોસ્તો છે હેનરીક, ખૂબ જૂના દોસ્તો! અંદરના ઓરડામાં લઈ જઈ તેને બીજો સામાન બતાવ. કેમ, બતાવીશ ને?'

રખેવાળનું મોઢું ચમકે છે, 'તેં ઈ મને પહેલાંથી કેમ ન કીધું?'

અમે તેની વાંસે પાછળના ઓરડામાં જઈએ છીએ. ત્યાં નવી ચીજો ટિંગાય છે. અમે એકદમ જૂના ગાભાં કાઢી નાખી નવાં કપડાં પહેરી લઇએ છીએ. વિલી માગણી કરે છે કે તેને બે કોટ જોઇશે. અને કારણમાં ઉમેરે છે કે તેનું લોહી પાતળું બહુ પડી ગયુ છે. એટલે એક કોટથી નહિ ચાલે. રખેવાળ આનાકાની કરે છે જ્યુપ તેનો હાથ પકડી તેને એક ખૂણામાં લઇ જાય છે ને ખોરાકીના ભથ્થાં વિષે વાત કરે છે. બંને પાછા ફરે છે ત્યારે રખેવાળ શાંત પડી ગયો હોય છે.

વિલી ને જેડને સારી પેઠે તબિયત જમાવી છે તે એના તરફ જોઈ કહે છેઃ 'બહુ સારું. મારે તો બધું સરખું છે. કેટલાક તો પોતાનો સામાન ભેળો કરવાની પણ તસ્દી નથી લેતા. એમને ય પૂરતું મળી ગયું હશે. ખેર, મારે તો એક વસ્તુ જોવાની કે મારું પત્રક બરાબર હોવું જોઇએ.'

અમને દરેક ચીજ મળી ગઇ છે તેની અમે સહી કરીએ છીએ.

'થોડી વાર પહેલાં તમે કાંઈક સિગારેટ વિષે કહેતા હતા ને?' રખેવાળ વિલીને પૂછે છે.

વિલી દિંગ થઇ જાય છે. પછી સિગારટનું પાકીટ કાઢે છે.

'ને તમારું ખાવાનું?' પેલો ચોંટે છે.

વિલી પાટલૂનના ખિસ્સામાં હાથ નાખી કહે છે. 'પણ હું ધારું છું કે તું દારૂ તો નથી જ પીતો કાં?'

'ત્યારે સાચી વાત તો એ છે કે', રખેવાળ શાંતિથી કહે છે, 'દાક્તરે મને એ જ વસ્તુની ખાસ ભલામણ કરી છે. ખરું જોતાં હું સ્હેજ નબળો છું. તમે શીશો અહીં જ મૂકતા જાઓ ને?' 'અરધી મિનિટ', વિલી કહે છે. તે શીશાનું ઢાંકણું ઉઘાડી એક મોટો ઘૂંટડો ભરે છે—છેલ્લે કાંઈક તો બચાવી લેવાની આશાથી. પછી અવારુ બની જોઈ રહેલા રખેવાળના હાથમાં એ અર્ધો ખાલી શીશો આપી દે છે. એક ક્ષણ પહેલાં એ છલોછલ ભર્યો હતો.

જ્યુપ બેરેકના દરવાજા સુધી અમારી સાથે આવે છે. 'અહીં મારી સાથે બીજું કોણ છે ખબર છે?' મેક્સવેઇલ પણ સૈનિકોની કાઉન્સિલમાં છે.

'તેને યોગ્ય જ જગ્યા છે. મારે કહેવું પડશે કે ધંધો તો મજાનો ને સુંવાળો–છે,' કોસોલ કહે છે.

'ચાલે છે.', જ્યુપ કહે છે, 'વેલેન્ટીન ને હું હમણાં તો સાથે છીએ. તમારે કાંઇ જોતુંકારવતું હોય—રેલ્વે પાસ ને એવું–તો એ બંદાના હાથમાં જ છે હો! ભૂલતા નહિ.'

'ત્યારે મને એક પાસ દે,' હું કહું છું, 'એડોલ્ફને આવતી કાલે જઈ મળી આવું તો ખરો?'

તે એક ચોપડી કાઢી પાસ ફાડી આપે છે. 'તારું નામ એમાં ભરી દેજે. તું સેકન્ડમાંજ મુસાફરી કરે છે કાં?'

'ચોકક્સ વળી.'

દરવાજા બહાર ઊભો રહી વિલી પોતાનો મોટો કોટ ઉતારે છે. તેની નીચે તેણે બીજો પહેર્યો છે.

'બીજો કોઇ હરામી એ લઈ જઇને પાછળથી વેંચી મારે તેના કરતાં મેં જ કોટ ઉપાડી લીધો એ સારું કર્યું,' તે કહે છે 'ને ખરી રીતે તો હું જ એનો હકદાર હતો. કાંઇ ઓછી વાર હાડકાં ભંગાવ્યાં છે!'

અમે આગળ ચાલીએ છીએ. કોસોલ કહે છે કે આજે તે પોતાનું કબૂતરનું પાંજરું સમું કરવાનો છે, લડાઈ પહેલાં તે કબૂતર ઉછેરતાં ને હવેથી એ પાછું શરૂ કરવાનો છે. મોખરા પર પણ તેની આ જ એક ઉમેદ હતી.

'અને પછી શું કરીશ ફર્ડીનાન્ડ?' હું પૂછું છું. 'કામ ગોતીશ,' તે કહે છે, 'હું પરણેલો માણસ છું એ ખબર છે ને? ખીચડું મેળવ્યા વિના કાંઇ છૂટકો છે?'

અચાનક સેસ્ટમેરીના દેવળ તરફથી બંદૂકના ભડાકા સંભળાય છે. અમે સાંભળી રહીએ છીએ.

'રાઇફલ ને રિવોલ્વર અવાજ ઉપરથી તેમાં બે રિવોલ્વર હોવી જોઇએ તેમ લાગે છે,' વિલી જાણકારની અદાથી કહે છે.

'ગમે તેમ પણ ફ્લેન્ડર્સ કરતાં એ ક્યાંયે શાંત છે,' જેડન મોજથી હસતાં ને પોતાના નવા જોડાને વાધરીથી ચકકર ચકકર ફેરવતાં કહે છે.

હું ઘેર જઈ મારો અરધો પગાર મારી માના હાથમાં આપી દઉં છું.

[ ૫ ]

લડ્વિગ બ્રેયર, આલ્બર્ટ ટ્રોસ્કે અને હું ફરી ભણવા બેસીએ છીએ. અમારા વર્ગો તરતમાં શરૂ થવાના છે. લડાઈ આવી ત્યારે અમે ટીચર્સ કોલેજના વિદ્યાર્થીઓ હતા પણ અમને કોઈ ખાસ

પરીક્ષા આપવા દેવામાં નહોતી આવી. અમારા કરતાં ગ્રામર સ્કૂલના વિદ્યાર્થીઓ વધારે નસીબદાર હતા. તેમાંના ઘણાખરા ભરતી વખતે કે વચ્ચે રજા દરમિયાન ખાસ પરીક્ષામાં બેસી શક્યા હતા. એમાં રહી ગયા તેમને ફરીથી નિશાળે બેસવું પડશે. કાર્લ બ્રોગર તેમાંનો એક છે.

રસ્તામાં દેવળ પાસેથી અમે પસાર થઈએ છીએ. ત્રાંબાના લીલા રંગના વાછટિયાની જગ્યાએ ભૂખરા કેનવાસના પડદા આવી ગયા છે ને તેનો દેખાવ એક કારખાના જેવો લાગે છે. ત્રાંબાના પતરાંઓને બૉમ્બ માટે ગાળી નાખવામાં આવ્યા હતાં.

'ભગવાનને પણ આની કલ્પના નહિ આવી હોય!' આલ્બર્ટ કહે છે.

દેવળથી જરા પશ્ચિમ તરફ ટીચર્સ કૉલેજનું બે માળનું મકાન આવ્યું છે. તેની સામે જ ગ્રામર સ્કૂલ છે. અને તેની પાછળ લીંબોઇના ઝૂંડને કાંઠા પર ધરી નદી વહે જાય છે. લશ્કરમાં ભરતી થયા પહેલાં આ મકાનોમાં જ અમારી દુનિયા સમાઈ જતી.

ત્યાર પછી ખાઇઓનો વારો આવ્યો અને હવે અમે અહીં ફરી ડગલાં માંડીએ છીએ પણ એ અમોને ભરી દેતી દુનિયા હવે નથી રહી. તેની સીમાને ભેદી ખાઈઓ અમારો કબજો લઈ બેઠી છે.

ગ્રામર સ્કૂલની નજીક અમે અમારા જૂના દોસ્ત જ્યોર્જ રાહેને મળીએ છીએ. તે એક ટુકડી નાયક અને લેફ્ટેનન્ટ હતો. પણ રજાઓમાં તેણે રખડવાનું ને ઢીંચવાનું જ કામ કર્યું ને પોતાની ફાઇનલની પરીક્ષાનો ખ્યાલ સુદ્ધાં ન કર્યો; એટલે આજે ભાઈ ફરીથી ઉપલા બીજા ધોરણમાં બેસે છે—આ પહેલાં બે વરસથી તેણે ત્યાં વિસામો તો ખાધો જ છે.

'કહે છે કે મોખરા પર તું લેટિનનો તો મોટો ખાં બની ગયો હતો, શું આ સાચું છે જ્યોર્જ?' હું તેને પૂછું છું.

તે ખડખડાટ હસી પડી લાંબા ડગલાં ભરતો ગ્રામર સ્કૂલ તરફ રવાના થઇ જાય છે.

'ખરાબ વર્તણૂકનો સિક્કો તને ક્યાંક ન વાગી બેસે તેનું ધ્યાન રાખજે!' હું તેની પાછળ બૂમ પાડું છું.

છેલ્લા છ મહિના તે વિમાની બન્યો હતો ને ચાર અંગ્રેજોને નીચે ઊતાર્યા હતા. પણ તેને હજી યે પાઇથાગોરસનું થીએરમ આવડયું હશે તે હું માની શકતો નથી.

અમે ટીચર્સ કૉલેજ તરફ જઈએ છીએ. આખી શેરી યુનિફોર્મથી ઊભરાઈ રહી છે. વરસોથી ભુલાઇ ગએલા ચહેરાઓ અચાનક પ્રકાશી ઊઠે છે. વિસરાઈ ગએલાં નામ પાછાં કાને પડે છે.

'હંસ વાલ્ડોર્ફ હોબલ્સ!—આજે એનું નામ સાંભળ્યું ને તેને જોયો.

૧૯૧૭ ના નવેમ્બરમાં તેના ઘૂંટણનો ફૂરચો બોલી ગયો હતો ને અમે તેને બહાર ખેંચી કાઢયો હતો. ત્યાર પછી તેના પગને સાથળથી કાપી નાખવામાં આવ્યો હતો. હવે તેણે લાકડાનો ભારે પગ ચડાવ્યો છે. ખટ ખટ અવાજ કરતો ચાલે છે. કર્ટ લેઇપોલ્ડ દેખાય છે, હસતો હસતો એ સૌને પોતાની ઓળખાણ આપે છે, 'પોલાદી હાથવાળો ગોડફ્રે, એને ઓળખો છો ને સદ્દગૃહસ્થો!' તેનો જમણો હાથ લોઢાની બનાવટનો છે. પછી કોઈક બહાર દરવાજા પાસે આવે છે ને લોચા વળતી જીભે કહે છે, 'તમે મને કદાચ નહિ ઓળખી શકતા હો......'

હું તેના ચહેરા તરફ ધારી ધારીને નિહાળું છું, એને માનવીનો ચહેરો પણ કહી શકાય કે કેમ એ શંકા છે. તેના કપાળ ઉપર એક મોટો લાલ ચીરો છે. તેની ડાબી આંખ પર એ સીધો ચાલ્યો જાય છે. તેના ઉપર માંસના ગઠ્ઠા જામી ગયા છે તેથી આંખ પણ દેખાતી નથી. ઊંડે દટાયેલી એક કાળી કીકી તગતગે છે. જમણી આંખ સ્થિર છે.––કાચની બનાવેલી. નાક તો સાવ સાફ થઈ ગયું છે. તેની જગ્યાએ કાળું ધાબું રહ્યું છે. તેની નીચે પણ ઘા આગળ વધી હોઠના બે ચીરા કરતો જાય છે, મોઢું પણ સૂજી ગયું છે ને હોઠના બે ભાગ વિચિત્ર રીતે સંધાયા છે. એટલે જ તે જે બોલે છે તે સમજાતું નથી. તેના દાંત પણ બનાવટી છે. તેમની વચ્ચે એક સાંધો દેખાય છે. હું શંકિત આંખે તેના તરફ જોઈ રહું છું.

'પોલ રેડેમેકર'—ગોટા વાળતો અવાજ આવે છે. હવે હું તેને ઓળખી કાઢું છું. એજ પટાવાળો ભૂખરો કોટ. 'હં પોલ, ત્યારે અત્યાર સુધી તું શું કરતો હતો?'

'દેખાતો નથી?' તે હોઠ ખેંચી કહે છે 'ખાઈ ખોદવાની કોદાળીના બે ઘા ને બાકીના સાથે આ પણ ગુમાવ્યાં.' તે પોતાનો હાથ બતાવે છે. તેના ત્રણ આંગળાં ઊડી ગયા છે. તેની એક આંખ ચકળવકળ ફર્યા કરે છે. બીજી સીધું તાકી રહી છે––સજ્જડ ને લાગણી હીન......

'મનમાં થયું કે કદાચ હું શિક્ષક બની શકીશ. જો કે મારી બોલી ખૂબ જ ખરાબ છે. હું કહું છું તે તું સમજી શકે છે?' તે કહે છે.

'ચોક્કસ,' હું જવાબ વાળું છું, 'અને એ સુધરશે પણ ખરી. ઉપરાંત વખત જતાં ફરીવાર ઓપરેશન પણ થઈ શકશે.'

તે પોતાના ખભા હલાવી મૂંગો ઊભો રહે છે. તેને આ વિષે જરાયે આશા નથી. અને એવા ઓપરેશનની શકયતા હોત તો અત્યારે તે દાક્તરોએ કરી પણ નાખ્યું હોત એ નક્કી.

વિલી ઉતાવળે પગલે અમને નવા સમાચાર કહેવા ટોળાં વચ્ચે માર્ગ કાઢતો આવે છે. ફેફસામાં વાગેલા ઘાથી છેવટે બોકમેન મરી ગયો. તેને ક્ષય થઈ ગયો હતો. હેન્ઝનું પણ મૃત્યુ થયું. જ્યારે તેને લાગ્યું કે તેની કરોડના ઘામાંથી તે બચશે તો યે તેને પાછળથી જિંદગી અશકત બની પથારીમાં પડયા પડયા કાઢવી પડશે ત્યારે તેણે જાતે જ પિસ્તોલ ખાઇ આપઘાત કર્યો, એમ થાય તેમાં આશ્ચર્ય નથી, કારણ કે તે અમારો સૌથી સારો ફૂટબોલ રમનાર હતો. મેયર સપ્ટેમ્બરમાં મરાયો હતો. લીચનફીલ્ડ જૂનમાં ગયો. માત્ર બે દિવસ જ તે ત્યાં રહયો હતો.

અમે એકાએક વાતો કરતા અટકીએ છીએ, અમારી સામે એક નાનો ઠીંગણો માણસ આવીને ઊભો રહે છે.

‘વેસ્ટરહોલ્ટ તો નહિ?’ વિલી શંકાભરી રીતે કહે છે. ‘એ જ પોતે, હાજરાહાજર,’ તે કહે છે.

વિલી ઘા ખાઈ જાય છે. સ્તબ્ધ બની તે પૂછે છે, ‘પણ તું તો મરી ગયો હતો ને?’

‘હજુ સુધી તો નહિ.’

‘પણ મેં છાપામાં વાંચ્યું હતું.’

‘એ તો છાપવામાં ભૂલ થઈ ગઈ હતી.’

‘આવા વખતમાં માણસ કોઈ ચીજ પર ભરોસો મૂકી શકે નહિ.’ વિલી પોતાનું માથું ધુણાવી કહે છે, ‘મને તો એમ કે તને કયારનાયે જંતુઓ ખાઈ ગયા હશે.’

'તારા પછી વિલી,' વેસ્ટરહોલ્ટ ખુશ થઈ હસતાં કહે છે, 'તારો વારો પહેલાં આવશે. રાતા વાળવાળા માણસો ઝાઝું જીવતા નથી.'

અમે નિશાળમાં દાખલ થઈએ છીએ, બધું એનું એ જ છે, જ્યાં અમે પાંઉં માખણુ ખાતા એ વિશાળ ચોક, પાટલી બાંકડા-વાળા એના એ વર્ગો ને હેટ ટાંગવાની ઘોડીવાળી લાંબી પરશાળ. બધું યે એ છતાં કોણ જાણે, એ કોઈ જુદી જ દુનિયા હોય એમ અમને લાગે છે, ફક્ત અંધારિયા ઓરડાઓમાંથી જે એક જાતની વાસ આવે છે તે પરિચત લાગે છે—બેરેકની યાદ તે તાજી કરે છે.

મુખ્ય હોલમાં મોટું વાજું ચળકાટ મારતું પડયું છે ને તેની જમણી બાજુએ શિક્ષકોનું ટોળું ઊભું છે. પ્રિન્સીપાલના ટેબલ ઉપર બરછટ પાંદડાંવાળા બે છોડના કુંડાં છે. તેની આગળ વિજય ને સન્માન સૂચક લોરેલે ગુચ્છની માળા પણ ટાંગી છે. પ્રિન્સિપાલ નવા કપડાંમાં સજ્જ થઇ આવ્યા છે, યુધ્ધમાંથી પાછા ફરેલા માટે સ્વાગતની તૈયારી થતી લાગે છે.

અમે ટોળું વળીને પડખો પડખ ઊભા રહીએ છીએ, કોઇને પહેલી હરોળમાં જવાની ઇચ્છા નથી. ફક્ત એક વિલી આસાનીથી સૌની આગળ ઊભો છે. ઓરડાના અસ્પષ્ટ અંધકારમાં તેના લાલ વાળ વેશ્યાગૃહમાં સળગતી—લાલ બત્તી જેવા લાગે છે.

હું શિક્ષકોના ટોળા તરફ જોઉં છું. એક વખત તેઓ અમારે માટે બીજાઓ કરતાં વિશેષ હતાં. અમે તેમની સંભાળ તળે હતા એટલા માટે જ નહિ પણ તેમની ગમે તેટલી મશ્કરી કરવા છતાં અમને તેમનામાં શ્રધ્ધા હતી. આજે બીજા મોટી ઉંમરના માણ-સોની જેમ તેમને પણ માત્ર અમે એજ નજરે નિહાળી રહ્યા છીએ. અને તેવા માણસો માટે અમારા હૃદયમાં સ્હેજ ધૃણા પણ હોય છે.

અત્યારે એ સહુ ત્યાં ઊભા છે અને અમને ફરીથી ભણાવવા તત્પર થયા છે. પણ તેમની મોટાઈ હવે તેઓ જરા કોરે મૂકે એમ અમે ઇચ્છીએ છીએ. કારણકે છેવટે અમને તે શીખવવાના પણ શું છે? તેમના કરતાં અમે જીવનને વધારે સારી રીતે પિછાનીએ છીએ. અમે એક બીજું જ્ઞાન મેળવ્યું છે—લોહીભીનું, ક્રૂર, નિષ્ઠુર. એ બાબતમાં અમે તેમને પાઠ ભણાવી શકીએ તેમ છીએ—પણ માથાકૂટ કોણ કરે? આ પળે જ જો આ ઓરડા પર વિમાની હલ્લો થાય તો બધા ઊભી પૂછડીએ ભાગી જવાના. ગભરાટથી તેમના મોતિયા મરી જવાના ને શું કરવું તેનો વિચાર સુધ્ધાં કોઇના મગજમાં ઊગી શકવાનો નહિ. જ્યારે અમારામાંથી એકે ય જણ પોતાનું મગજ કે મિજાજ ગુમાવી નહિ દે. સૌથી પહેલાં તો એ કરવાનું ત્યારે રહે--તેઓ રસ્તામાં નાહકના આડખીલી રૂપ ન બને એટલા જ માટે કે તેઓને અમારે શાંતિથી એક ઓરડામાં તાળું વાસીને પૂરી દેવા જોઇએ. અને પછી રક્ષણના કાર્યનો આરંભ.

ભાષણ કરવા માટે પ્રિન્સિપાલ પોતાનું ગળું ખંખારી રહ્યા છે. તેના મુખમાંથી શબ્દો સરળપણે સરી પડે છે. એનામાં વાતો કરવાની કુશળતા છે એ કબૂલ કરવું જોઇએ. તે લશ્કરના વીરત્વભર્યા સંગ્રામની, તેના વિજય ને હિંમતની પ્રશંસા કરે છે. પણ આ મીઠા શબ્દોમાં મને કાંઈક ખૂંચતું લાગે છે. કદાચ એની મીઠાશને અંગે જ એ હશે. આ સુંવાળા ને મંત્રભર્યા શબ્દો જેવું ત્યાંનું જીવન નહોતું. હું લડ્વિગ તરફ જોઉં છું. તેની આંખો પણ મારી સામે તાકી રહે છે, આલ્બર્ટ, વાલ્ડોર્ફ, વાસ્ટરહોલ્ટ...કોઇને એ પસંદ પડતા નથી.

પ્રિન્સિપાલ હવે ખીલતા જાય છે તે માત્ર રણમોખરા પરના વીરત્વને જ બિરદાવતા નથી. અહીં ઘર આંગણાની શાંત બહાદુરીને પણ એ ફૂલ ચડાવે છે.

'અમે અહીં ઘરમાં પણ અમારી ફરજ બજાવવાનું ચૂકયા નથી. અમારા સૈનિકો માટે અમે પેટે પાટા બાંધી, અરધ ભૂખ્યા રહી દિવસો કાઢયા છે. અમે યાતનાઓ સહી છે, અમે કંપી ઊઠયા છીએ, એ દિનો સખત હતા, કઠોર હતા. કેટલીકવાર ત્યાં, રણ–મોરચાની ભૂખરી ભૂમિ પર લડતા અમારા બહાદુર લડકાઓ કરતાં અમે કદાચ વધારે કપરો કાળ વિતાવ્યો છે.'

'હોપ્લા!' વેસ્ટરહોલ્ટ કહે છે. ગણગણાટ શરૂ થાય છે. વૃદ્ધ પ્રિન્સિપાલ અમારા તરફ ત્રાંસી નજર નાખી આગળ ચલાવે છે.

'પણ ખરેખર આવી વસ્તુઓ માટે ત્રાજવું લઈને ન બેસાય. તમે મૃત્યુના ભયાનક ચહેરાને થડકયા વિના નિહાળ્યો છે. તમે તમારા મહાન કાર્યને પાર ઉતાર્યું છે. આપણાં શસ્ત્રોને અંતિમ વિજયની માળા જો કે નથી વરી, પણ એ છતાં વધારે મજબૂત રીતે આપણે ખભ્ભે ખભ્ભો મિલાવી ઊભા રહેશું. આપણા દુઃખી પિતૃદેશ કાજે રહેલા આપણા જ્વલંત પ્રેમમાં આપણે વધારે સંયુક્ત બનીશું. એકએક વિરોધી શક્તિનો સામનો કરી આપણે તેનું નવું ઘડતર કરીશું. અને તેના એ કલેવરનું નવસર્જન આપણા પૂર્વાચાર્ય મહાન ગેથેની જુસ્સાદાર આત્મશક્તિ અપનાવીને આપણે રચીશું. સૈકાઓના પડથાર પર પ્રભાવ ભરતો તેમનો એ અવાજ આજના મુશ્કેલીભર્યા સમયમાં પણ ગૂંજી રહે છે કે 'ભલે આસુરી શક્તિનું આક્રમણ ચડી આવે, અમે જીવશું ને જીવનને વહેતું રાખતા જશું.'

એ વૃદ્ધ પુરુષનો અવાજ આછો થતો ડૂલતો જાય છે. શોકના ઘેરાં જળ તેની આસપાસ પથરાતાં જાય છે કે તેના શબ્દોમાંથી આંસુની અંજલિના બિંદુ ટપકે છે. શિક્ષકોની કતાર પર એક વીજળિક પ્રવાહ જાણે ફરી વળ્યો છે. તેમના ચહેરાઓ આત્મ-સંયમ ને ગંભીરતાના તેજે છવાઇ ગયા છે.

'પણ ખાસ કરીને તો પોતાની જનમભોમકાના રક્ષણાર્થે આનંદથી દોડી ગએલા ને છેવટ એ રણની યજ્ઞભૂમિમાં પોઢી ગએલા આપણા રાષ્ટ્રના મૃત પુત્રોને આપણે યાદ કરીશું. એકવીસ બિરાદરો અત્યારે આપણી સાથે નથી. એકવીસ યોદ્ધાઓ રણાંગણના વીર મૃત્યુને વર્યા છે. એકવીસ બહાદરો લડાઈના ધમસાણથી છેવટ શાંતિ મેળવી, પારકા મુલકની ધૂળ નીચે લીલા ઘાસની બિછાત તળે ચિરનિદ્રામાં પોઢી ગયા છે—'

અચાનક ખડખડાટ ઊછળતું હાસ્ય સંભળાય છે. પ્રિન્સિપાલ દિગ્મૂઢ બની એકદમ અટકી જાય છે. સૌથી આગળની હરોળમાં ઊભેલા ઊંચા ને પડછંદ વિલીનું એ હાસ્ય છે. ગુસ્સાથી તેનું મોં લાલચોળ થઈ ગયું છે.

'લીલા ઘાસની બિછાત! લીલું ઘાસ...ચિરનિદ્રા...' તે ઘૂરકતો બોલે છેઃ 'ભાંગીને ખુરદો થએલા ભોંયરાનાં ધૂળ ને કાદવમાં એ રઝળતા પડયા છે. એની પાંસળીઓના હાડકાં યે શોધ્યાં જડે તેમ નથી. ને આ લીલા ઘાસની બિછાત! આ કાંઈ સંગીતનો વિષય નથી.' વિલીના હાથ હવામાં આમ તેમ ઊછળે છે. ફરી એ કહે છે:

'વીરમૃત્યુ!—પણ એ વીરમૃત્યુ એટલે તમે સમજો છો શું એ ખબર નથી પડતી. નાનો હોયર કેમ મર્યો તે જાણવું છે? આખો દિવસ ચીસો પાડતો તે કાંટાળા તાર સાથે જડાઈ ગયો હતો. તેનાં આંતરડાં બહાર નીકળી ગયાં હતાં. પછી બોમ્બની એક કરચ તેની આંગળીઓ ઊડાડતી ગઈ. થોડા કલાક પછી તેનો એક પગ પણ એમ જ ઊડી ગયો. અને છતાં તે જીવતો હતો. બીજા હાથથી તે આંતરડાંને પાછાં ગોઠવી દેવાનો પ્રયત્ન કરતો હતો. જ્યારે રાત પડી ત્યારે છેવટે તેણે પ્રાણ છોડયા. અંધારું થયું

ત્યારે અમે તેને લેવા ગએલા. જોયું તો તેનું આખું શરીર ચાળણીની જેમ વિંધાઈ ગયું હતું. હવે તેની માને જઈને જરા કહેજો કે તે કેમ મર્યો—જો એ કહેવાની હિંમત હોય તો.'

'પ્રિન્સિપાલનો ચહેરો ધોળો ફ્કક થઈ જાય છે. અમને શિસ્તના જોરે દબાવી દેવા કે ખુશ રાખવા તે એ વિચારે છે. પણ કશાનો નિર્ણય કરી શકતા નથી.

'મિ. પ્રિન્સિપાલ.' આલ્બર્ટ ટ્રોસ્કે કહે છે, 'અમે અમારું કામ બરાબર બજાવ્યું છે કે નહિ—જોકે તમે કહો છો તેમ કમનસીબે અમે વિજયી ન થયા—એ સાંભળવા અમે અહીં આવ્યા નથી. એ વિષે મોઢું બંધ કરો!'

પ્રિન્સિપાલ એક આંચકો અનુભવે છે. તેમની સાથે માસ્તરો પણ ખચકાય છે.

'હું તમને વિનતિ કરું છું કે બોલવામાં જરા સભ્યતા...' તે ઘૃણાથી કહે છે.

'મોઢું બંધ કરો! હું કહું છું કે તમારું મોઢું બંધ કરો!' આલ્બર્ટ એક જ વાકયને ભારપૂર્વક દોહરાવી કહે છે, 'વરસોથી અમે એ એક જ શબ્દને પિછાન્યો છે. ને હવે એને ઓળખવાની તમારી ઘડી આવી છે. પણ વસ્તુસ્થિતિ શું છે તે સમજવાનું તમને ભાન નથી. અમે હવે તમારા ડાહ્યા નિશાળિયા નથી રહ્યા. તમારા હોશિયાર વિદ્યાર્થીઓ તો કયારના મરી પરવાર્યા છે, અમે તો સૈનિકો છીએ, સિપાહીઓ છીએ.'

'પણ સદ્‌ગૃહસ્થો,' ડોસા છેક ગળે આવી જઈ ચીસ પાડે છે, 'કાંઈક ગેરસમજણ થઈ છે, કાંઈક ઘણી જ દુ:ખદ ગેરસમજણ...'

પણ એ વાક્ય પૂરું કરે તે પહેલાં હેકમથ રેઇનિર્સમેન વચ્ચે જ કહે છે. તે સેર નદી પરની બોમ્બવર્ષામાંથી પોતાના ભાઇને ખભે ઉપાડી પાછો લાવ્યો હતો. સારવાર કરવાના સ્થળે ખભા પરથી ઉતારતાં તો તેણે ભાઇનું મડદું જ ભાળેલું.

'રણક્ષેત્ર પર એ મરાયા છે એમ કહો છો ને?' હેકમથ ઉદ્દમ કંઠે કહે છે, 'પણ તેઓ તમારી આવી ભાષણબાજી માટે નહોતા મર્યા. અમારા એ દોસ્તો હતા. બસ, બહુ થયું. એની ઝાઝી ચોળાચોળ અમારે નથી જોતી.'

કોલાહલ મચે છે. પ્રિન્સિપાલ અવાક્ અને અસહાય બની ઊભા છે. માસ્તરો પણ જાણે મૂઢ બની ગયા છે. ફક્ત તેમાંના બે શિક્ષકો શાંતિથી અદબવાળી ઊભા છે—અને તે બંને સૈનિકો હતા.

પ્રિન્સિપાલ કોઈ પણ હિસાબે અમને ખુશ રાખવા મથે છે. અમારી સંખ્યા સારી પેઠે છે ને વિલી સૌથી આગળ પ્રિન્સિપાલની સન્મુખ ખડક જેવો ઊભો છે. અને આ શિસ્ત વગરના, બેફામ છોકરાઓ કઈ પળે શું કરશે તે કોણ કહી શકે? કદાચ ખીસામાંથી બોમ્બ પણ કાઢે. હવામાં પાંખો વીંઝતા દેવદૂતની માફક પ્રિન્સિપાલ હાથ ઊંચા નીચા કરે છે પણ કોઈ તેના તરફ ધ્યાન દેતું નથી.

પણ ત્યાં લડ્વિગ બ્રેયર આગળ આવે છે ને એકદમ શાંતિ છવાય છે.

'મિ પ્રિન્સિપાલ,' લડ્વિગ સ્પષ્ટ અવાજે કહે છે, 'તમે તમારી રીતે લડાઈને જોઈ છે. ઊંચે ફરકતા ધ્વજો, કૂચગીતો સાથે વાગતા વાજિંત્રો ને એ બધો ભભકો જ માત્ર તમે નિહાળ્યો છે. અમે વિદાય લીધી એ રેલ્વે સ્ટેશન સુધી જ તમારી આંખો પહોંચી છે, તેમાં તમારો દોષ કાઢવાનો અમારો ઇરાદો નથી. અમે

પણ તમારી જેમ જ લડાઈ નો ખ્યાલ બાંધીને બેઠા હતા. પણ ત્યાર પછી અમે તેની બીજી બાજુ નિહાળી છે. તેની સામે ૧૯-૧૪ની વીરતાને શૂન્યમાં મળી જતી અમે ભાળી છે. તે છતાં અમે તેની સોંસરવા પસાર થયા છીએ–તેની સાથે અમે કદમ ઉપાડયા છે. કારણકે કોઈ એક ઊંડી વસ્તુ અમને ત્યાં સાંકળી રાખતી હતી. અમે એ ચીજને અનુભવી છે. હૃદયમાં ઉતારી છે—કદાચ તેને જવાબદારીની ભાવના કહી શકો—પણ તમે એના વિષે કાંઈ જ જાણતા નથી. અને એના વિષે કોઈ જાતના ભાષણ ન હોઇ શકે.'

લડ્‌વિગ થોડી પળ ઊભો રહે છે. સામે જ જાણે શૂન્યમાં તાકી રહે છે ને પછી કપાળ પર હાથ ફેરવી આગળ ચલાવે છે, ' અમે શું કર્યું ને શું નહિ તેનો હિસાબ માગવા અમે નથી આવ્યા. એમાં નરી મૂર્ખાઈ છે. ત્યારે શું થવાનું હતું એ કોઈ જાણતું નહોતું. પણ આ વસ્તુઓને હવે અમારે કઈ રીતે વિચારવી તેની ફરીથી સલાહ ન આપશો. અમે હૃદયમાં ઉત્સાહ ભરી, ' પિતૃદેશનું નામ રટતા આગળ ધસી ગયા હતા ને આજે મુખ પર સંપૂર્ણ શાંતિ ધરી પાછા ફર્યા છીએ. પણ એ પિતૃદેશ તો હજુયે અમારા કાળજામાં જીવંત પડયો છે. અને હવે તમને પણ શાંતિ ધરવા કહીએ છીએ. સુંદર શબ્દોથી હવે બહુ થયું. તે શોભતા નથી. અમારા મૃત સાથીઓ માટે પણ તે છાજતા નથી. અમે તેમને મરતા જોયા છે. એમના એ મરણની યાદ અમારા દિલમાં એટલી તાજી છે, એટલી સમીપ છે કે તમે એમના વિષે જે બોલો છો તે સાંભળવા અમે તૈયાર નથી. એના કરતાં કોઈ વિશેષ વસ્તુ માટે તેમણે પ્રાણ આપ્યા છે.'

આખું વાતાવરણ એકદમ શાંત છે. પ્રિન્સિપાલ પોતાના બે હાથ મસળીને ધીમે અવાજે કહે છે, 'પણ બેયર, એમ કહેવાનો મારો ઈરાદો હતો જ નહિ, હું તો—'

લડૂવિંગે પોતાનું કામ પૂરું કર્યું છે.

થોડીવાર પછી પ્રિન્સિપાલ આગળ બોલે છે. 'પણ ત્યારે મને કહો કે તમારે જોઈએ છે શું?'

અમે એક બીજા તરફ તાકી રહીએ છીએ. અમારે શું જોઈએ છે? એક આછી અસ્પષ્ટ ઝંખના પડી છે પણ અમારી પાસે તેને માટે શબ્દો નથી.

ક્ષણભરની શાંતિ પછી વેસ્ટરહોલ્ટ આગળ આવીને પ્રિન્સિ-પાલની બાજુમાં ઊભો રહે છે. ' અમારે તો હવે શું થઇ શકે એ જાણવું છે. વાતો નહિ નક્કર હકીકત અને એટલા માટે અમે અહીં ઊભા છીએ. અમે સિત્તેર સૈનિકો તમારી સામે જ ખડા છીએ ને તેમને ફરીથી નિશાળે બેસવું પડશે. અમારું તમે શું કરવા માગો છો તે હું પૂછું છું. અને પહેલેથી જ કહી દઉં કે તમારા પુસ્તકો ને થોથાંમાંથી અમે એક અક્ષરે ય જાણતા નથી. જરૂર કરતાં એક ઘડી પણ અહીં વધારે રોકાવાની અમને ઇચ્છા નથી.'

પ્રિન્સિપાલ પોતાનો અણગમો દબાવી સમજાવે છે કે આ બાબતમાં ઊપરી અધિકારીઓ તરફથી કાંઇ સૂચના નથી આવી એટલે હમણાં તો તમે જે વર્ગો છોડીને ગએલા તેમાં તમારે પાછા જવું પડશે. પાછળથી કાંઈક ગોઠવણ કરવા માટે પ્રયત્ન કરવામાં આવશે.

ગણગણાટ ફેલાય છે ને હાસ્યના પડછન્દા ગાજે છે.

આ બધી વસ્તુઓ કેવી હાસ્યજનક છે તેનો અમને ખ્યાલ આવતો જાય છે. વરસો સુધી તેમણે અમને માણસો મારવાનો ધંધો કરવા દીધો ને હવે એ માટે અમે બીજા વર્ગમાંથી ગયા હતા કે ત્રીજા વર્ગમાંથી એ એમને ભારે મહત્વની વસ્તુ બની ગઇ છે.

એકમાં ગુણાકાર ભાગાકાર શીખવાય છે ને બીજામાં સરવાળા બાદબાકી, તે ભેદ અહીં અગત્યનો ગણાય છે.

સૈનિકો માટે ખાસ અભ્યાસક્રમ ગોઠવી આપવા માટે પોતે ઉપરી અધિકારીઓને લખશે તેમ પ્રિન્સિપાલ વચન આપે છે.

'એને માટે અમે ખોટી થઇ શકીએ તેમ નથી,' આલ્બર્ટ તોછડાઈથી કહે છે, 'એ વિષે અમે અમારું જાતે જ ફોડી લેશું.'

પ્રિન્સિપાલ જવાબ આપ્યા વિના શાંતિથી બારણા તરફ જાય છે.

શિક્ષકો તેમની પાછળ પગ ઉપાડે છે ને અમે પણ બહાર નીકળીએ છીએ.

વિલીને મન આ બધું સરળ રીતે પતી ગયું લાગે છે એટલે પહેલાં તો ટેબલ ઉપરના પેલા બે કુંડા ઉપાડી જમીન પર પછાડે છે. ને પછી પેલું લોરેલગુચ્છ વેસ્ટરહોલ્ટને માથે પાછું ખોસી કહે છે; 'એમાંથી તારા માટે કઢી ભાત બનાવી ખાજે!'

સિગાર ને ચૂંગીઓના ધુમાડાથી આખો ઓરડો ભરાઇ જાય છે. ગ્રામર સ્કૂલમાંથી આવેલા માણસો સાથે અમે મંડળ જમાવી બેઠા છીએ. તેમાં સો ઉપરાંત સૈનિકો, અઢાર લેફ્ટેનન્ટો, ત્રીસ વૉરન્ટ અફસરો ને બીજા કેટલાક પણ છે.

વેસ્ટરહોલ્ટ નિશાળના નિયમોની એક જૂની પુસ્તિકા સાથે લાવ્યો છે. ને તેમાંથી મોટેથી વાંચે છે. વાચનનું ગાડું બહુ ધીમેથી ચાલે છે, કારણકે એક એક પેરેગ્રાફ પછી ખડખડાટ હાસ્યના વંટોળ ઊઠે છે. એક દિવસ આવા નિયમો અમને લાગુ પડતા હતા તે અમારી કલ્પનામાં ઊતરતું નથી.

વેસ્ટરહોલ્ટને એક નિયમ વાંચી ખૂબ મોજ પડે છે. લડાઈ

પહેલાં વર્ગશિક્ષકની રજા વગર અમને રાતના નવ વાગ્યા પછી શેરીઓમાં ફરવાની મનાઈ હતી.

પણ વિલી તેનો બરાબર જવાબ વાળે છે.

'બહુ અજાણ્યો ન થા આલ્વીન?' વેલ્ટરહોલ્ટને બૂમ મારી તે કહે છે, 'આપણામાંથી સૌથી વધારે ખરાબ રીતે તેં આપણા માસ્તરને બનાવ્યો છે. એક તો મરી જવાના સમાચાર ફેલાવ્યા ને પ્રિન્સિપાલ પાસેથી તારા મોત ઉપર ફૂલો વેરતું ભાષણ પણ મેળવ્યું, તેની પાસેથી વીર પુરુષ ને આદર્શ વિદ્યાર્થી તરીકેનાં બિરદ મેળવીને ય તું તો પાછો જીવતો જાગતો બહાર નીકળ્યો! તેં પણ ડોસા પર ખરાખરીની કરી. હવે તારા મડદાને આપેલાં બધાંય બિરદ એને પાછાં ખેંચી લેવા પડશે. કારણ કે મારી જાણમાં તો વ્યાકરણ ને–એલજીબ્રામાં તું હતો એવો ને એવો જ ઢ છો!

અમે વિદ્યાર્થીઓની એક કમીટી ચૂંટી કાઢીએ છીએ. અમારી પરીક્ષાની બાબતમાં શિક્ષકો કાંઈ છૂટછાટ માટે પ્રયત્ન કરશે પણ અમે તેમના હાથમાં રમી જવા માગતા નથી. અમારા પ્રતિનિધિ તરીકે અમે લડ્વિગ બ્રેયર, હેલ્મથ રેઈનર્સમેન અને આલ્બર્ટ ટ્રોસ્કેને ચૂંટી કાઢીએ છીએ. ગ્રામર સ્કૂલ તરફથી જ્યોર્જ રાહેને કાર્લબ્રોગર ચુંટાય છે.

અમારા અભ્યાસક્રમ ને પરીક્ષા અંગેની માગણીઓ ઉપરી અધિકારીઓ પાસે રજૂ કરવા અમે વિલી, વેસ્ટરહોલ્ટ અને આલ્બર્ટ એ ત્રણ સભ્યોને ચૂંટી કાઢીએ છીએ. લડ્વિગની તબિયત હજી થાળે નથી પડી એટલે તે જઇ શકે તેમ નથી. ત્રણેને રેલ્વેપાસ ને વાઉચરો આપવામાં આવે છે. એનો તો અમારી પાસે થોકડો પડયો છે.

હેલ્મથ રેઇનિર્સમેન કહે છે કે ત્રણે જણને બહારનો દેખાવ પણ બરાબર કરવો પડશે. વિલીએ જે બે નવા કોટ તફડાવ્યા છે તેને મૂકી રાખી સત્તાવાળાઓ પાસે જવા માટે કોઈ જૂનોપાનો ને ભૂખરો કોટ તેને પહેરવો પડશે.

હેલ્મથનું કહેવું સાંભળી વિલી નિરાશ બની કહે છે,

'પણ એનું કારણ?'

'સાડી સાત સો દલીલો કરતાં લેખણવાળાઓને ઈ તૂટેલા કોટ તરતજ સમજાવી શકશે,' હેલ્મથ કહે છે.

વિલી આ સામે વાંધો ઉઠાવે છે. તે પોતાના આ નવા કપડાં માટે મગરૂર છે ને એનાથી તો રાજધાનીના શહેરની હોટેલોમાં વટ પાડી દેવાનો તેનો ઇરાદો છે.

'ઈન્સ્પેકટરના ટેબલ ઊપર જુસ્સાથી મૂઠી પછાડીને વાત કરું તો તેનાથી એટલું કામ નહિ સરે?' તે સૂચન કરે છે.

પણ હેલ્મથ એકનો બે નથી તો.

'એનો અર્થ નથી વિલી,' તે કહે છે, 'આપણે એ બધાયનાં ભેજાં ઠેકાણે લાવી શકીએ નહિ. એકવાર આપણે તેમની જરૂર તો છે જ. પણ જો તું તારા ચીંથરેહાલ કપડામાં તેના ટેબલ પર મૂઠી પછાડીને વાત કહી શકે તો તારું ને આપણું બધાનું કામ થઈ જાય. તેમને મળવા પાછળનો હેતુ જ આ છે. ખબર પડી?'

વિલી નમતું આપે છે. પછી હેલ્મથ આલ્બીન વેસ્ટર હોલ્ટ તરફ જૂએ છે. એની સ્થિતિ તો ઊલટી વધારે ખરાબ છે. એટલે તેની છાતી પર લડૂવિગ બ્રેયરના માનચાંદ ચોંટાડવામાં આવે છે.

'એ રીતે તારી દલીલો તેમના મગજ સોંસરવી ઊતરી જશે.'

હેલ્મથ પીન ભેરવીને વાક્યથી શણગારની પૂર્ણાહુતિ કરે છે.

આલ્બર્ટની બાબતમાં આવી કોઈ જાતની જરૂર નથી. એ પોતે જ પોતાનું કરી લે તેમ છે. છેવટે ત્રણે બરાબર સજ્જ થઈ જાય છે પછી હેલ્મથ પોતાની કારીગરી તરફ સંતોષથી નિહાળી કહે છે, 'વાહ! હવે એ ગાજરબાઉને બતાવી દેવું પડશે કે મોખરા ઉપરના સાચા માણસો કેવા હોય છે!'

'એ બાબતમાં તું તારે નિરાંત રાખજે!' વિલી કહે છે. તે પાછો ખૂબ રંગમાં આવી ગયો છે.

સીગાર ને ચુંગીનો ધુમાડો પાછો ઓરડાને છાઇ દે છે. વિચારો, ઇચ્છાઓ, મહત્વકાંક્ષાઓ—એક બીજાને પગની આંટી મારતાં ઘૂમે છે. આ ત્રણે જણ ત્યાં જઇને શું વાઘ મારી આવશે એ તો એક ભગવાન જાણે. એક સો જવાન સિપાહીઓ, એંસી લેફ્ટેનન્ટો, વીસ વોરન્ટ અફસરો તને બીજા ઘણા અહીં બેઠા છે—જીવનને ફરીથી વહેતું કરવાની ઝંખના ભર્યા. એક પણ અકસ્માત વિના આમાંથી દરેક જણ લડાઇના નધણિયાતા મુલકમાંથી ટુકડીને દોરી જઈ શકે. એમના ભોંયરા ને ભંડરિયામાં 'તેઓ આવે છે?' નો શબ્દ પડતાં પણ કાયર થઈ બેસી રહે તેવો એમાંનો કોઇ જણ નથી. ખરે ટાણે, ખરું પગલું ભરતાં કોઇ ખચકાય તેમ નથી. અસંખ્ય દયાહીન દિવસોની તાવણીમાંથી દરેક જણ ઘડાઈને બહાર નીકળ્યો છે· દરેક જણ પૂરેપૂરો સૈનિક છે—તેનાથી ઓછો પણ નહિ અને વધારે પણ નહિ.

પણ આ શાંતિના કાળ માટે? તેને માટે અમે યોગ્ય છીએ? એક સિપાહીગીરી સિવાય અમારો કયાંય પાટો બાઝે તેમ છે?



# પ્રકરણ ત્રીજું

હું એડોલ્ફ એશ્કે ને મળવા જાઉં છું. તેના ઘરને ઓળખતા વાર નથી લાગતી. કારણ કે ત્યાં મોખરા પર અને વખત તેણે એનું વિગતવાર વર્ણન કર્યું છે.

ફળઝાડથી શોભતો બગીચો ને બારણા પાસે જ ચેસ્ટનટનું એક ઊંચું ઘેઘુર ઝાડ, તેની નીચે પત્થરનું ટેબલ ને પાટલી પડયાં છે. પાન વીંધીને ગળાઈ આવતો તડકો બુટ્ટાદાર ભાત પાડે છે. હું એક નજરે જોઇ રહું છું. આવી સુંદર દુનિયા હજી પણ જીવે છે! આ ઝાડનાં ઝુંડ, આસમાની ધુમ્મસભર્યાં જંગલો—માત્ર ઝાડનાં ઠુઠાં નહિ પણ સઘન સભર જંગલો! અને ખેતરોની ઉપર હિલોળા લેતો પવન—દારૂ ને ગંધકની વાસ વગરનો એ સ્નિગ્ધ શીતળ પવન! ને સોડમ ફેલાવતી ખેડાયેલી જમીન! હળ ખેડતા ઘોડાઓ—દારૂગોળાની ગાડીઓ ખેંચતા નહિ—પણ ખેડાતી ધરતી પર મસ્તીથી પગ ઉપાડતા ઘોડાઓ! તેમની પાછળ રાઇફલ ને બંદુક વગર ચાલતા ખેડૂતો! પાછા ઘેર આવેલા સૈનિકનો ગણવેષ પહેરીને ધરતી ખૂંદતા ખેડૂતો!

વાદળાંની પાછળ સૂર્ય ઢંકાઈ જાય છે પણ તેમની પાછળથી તેજનાં કિરણો ફૂવારાની ધાર જેવા વહે છે. ઊંચે અદ્ધર છોકરાઓની રંગબેરંગી પતંગો ઊડે છે. વાતાવરણની તાજગીને હું નસેનસમાં ભરી લઉં છું. બંદૂક ને દારૂગોળાનો ભાર ઊંચકી થકાવટ ભર્યા પગલે લથડતા ચાલવાનું હવે આથમી ગયું છે. કોઇ અજાણી પળે એ ભાર ને થાક તળે ઢળી પડવાનું, ઢસડાવાનું, ભયાનકતા ને મૃત્યુના મુખમાં સરી જવાનું હવે અહીં નથી. ખભ્ભા ખુલતા રાખી, મસ્ત ચાલે હું આ અમૂલ્ય પળનો ઉપયોગ કરતો ચાલ્યો જાઉં છું.—આ સ્થળે, એડોલ્ફને, મારા દોસ્તને મળવા.

ઘરનું બારણું અધખૂલ્યું છે. જમણા હાથ તરફ રસોડું છે. હું બારણું ખખડાવું છું. પણ કોઈ સાંભળતું નથી. 'મઝામાં છો કે?' હું બૂમ મારી અંદર જાઉં છું પણ કોઇનો ય સંચર થતો નથી. સામે એક બીજું બારણું છે. તેને ઉઘાડું છું તો ટેબલ પાસે કોઇ એકલું બેઠું દેખાય છે. હવે એ ઊંચું જુએ છે. અસ્તવ્યસ્ત ચહેરો, જૂનું પુરાણું યુનીફોર્મ, એક જ દ્રષ્ટિ, એ બેઠ્ઠો છે.

'એડોલ્ફ!' હું તેને જોઇ આનંદમાં બૂમ પાડું છું.

'સાંભળતો નહોતો શું? ઊંઘી ગયો હતો કે?'

એમને એમ બેસી રહી તે મારી સાથે હાથ મિલાવે છે.

'મનમાં થયું કે તને એકવાર મળી આવું, એડોલ્ફ!'

'એટલી તારી મહેરબાની.' તે શોક ભર્યા અવાજે કહે છે.

તેનો દુ:ખિત સ્વર સાંભળી હું આશ્ચર્યમાં ગરકાવ થઈ જાઉં છું. 'કેમ! કંઇ થયું છે એડોલ્ફ!'

'એ વિશે વધારે પૂછીશ મા, અર્ન્સ્ટ!' તે કહે છે.

હું તેની બાજુમાં બેસી તેને ખભ્ભે હાથ મૂકી કહું છું. 'પણ દોસ્ત? તને થયું છે શું?'

તે વાતને ટાળી નાખી કહે છે. 'કાંઇ નથી. હું મજામાં છું. પણ અમને એકલા રહેવા દે, અર્ન્સ્ટ! અમારી વાંસે કોઇ પડો મા. એટલું તારાથી નહિ બને? જોકે સારું છે, આટલા દિવસે તમારામાંથી કોઈ ખબર કાઢવા આવે તે બેશક સારું છે.' તે ઊભો થાય છે.

'અહીં એકલો પડયો રહે તો માણુસ ભૂત જેવો બની જાય, કેમ?'

હું આસપાસ નિહાળું છું. તેની પત્ની કયાંય દેખાતી નથી.

તે થોડી ઘડી શાંત રહી એકાએક ફરીથી કહે છે. 'તું આવ્યો તે સારું કર્યું.' પછી અમે થાડું પીણું ને સીગારેટ લઇએ છીએ. બારીની નીચે જ બગીચો છે. અને પેલા ફળઝાડોની વચ્ચેથી વહી જતી કેડી છે. પવનના ઝપાટા સાથે બગીચાનો દરવાજો કિચુડ અવાજ કરે છે. એક ખૂણામાં પડેલું પુરાણું ઘડિયાળ ટકોરા પાડે છે.

'ગુડહેલ્થ એડોલ્ફ!'

'ગુડહેલ્થ અર્ન્સ્ટ!'

એક બિલાડી ધીમે પગલે ઓરડામાં આવે છે ને સીવવાના સંચા પર કૂદકો મારી ઘુરકાટ કરે છે.

એડોલ્ફ ફરી વાતોએ ચડે છે. 'તેઓ અહીં આવીને વાતચીત કરે છે—એના માણુસો ને મારા માણુસો—પણ તેઓ મને સમજી શકતા નથી ને હું તેમને સમજી શકતો નથી. જાણે લાગે છે કે અમે પહેલાના માણુસો રહ્યા નથી.' તે પોતાનું માથું હાથમાં દાબી રહે છે. 'તું મને સમજી શકે છે અર્ન્સ્ટ, ને તારી વાત પણ મને તરત સમજાઇ જાય છે, પણ આ લોકો! જાણે અમારી વચ્ચે એક જાડી દીવાલ રચાઈ ગઈ છે.'

પછી આખી વાત મને સાંભળવા મળે છે.

બન્ને સામાન ઉપાડીને ફેટલીગે સારી ચીજો એકઠી કરી એડોલ્ફ ઘેર આવ્યો હતો. કોરી, ચોકલેટ ને આખો પોશાક બની શકે તેટલું રેશમ તે લાવ્યો હતો.

તેનો વિચાર તો ઓચિંતા આવી પોતાની પત્નીને આશ્ચર્ય પમાડી દેવાનો હતો. પણ તેને જોઈ, કૂતરો ગાંડો બનીને ભસવા માંડયો. પોતાનો ખીલોયે ઊંચકી નાખ્યો. પછી એડોલ્ફથી ન રહેવાયું. ઝાડનાં ઝુંડ વીંધીને તેણે વચ્ચેની કેડી પર દોટ મૂકી. પોતાનાં વૃક્ષો, પોતાનું ઘર, પોતાનો બગીચો, પોતાની પત્ની...તેનું હૃદય ધડક ધડક થતું જાણે છાતીના પાટિયાં વીંધીને બહાર ધસી પડશે એમ તેને લાગ્યું.

બારણું ઉઘાડી, એક દીર્ઘ શ્વાસ સાથે અંદર દોડી આવી તેણે કહ્યું, ‘ મેરી!’

એની દૃષ્ટિ તેને ભેટવા દોડતી હતી. આનંદથી તેનું અણુએ અણુ કંપતું હતું, એજ ઘર! પેલો ઝાંખો દીવો, આ ઘડિયાળનો ચિર પરિચિત ટક ટક અવાજ, પેલું જૂનું જાણીતું મેજ, મોટી આરામ ખુરશી અને ત્યાં—ત્યાં બેઠેલી તેની પત્ની! તે એના તરફ જાય છે. પણ મેરી—તેની પત્ની તેના તરફ આંખો માંડી, કોઈ ભૂતથી ડરતી નાસતી હોય તેમ પાછી ખસે છે.

એડોલ્ફના મનમાં કશી શંકા નથી. તે ખડખડાટ હસી પૂછે છે, ‘ મારાથી તું ગભરાય છે ? ’

‘ હા ’ તેનો વિવશ અવાજ આવે છે.

‘ એ તો હમણાં ચાલ્યું જશે મેરી ! ’ તે કહે છે. છેવટે પોતાના જ ઓરડામાં તેણે પગ મૂકયો છે, કેટલા વખત પછી ? એક એક પગલે તેના હાથનાં મોજાં ધુધવાટા કરે છે.

'તું આટલો વહેલો આવશે તેની મને ખબર નહિ, એડોલ્ફ!' તેની પત્ની કહે છે. એક કબાટ તરફ પીઠ રાખી, મોટી કાળી આંખોથી એડોલ્ફ તરફ તાકી રહેતાં તે કહે છે.

એકાએક એડોલ્ફ પર જાણે હિમ રેડાય છે 'ત્યારે મારા આવવાથી તને જરાયે આનંદ નથી થયો?' તે કઢંગી રીતે પૂછી બેસે છે.

'થયો જ છે એડોલ્ફ! આનંદ થયો જ છે:'

'ત્યારે કાંઈ વચ્ચે બની ગયું છે?' હજી પણ સામાનને હાથમાં ઉપાડી એડોલ્ફ પૂછે છે.

ત્યાં જ મુશ્કેલી ઊભી થાય છે. તે પોતાનું માથું ટેબલ પર ઢાળી ડુસકાં નાખે છે. એડોલ્ફ સમજી જાય છે. તેના પર મેરીનો અખૂટ પ્રેમ છતાં તેનાથી ભૂલ થઈ ગઈ છે. હવે ચાહે તો તે એનું ખૂન પણ કરી શકે છે.

એડોલ્ફ જડની જેમ ઊભો જ રહે છે. હજી સામાન માથા પરથી ઊતાર્યો નથી તેનું ય તેને ભાન નથી. તે પોટલું નીચે ઉતારી છોડવા માંડે છે. શાંત બેસવા કરતાં કાંઈ કરવું જોઇએ એટલા માટે તે સામાન ઊખેળે છે. હજુ યે તેનું મન બોલે છે, 'એ ખરું હોઈ જ ન શકે, એ બને જ નહિ? રેશમી કાપડ તેના હાથમાંથી સરકે છે. 'આ તારા માટે લાવ્યો હતો.' તે કહે છે. ને મગજ બીજી વાત કરતું જાય છે, 'એ સંભવી જ ન શકે, એ બને જ નહિ.' અસહાય બનીને તે લાલ રેશમી કાપડને પકડી રાખે છે. શું બની ગયું ને શું નહિ તેની ઘડ તેના મગજમાં બેસતી નથી.

પણ તેની પત્ની તો રડયા જ કરે છે. કાંઈ સાંભળતી પણ નથી. અચાનક એડોલ્ફને થાય છે કે તેને કડકડીને ભૂખ લાગી છે.

ટેબલ પર બગીચાનાં થોડાં ફળ પડયાં છે. તે મોટાં બચકાં ભરી ખાવા માંડે છે. તેણે કાંઇ કરવું તો જોઇએ જ. તેની અંદરની લાગણી ખળભળી ઊઠે છે ને ભયંકર ગુસ્સાથી તેનું સઘળું અંગ કંપે છે. ખૂન! કોઈકનું ખૂન કરવા તેનો પ્રાણ અધીર થઈ ઊઠે છે ને એ કોઇકને ખોળવા બહાર દોટ મૂકે છે.

પણ કોઇ તેને હાથ નથી ચડતું. તે પીઠામાં જાય છે. માણસો તેને આવકાર આપે છે પણ તેમના કાળજામાં કોઈ વાત છુપાઇને પડી છે. તેની પાછળ તેઓ ગુસપુસ વાતો કરે છે. જાણે કાંઇ નથી બન્યું એમ બેથ્કે વર્તે છે. પણ કોઇ તેને એ રીતે સાથ પુરાવી શકતું નથી. 'ઘેર જઈ આવ્યા કે?' એક જણ તો પૂછે છે પણ ખરો. બેથ્કે બહાર જાય છે ને પાછળ ગૂઢ શાંતિ છવાય છે. તે આમ તેમ આથડે છે ને સાંજ પડયે પાછો ઘરનાં બારણા પાસે આવી ઊભો રહે છે. તે અંદર જાય છે.

એજ શાંતિથી દીવો બળે છે, ટેબલ પર કોફી પડી છે ને ચૂલા ઉપર તળેલા બટાટાની તાસક પડી છે. 'આહ! બધું કેવું મજાનું છે! જો એ એક વાત સાચી ન હોય તો.' તેના વિચારમાં વેદના સળગે છે.

ટેબલ પર સ્વચ્છ સફેદ કાપડ પણ પાથર્યું છે—પણ હવે તો એ વધારે કર્કશ બનવાનું.

તેની પત્ની મૂઢ બની ઊભી છે.

એડોલ્ફ બેસે છે એટલે તે એને કોફી રેડી આપે છે. અને ટેબલ પર ખાણું મૂકે છે. પણ તેણે પોતાને માટે તેમાં કાંઇ રાખ્યું નથી.

એડોલ્ફ તેના તરફ નિહાળે છે. તેનો દુબળો ને પીળો ચહેરો એડોલ્ફના અંતરને કોઇ અર્થહીન ને અદમ્ય પીડામાં ભંડારે છે.

તેને હવે કાંઈ જાણવું નથી, સાંભળવું નથી, ફક્ત ક્યાંક પુરાઈ ને પત્થર બની જવાની તેની ઈચ્છા છે. ફોરી ને ખાવાની થાળીને તે એક તરફ હડસેલી દે છે. તેની પત્ની પાછળ હઠી જાય છે, શું થવા બેઠું છે તે એ જાણે છે.

પણ એડોલ્ફ ઊભો થતો નથી. તે ઊભો થઇ શકતો નથી. તે ફક્ત માથું ધુણાવી કહે છે 'મેરી, હવે જા.'

કાંઇ પણ વાંધો ઉઠાવ્યા વિના તે જાય છે. તે પોતાની શાલ ખભ્ભે વિંટાળે છે અને થાળીની કિનારને અડકી જરા એડોલ્ફ તરફ મૂકી ડરતાં ડરતાં કહે છે. 'થોડું તો ખાઓ એડોલ્ફ?' અને પછી તે જાય છે. તેના મંદમંદ પગલાંની આહટ ઓસરે છે. બારણું બંધ થાય છે. બહાર કૂતરો ભસે છે ને બારી પરથી પવન નિસાસા નાખતો વહ્યે જાય છે. બેટ્ટૂ એકલો બેસી રહે છે અને પછી રાત પડે છે—

રણમોખરા પરથી સીધા દોડયા આવતા માણસને આવા થોડા દિવસો તો ભરખી ખાય.

એડોલ્ફે પેલા માણસને પકડવા ખૂબ ફાંફા માર્યા. પણ એ હાથ ન આવ્યો. અને તેને અંગે એડોલ્ફ પણ જાણે પોતાની જ અગ્નિથી ભડથું થઇ ગયો. પછી તેની પત્નીના ઘરના માણસો આવ્યા ને વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેવા ને સમાધાન કરવા સમજાવવા લાગ્યા. ચાર વરસના એકલવાસમાં માણસોએ શું નું શું કર્યું છે ને આમાં તો પેલા આદમીનો જ મોટે ભાગે વાંક છે.

'એ માણસનું શું કરવું, અર્ન્સ્ટ?' એડોલ્ફ ઊંચું નિહાળી પૂછે છે.

'શું કહું? કાંઇ સુઝ નથી પડતી, એ એક ભયંકર શરમ છે.' હું કહું છું.

'અન્ર્સ્ટ ! લડાઈમાંથી ઘેર આવવામાં કાંઈ સાર ખરો ?' તે પૂછે છે.

હું ફરી પ્યાલા ભરું છું ને અમે પીઈએ છીએ. એડોલ્ફ પાસે સિગાર નથી, ને દુકાનેથી લઇ આવવાની તેની ઇચ્છા પણ નથી તેથી મારું પાકીટ હું એને આપી દઉં છું. તે ગજબનો સિગાર પીવાવાળો છે. તો તેની પાસે થોડી સિગાર હોય તો ઘણો ફેર પડી જાય.

હું ફરીવાર ઘરમાં જાઉં છું તો કોઇની હાજરી કળાય છે. એડોલ્ફની સ્ત્રી જ લાગે છે. તે સીધી ટટાર ચાલે છે—જોકે તેના ખભ્ભા છેક નાજુક છે. ઓની ડોક ને ખભ્ભા પાછળ કોઇ કરુણતા પડી હોય તેમ લાગે છે. કેટલીક બાબતમાં તે બાળક જેવી લાગે છે. તેમના તરફ કઠોર થવાનું કોઈનું દિલ ન થાય.—અલબત્ત હું થાંભલા જેવા ગળા ને ગર્દનની વાત નથી કરતો.

'નમસ્તે' હું ટોપી ઉતારી કહું છું. તે જવાબ નથી આપતી. હું એડોલ્ફ આગળ સિગાર ધરું છું પણ તે તેને અડતો પણ નથી. ઘડિયાળનો ટકટક અવાજ સંભળાય છે. ચેસ્ટનટ વૃક્ષનાં પાન બારીમાંથી ખરતાં દેખાય છે. કેટલાંક બારીનાં કાચ સાથે અથડાય છે ને પવન તેમને ત્યાં ચોંટાડી રાખે છે. એક જ ડાંખળી પર વળગેલા પાંચ સૂકાં, ભૂખરાં પાન બારીના કાચ પર વળગીને પડે છે—જાણે પાંચ આંગળા પ્રસારીને એ ઓરડાની અંદર રહેલાંને પીંખી નાખવા ધમકાવતો કોઇ હાથ ત્યાં ચોંટેલ છે—પાનખરનો ભૂખરો ને મૃત હાથ.

છેવટે એડોલ્ફ ઊભો થાય છે ને ન સમજાય તેવા અવાજે કહે છે 'હવે જા મેરી !'

પઢાવેલા બાળક જેમ તે ઊભી થાય છે ને સામે નજર માંડી ચાલી જાય છે. પાતળી ડોક, નાજુક ખભ્ભા—એ કેમ બની શકે ?

'હંમેશ એ આ રીતે આવે છે. ત્યાં મૂંગી મૂંગી બેસે છે ને રાહ જોઈ મારી સામે નીરખી રહે છે.' એડોલ્ફ શોકભર્યા અવાજે કહે છે.

હું એડોલ્ફની સ્થિતિ માટે ખિન્ન છું, પણ હવે મને આ માટે પણ લાગી આવે છે. 'મારી સાથે શહેરમાં ચાલ એડોલ્ફ! આમ બેસી રહેવાનો કાંઈ અર્થ નથી ' હું કહું છું.

પણ તે નથી માનતો. બહાર કૂતરો ભસે છે. એડોલ્ફની પત્ની બગીચાના દરવાજામાંથી બહાર જાય છે. તે પોતાના માતા પિતાને ત્યાં જાય છે. ગામમાં જ એનું પિયર આવેલું છે.

'તેની ફરી આવવાની ઇચ્છા છે?' હું એડોલ્ફને પૂછું છું. તે માથું ધુણાવે છે.

હું વધારે કાંઈ બોલતો નથી. એ બાબતમાં તેણે જાતે જ નક્કી કરવું જોઇએ.

'ત્યારે મારી સાથે તું નહિ આવે?' હું ફરી વાર આગ્રહ કરું છું.

'પછીથી, અર્ન્સ્ટ!'

'ઠીક, સિગાર તો લઈશ ને?' હું તેના તરફ પેટી હડસેલું છું ને તે એક ઉપાડે ત્યાં સુધી થોભું છું. અમે હાથ મિલાવીએ છીએ. 'હું બીજી વાર તને મળી જઈશ.' હું કહું છું.

તે ઝાંપા સુધી મારી સાથે આવે છે. હું થોડેક દૂર જઈ તેની તરફ હાથ હલાવું છું. તે નાનકડા બારણામાં હજુ ઊભો છે ને તેની પાછળ સાંજનો અંધકાર ઢળે છે.—અમે વિખૂટા પડ્યા ને તે ગયો ત્યારે આવી જ સાંજ ઢળતી હતી. અમારી સાથે તેને રહેવું

જોઇતું હતું. હવે તે એકલો પડી દુઃખી થઈ રહ્યો છે ને અમારી ઇચ્છા છતાં અમે તેને મદદ કરી શકીએ એમ નથી. આના કરતાં તો ત્યાં રણમોરચા પર વસ્તુઓ વધારે સાદી ને સીધી હતી. ત્યાં માણસમાં શ્વાસ હતો ત્યાં સુધી સૌ સુખરૂપ હતું.

[ ૨ ]

હું લાંબો થઇને પલંગ પર પડ્યો છું. માથું હાથ ઉપર ટેકવી, આંખો મીંચી હું તંદ્રાના ભૂલભૂલામણી ભર્યા મુલકમાં આથડું છું. સ્વપ્ન ને જાગ્રતિ વચ્ચે હું ઝોલાં ખાઉં છું ને કેટલીક વાર થકાવટ, વાદળનો ઓછાયો પાડી મારા મન પ્રદેશ પરથી પસાર થાય છે. દૂરથી જાણે બંદૂકના ભડાકાનો અસ્પષ્ટ અવાજ આવે છે. બોમ્બ સૂસવે છે ને ગેસના હલ્લાની ચેતવણી આપતા ઢોલના પડઘા નજીક ને નજીક ઊડતા જાય છે. પણ હું મારો ગેસનો બુરખો લેવા મથું તે પહેલાં અંધકાર પાછો હટતો જાય છે. મારો ચહેરો દબાવીને બેઠો છું. એ કઠણ જમીન ઓગળીને પોચી બને છે, ઉષ્મા ધરે છે. જરા વધારે પ્રકાશ થાય છે ને મને ખબર પડે છે કે એ તો ઓશીકું છે. ઝાંખી રીતે, ઊંડે ઊંડે હું જાણું છું કે આ ઘર છે. મોખરા પરની ખાઇનો, પેલા ગેસના હલ્લાની ચેતવણીનો અવાજ થોડીક રકાબીઓના ખડખડાટમાં પલટાતો જાય છે. ટેબલ ઉપર ભોજન માટે મારી મા તે કાળજીથી ગોઠવે છે.

પણ પછી તરત જ અંધારું ઘેરાય છે, ને તોપમારાની ગડગડાટી સંભળાય છે. ક્યાંય દૂર દૂરથી, જંગલો ને સાગરની પેલી મેરથી જાણે આવતા હોય એમ કોઇ શબ્દો મારે કાને પડે છે. ધીમે ધીમે તેમનો અર્થ બેસીને મારા અંતરમાં ઘોળાય છે.

'કાર્લ કાકાએ અથાણું મોકલાવ્યું છે.' બંદૂકના ભડાકાની ઓસરતી ઝડી વચ્ચે મારી માનો અવાજ સંભળાય છે.

હું રક્ષણના ભોંયરામાં સરી પડું છું ને ત્યાંજ એ શબ્દો ઊડીને આવે છે. સાથે એક આત્મસંતુષ્ટ, કદરૂપો ચહેરો દેખાય છે ને ઓગળી જાય છે.

'ખાડામાં પડયો ઈ કાકો? સાલો. બદમાસ...' મારું મોઢું ડૂચાથી ભર્યું હોય એવા સાદે હું બોલી ઊઠું છું. થાક, દુઃખ ને તિખાશ તેમાં ઠાંસીને ભર્યાં છે.

પણ એ વાકય પૂરું થાય તે પહેલાં હું ગબડી પડું છું, નીચે, નીચે, નીચે, પડછાયાઓ મારી આસપાસ નાચે છે, મને વિંટળાઇ વળે છે ને અંધારાના ઘેરાં ને વધુ ઘેરાં થર જામે છે.

પણ હું ઊંઘી નથી જતો. પહેલાં કાંઈક હતું એ ચાલ્યું ગયું છે—પેલું સતત, હળવું ખણખણાટ ભર્યું વાગતું હતું તે. ધીમે ધીમે હું જાગ્રતિના કાંઠા પર આવી પહોંચું છું ને આંખો ઉઘાડું છું.—ફિક્કો ને ભયભીત ચહેરો ધરી, મારી મા મારી સામે તાકતી ત્યાં ઊભી છે.

'શું થયું છે મા!' હું એકદમ ચમકીને કૂદકો મારતાં ચીસ પાડું છું. 'તને ઠીક નથી?'

તે માથું ધુણાવે છે. 'ના, ના. પણ તારા મોઢામાંથી આવી વાત નીકળે—'

હું વિચારમાં પડું છું. મેં શું કહ્યું ત્યારે? હા, કાર્લ કાકા વિષે જ હશે.

'લ્યો! એવી બાબતમાં તારે બહુ ચીકણા ન થવું જોઇએ મા!' હું હવે ટાઢક મળતાં હસું છું. 'છેવટ કાર્લકાકા નફાખોર છે એ તો તું પણ જાણે છે.'

'એ ખરી વાત છે. તેમાં મારે કાંઈ વાંધો નથી પણ તું આવા શબ્દો બોલે—' તે શાંતિથી કહે છે.

મારી ઊંઘમાં હું શું બબડી ગયો હતો તે મને યાદ આવે છે. ને મારી મા સમક્ષ એ ઉચ્ચારવા માટે મને શરમ ઊપજે છે.

'એ તો અમસ્થું મારાથી બોલાઈ ગયું હતું મા!' હું તેના મનનું સમાધાન કરવા કહું છું. 'મોરચા ઉપરની ટેવ ભૂલવા માટે થોડી વાર તો લાગે ને? અમારી ભાષા ત્યાં જરા બરછટ હતી —બરછટ પણ પ્રમાણિક.'

હું મારા વાળ સમા કરી, કપડાં સરખાં કરી ઊભો થાઉં છું ને સિગારેટ માટે ટેબલનાં ખાનાં ફંફોળું છું. એ દરમિયાન હું જોઉં છું કે મારી મા હજુ પણ મારી સામે એક નજરે તાકી રહી છે. તેના હાથ ધ્રૂજે છે.

હું મારી શોધખોળ પડતી મૂકી આશ્ચર્ય પામી 'તેના ખભા પર હાથ મૂકી કહું છું. 'પણ મા, તેમાં કાંઇ એટલું બધું ખરાબ નથી. સિપાહીઓ તો એવા જ હોય છે.'

'હા, હા, હું જાણું છું.' તે કહે છે 'પણ તું–તું પણ—!'

હું હસું છું, હું પણ? કેમ નહિ? આશ્ચર્યનો માર્યો હું બૂમ પાડી ઊઠત પણ અચાનક કોઈ વસ્તુ મારી આંખ સામે પ્રકાશી રહે છે. શાંત બની હું પલંગ પર પાછો પડું છું.

મારી બાજુમાં મારી મા ઊભી છે. ચિંતાથી ને કાળજી ભરી સંભાળથી ઘસાઈ ગયેલા ચહેરાવાળી એ વૃદ્ધ સ્ત્રી! તેના જર્જરિત હાથની સુંવાળી ચામડી પર કરચલીઓ પડી છે ને રગો ઊપસી આવી છે. મારે કાજે એણે જાતને કેવી ઘસી નાખી છે! પહેલાં

મને આનો ખ્યાલ પણ નહીં આવેલો. એમ તો પહેલાં મને ઘણી બાબતોનો ખ્યાલ નહતો—ત્યારે હું ઘણો નાનો હતો. પણ આજે સમજાય છે કે આ અવસ્થાના ઊઝરડા ભરી નાજુક સ્ત્રીને મન દુનિયાના બીજા સૈનિકો કરતાં હું કેમ જુદો છું. હું તેનો બાળક છું.

એક સૈનિક તરીકે પણ તેના મનથી હું નિરાળો રહ્યો છું. યુદ્ધમાં બીજા સૈનિકોને તેણે પોતાના બાળકની જિંદગી વીંખી ખાવા ધસતા જંગલી જનાવરો તરીકે જ જોયા છે. તેને કોઈ દિવસ એમ નથી સૂઝયું કે જેના જીવન વિષે તે આટલો ભય સેવે છે એ બાળક જ બીજી ઘણી માતાઓના બાળકો માટે એક જંગલી જનાવર જ હતો !

મારી નજર તેના હાથ તરફથી મારા પોતાના હાથ ભણી વળે છે. ૧૯૧૭ના મે મહિનામાં મેં આજ હાથ વડે એક ફ્રેન્ચને હુલાવી દીધો હતો. મારી આંગળીઓ વચ્ચેથી ઊનું, ધગધગતું લોહી વહ્યે જતું હતું ને ભય ને ગુસ્સાનો માર્યો હું ઉપરાછાપરી ઘા કર્યે જતો હતો. અને જ્યારે ગળચિયાં ખાતા એ ફ્રેન્ચ માણસે પોતાના ઘા આડા હાથ દીધા ત્યારે પણ મારાથી અટકી ન શકાયું. હાથ વીંધી મેં સોસરવા ઘા માર્યા કર્યા. છેવટે એ ઢળી પડયો. ને પછી મને સખત ઊલટીઓ થઇ ને આખી રાત મેં રડયા કર્યું. બીજે દિવસે એડોલ્ફ બેથ્કે મને કાંઇક રાહત આપી શકયો, ત્યાર પછી તો મેં આ જ હાથથી અઢારને ખલાસ કરી નાખેલા. એ પ્રથમ હલ્લા વેળાનો મારો અનુભવ હતો.

હું ધીરે ધીરે મારા હાથ ઊંચકું છું. જુલાઇની શરૂઆતના ધસારા વખતે મેં ત્રણ જણને ગોળીથી ઠાર મારેલા. કાંટાળા તાર પર તેમનાં શબ આખો દિવસ લટકતાં રહ્યાં. બોમ્બના ધડાકા સામે તેમનાં અંગો જાણે હજુ યે ધમકી આપતા હોય તેમ અધર ઊપડાતા

ને કેટલીક વાર એમ પણ લાગતું કે જાણે મદદ કરવા માટે તે યાચના કરી રહ્યાં છે! તેમાંથી એકના વાળ ધોળા હતા ને તેની જીભ મોઢામાંથી બહાર નીકળી લબડતી હતી. પછીથી એક વખત મેં વીસ વાર દૂર એક બોમ્બ ફેંક્યો હતો :ને એક અંગ્રેજ કેપ્ટનના પગ તેણે ઉડાવી દીધા હતા. તેની ચીસો તો હૈયું થીજાવી દે તેવી હતી, તેણે માથું પાછળ ઢાળી દીધું હતું ને મોઢું ફાટી રહ્યું હતું. હથિયારોનો ટેકો લઇ તે બેસવા મથતો હતો પણ લોહીની નીકો ધખધખતી વહેતી હતી. ખાલી ખોખું બનાવીને મોત તેને ઉપાડી ગયું.

હવે અત્યારે હું મારી માની બાજુમાં બેઠો છું ને એક ખરાબ વચન ઉચ્ચારવા જેટલો હું અસભ્ય કેમ બની ગયો તે સમજમાં નથી ઊતરતું એટલે તે રડવાની અણી ઉપર આવી ગયેલ છે.

'અર્ન્સ્ટ!' તે નરમાશથી કહે છે, 'કેટલાક વખતથી તને કહેવાનો વિચાર કરતી હતી કે તું સાવ બદલાઇ ગયો છે. તું ખૂબ ચંચળ બની ગયો છે.'

હું બદલાઈ ગયો છું? મનમાં કાંઈ તીવ્રપણે મને ખટકે છે. હા, હું બદલાઈ ગયો છું એ સાચી વાત છે, વિચારું છું કે મા, મારા કેટલામાં ભાગને તું પિછાની શકે છે? માત્ર એક સ્મૃતિ તારા હૃદય સાથે જડાઇ ગઈ છે—વીતેલા વરસોના એક શાંત, આતુર જુવાનની સ્મૃતિ તેં સંઘરી છે. એ સિવાય કશું નહિ. આ છેલ્લા વરસોને તો તું કદી જાણી શકવાની નથી મા! એનું સ્વરૂપ કેવું હતું તે તારી કલ્પનામાંયે નહીં ઊતરે અને એ વરસોમાં તારા બાલકમાં શું પરિવર્તન થઇ ગયું છે એની ઝાંખી પણ તને નહિ થવાની. સોમો ભાગ પણ તારું કાળજું ભેદી નાખશે, તું—કે જે મારા એક શબ્દના આઘાતથી આખી ધ્રૂજી ઊઠે છે મા! મારો એક શબ્દ જ

તારા માનમાં વસેલી મારી મૂર્તિને શીર્ણવિશીર્ણ કરી નાખે છે ત્યાં એ સમયની શી વાત કરવી ?

'સૌ સારા વાના થઇ રહેશે.! હું કહું છું, ને એનાથી મારી જાતને આશ્વાસન આપવા મથું છું.

તે મારી પડખે બેસી મારા હાથને પંપાળે છે. હું હાથ ખેંચી લઉં છું. મારી તરફ દુઃખભરી નજર નાખી તે કહે છે. 'કેટલીક વાર તું મને તદ્દન વિચિત્ર લાગે છે અન્સ્ટ! ત્યારે તું એવી રીતે જોઇ રહે છે કે જેની ઓળખ પણ ન પડે!'

'પહેલાં મને અહીં ફાવટ આવી જવા દે મા! હજી પણ એમ જ લાગે છે કે હું અહીં થોડા દહાડા માટે આવ્યો છું.'

સંધ્યાનું અજવાળું વેરાય છે. મારો કૂતરો આવીને મારા પગ પાસે બેસી જાય છે. તેની આંખોમાં પણ અજંપો ભર્યો છે. અહીં હજી તે ગોઠવાઈ શક્યો નથી.

મારી મા ખુરશીને અઢેલીને બેસતાં કહે છે, 'તું પાછો ઘેર આવ્યો એજ મારે મન તો—' 'હા એજ મુખ્ય વસ્તુ છે!' હું કહું છું ને ઊભો થાઉં છું.

તે ખૂણામાં બેસી રહે છે. સંધ્યાનાં તેજમાં એ નાનકડી આકૃતિ કેવી લાગે છે! કોઇ અજાણી લાગણીની કુમાશથી હું જોઈ રહું છું કે અમારો પાઠ કેવો બદલાઈ ગયો છે! હવે બાળક બનવાનો તેનો વારો આવ્યો છે.

હું તેને ચાહું છું—આ ઘડી પહેલાં હું તેને વધારે ક્યારે ચાહતો હતો! છતાં હવે લાગે છે કે તેના ઘુંટણ પાસે બેસી, બધી વાતો કરી મારા મનને હું હલકું નહિ બનાવી શકું. મેં તેને એ રીતે ગુમાવી છે. એકાએક લાગે છે કે ખરી રીતે હું કેટલો અજાણ્યો ને અનાથ છું?

તેણે આંખો બીડી છે. કપડાં બદલાવી હું બહાર જાઉં છું તેને ખલેલ ન પાડવા હું બહુ ધીમે ગણગણું છું.

તે માથું હલાવે છે. 'હા, મારા બેટા!' તે કહે છે ને પછી કોમળ સ્વરે ઉમેરે છે. 'મારા ડાહ્યા બેટા:'

છરાની જેમ મારા કાળજામાં એ શબ્દો ભોંકાય છે. ધીમેથી બાર વાસી હું જાઉં છું.

[ ૩ ]

સૈનિકોના અભ્યાસ બાબતનો હુકમ આવી ગયો છે. અમારા પ્રતિનિધિઓએ અમારે જે જોતું હતું તે મેળવી આપ્યું છે.—ઘટાડેલો ને સૈનિકો માટે ખાસ તારવી કાઢેલો અભ્યાસક્રમ તથા પરીક્ષા બાબતમાં છૂટછાટ. લશ્કરમાં બળવો થયો છે તે સાચી વાત છે પણ સત્તાવાળાઓ પાસેથી કામ કઢાવવું સહેલું નથી. આ બધી ઉપર ઉપરની હિલચાલ છે. પાંચદસ અમલદારોને હાંકી કાઢ્યા તો ય શું? શું દરેક સિપાહી જાણે છે કે પોતાનો ટુકડી નાયક ગમે તેટલો ભલો હોય ને સારા માટે પ્રયત્ન કરતો હોય પણ જો તેના કાંબ્રિયાઓ તેની વિરુદ્ધ પડયા તો પછી તેનું કાંઇ ચાલતું નથી. એમ પ્રધાનોનું પણ છે. ને જર્મનીમાં એવા મહાપુરુષોનો તોટો નથી. આ કલમબાજ નેપોલિયનો ખરેખર અજીત હોય છે.

અમારો વર્ગ શરૂ થાય છે. અમે પાછા પુરાણી પાટલીઓ પર ગોઠવાઈ જઈએ છીએ. લગભગ બધાએ યુનીફોર્મ પહેર્યા છે. ત્રણ જણને પૂરી દાઢી છે. એક પરણેલો છે.

મારા ડેસ્ક ઉપર ચપ્પુથી કોતરેલું મારું નામ હું શોધી કાઢું છું. શાહી ભરીને તેને વિશેષ સ્પષ્ટ બનાવવામાં આવ્યું છે. ઇતિહાસના પાઠ વખતે તેને કોતરેલું મને બરાબર યાદ છે. પણ

તેને કોતર્યાં સૈકો વીત્યો હોય તેમ લાગે છે. વસ્તુઓ એક કુંડાળું કરીને પાછી પોતાને સ્થાને આવી છે. પણ અમે એ વર્તુલની બહાર ફેંકાઈ ગયા છીએ.

અમારો સાહિત્યનો શિક્ષક હોલરમેન આવે છે ને પોતે જેને પોતાની સૌથી પ્રથમ ફરજ માને છે તે બજાવવા લાગી જાય છે. લડાઈ પહેલાં અહીં રહી ગએલ અમારી દરેક ચીજ તે પાછી આપે છે. તેના વ્યવસ્થાગ્રાહક શિક્ષક આત્મા પર ઘણા વખતથી એ બોજો રહ્યો છે. તે કબાટનું ખાનું ઉઘાડી બધો ખજાનો બહાર કાઢે છે. પેન, પેન્સિલ, ચિત્રકામનાં પૂંઠાં; ને સૌથી મહત્વની વસ્તુ તો નિબંધો, ડિક્ટેશનો ને પાઠલેખનથી ભરેલી વાદળીરંગની જાડી નોટબૂકો. તેના ટેબલની ડાબી બાજુ તેનો ઊંચો ખડકલો થાય છે. તે નામ બોલતા જાય છે. અમે તેના જવાબ આપી ચીજો લેતા જઇએ છીએ. વિલી માસ્તરના ટેબલ પાસે ઊભો રહી તેને ફગાવે છે ને શાહી ચૂસણિયા તેમાંથી સરકી ઊડે છે.

'બ્રેયર' — હાજર

'બકર' — હાજર

'ડેટલેફ્સ'
શાંતિ. 'મરી ગયો છે!' વિલી બૂમ મારે છે.

રમતિયાળ નાનો ડેટલેફ્સ, પરીક્ષામાંથી જ તેને ખેંચી લઇ જવામાં આવેલો ને તે પાછળ રહી ગયો. તે લેન્સ કોર્પોરલ થયો હતો. ૧૯૧૭માં માઉન્ટ કેમેલ પાસે તે મરાયો. ટેબલની જમણી બાજુ તરફ માસ્તર નોટબૂકને મૂકે છે.

'ડીર્કર —' હાજર

'ડીએકર્સમેન—' 'મૃત્યુ પામ્યો છે.'

ખેડૂતનો છોકરો હતો એ ડીએક્સમેન. સંગીતમાં પણ ઢ હતો રેકેટ. રમવામાં એક્કો, નોટબૂક જમણી તરફ જાય છે.

'એગર્સ !'

'હજુ પાછો નથી ફર્યો ! વિલી ગર્જે છે.

લડ્‌વિગ પૂરી વાત કહે છે કે તેને ફેફસામાં ઘા વાગ્યો હતો. ડોર્ટમન્ડની રીઝર્વ હોસ્પીટલમાં એ હતો. ત્યાં ત્રણ મહિનાથી લીપ્સ્પ્રીંગના સેનેટેરિયમમાં ગયો છે.

'ફ્રેડરીક્સ' — 'હાજર'

'ગીએરકે —' 'પત્તો નથી.'

'ના, એમ નથી.' વેલ્ટરહોલ્ટ કહે છે.

'હા, પણ એનું નામ જેમનો પત્તો નથી તે તેમની યાદીમાં જ લખાયું છે.' રેઈનર્સમેન કહે છે.

'મને ખબર છે પણ ત્રણ અઠવાડિયાં થયાં તે ગાંડાની ઇસ્પિતાલમાં છે. મેં જાતે એને જોયો છે.' વેલ્ટરહોલ્ટ જવાબ દે છે.

'મોટો ગેહરીંગ !' 'મૃત્યુ પામ્યો છે.'

મોટો ગેહરીંગ—પહેલાં કવિતાઓ લખતો. ટ્યુશન આપતો ને તેની કમાણીમાંથી ચોપડીઓ ખરીદતો. તેના ભાઈ સાથે જ તે મરાયો હતો.

'નાનો ગેહરીંગ' માસ્તર માત્ર ગણગણે છે ને જાતે જ નોટને જમણી બાજુ હડસેલે છે.'

'તે ખૂબ સુંદર નિબંધો લખતો.' મોટા ગેહરીંગની નોટ ફરીથી હાથમાં લઇ તેના પાનાં ફેરવતાં માસ્તર ધ્યાનપૂર્વક કહે છે.

ઘણી નોટબૂકો જમણી તરફ હડસેલાય છે. બધાના નામ બોલાઇ રહ્યા પછી પણ નોટોનો થોકડો પડયો રહે છે. તેનું શું કરવું તે હોલરમેનને સૂઝતું નથી. વ્યવસ્થા માટેની તેની લાગણી ઊકળી ઊઠે છે. છેવટે તેને રસ્તો જડે છે—મૃત સૈનિકોના માબાપને એ નોટબૂકો મોકલાવી આપવી.

પણ વિલી એ માનતો નથી. 'આટલી બધી ભૂલોવાળી નોટબૂકો જોઇ તમને લાગે છે કે તેમનાં માબાપ હરખાશે?' તે પૂછે છે. 'અને તેમાં વળી તમારી ટીકાઓ, 'અસંતોષકારક', 'નબળું' 'સામાન્ય'—એના કરતાં એ ભલે અહીં પડી રહી.'

હોલરમેન તેના સામે જોઇ રહે છે, 'વાત ખરી. પણ એ નોટનું મારે શું કરવું?' 'જેમ છે તેમ પડી રહેવા દો?' આલ્બર્ટ કહે છે.

હોલરમેનને ખોટું લાગે છે. નારાજ થઈ તે કહે છે. 'એ ચાલી જ ન શકે ટ્રોસ્કે! તને ખબર છે ને કે આ નોટબૂકો સ્કૂલની નથી. એટલે જ્યાં છે ત્યાં પડી રહેવા ન દેવાય.'

'અરે રામ, તમે ય શું રમત માંડી છે!' વિલી માથામાં આંગળા ફેરવતાં કહે છે 'તો પછી અમને આપી દો. અમને કામ લાગશે.' હોલરમેન કંટાળીને વિલીના હાથમાં મૂકે છે.

'પણ—' તે ઢીલાશથી કહે છે. ગમે તેમ તો પણ એ પારકી થાપણ છે.

'કાંઈ ફિકર નહિ.' વિલી કહે છે. 'તમે કહો તેમ પછી? બધું વ્યવસ્થિત હોવું જ જોઈએ. બરાબર ટિકિટ ચોડી, સરનામાં કરી તેને મોકલી દેશું. મહેરબાની કરી તમારો જીવ ન બાળશો. બીજા કોઈ માણસોને ચાહે તેટલો ત્રાસ થાય પણ વ્યવસ્થા તે વ્યવસ્થા.!'

તે અમારી તરફ આંખ મારી, કપાળે હાથ અડાડે છે.

પાઠ પૂરો થતાં અમે અમારી નોટબૂકના પાનાં ફેરવીએ છીએ. છેલ્લો નિબંધ અમે 'જર્મનીએ શા માટે યુદ્ધમાં વિજય મેળવવો જોઈએ!' તે વિષે લખ્યો હતો.—૧૯૧૬ની શરૂઆતમાં પહેલાં પ્રવેશક લખવાનો, પછી છ કારણો આપવાના ને છેવટે અંતભાગ આપી પૂરું કરવાનું, મેં ચોથું પોઈન્ટ ઉતાર્યું છે.-ધાર્મિક કારણો. પણ કાંઈ ધાડ મારી હોય તેમ લાગતું નથી. હાંસિયામાં લાલ શાહીથી લખ્યું છે.—'ઉપરચોટિયું ને અપ્રતીતિકર.' મારા સાત પાનાની મહેનતના બદલામાં 'માઇનસ એ માર્ક' નો ગંજાવર સરવાળો મળ્યો છે. અત્યારની બીના ધ્યાનમાં લઈએ તો પરિણામ ઘણું સારું ગણાય.

વિલી પ્રકૃતિ વિજ્ઞાનની પોતાની નોટ મોટેથી વાંચે છે.

'સૂરજમુખી ને તેના મૂળિયા નાખવાની પદ્ધતિ!' તે પોતાની આસપાસ નિહાળી, હસીને ઉમેરે છે.

'હું ધારું છું કે સદ્‌ગૃહસ્થો એ બાબતમાં મારી સાથે સહમત થશે કે એ મૂળિયાં ક્યારનાં દટાઈ ગયાં છે.'

'પૂરેપૂરા સહમત!' વેલ્ટરહોલ્ટ કહે છે.

અને એના વિષે અમારું જ્ઞાન પણ છેક દટાઈ ગયું છે તે હકીકત છે. અને એ સત્ય જ એ પદ્ધતિને ફેંકી દેવા માટે પૂરતું છે. બેથકે અને કોસોલ્ને અમને જે શીખવ્યું છે તે અમે ભૂલ્યા નથી, ભૂલવાના પણ નથી.

બપોર પછી આલ્બર્ટ ને લડ્‌વિગ મને બોલાવે છે. અમારો જૂનો નિશાળિયો દોસ્ત ગીએસ્કે શું કરે છે તે અમારે જોતાં જવું છે. રસ્તામાં જ્યોર્જ રાહે મળે છે. તે પણ ગીએસ્કેનો જૂનો મિત્ર હતો ને તેથી અમારી સાથે તે આવે છે.

દિવસ મજાનો છે. ને ટેકરીના મથાળા પર જ્યાં ગાંડાની ઇસ્પિતાલનું મકાન આવ્યું છે ત્યાંથી દૂર ખેતરો સુધી માણસ નજર દોડાવી શકે છે. સફેદ અને આસમાની પટ્ટાવાળા કપડાંમાં દેખરેખ રાખનારાઓના ધ્યાન તળે ગાંડાઓ ખેતરોમાં કામ કરે છે. મકાનની જમણી બાજુની એક બારીમાંથી કોઇ ગાતું સંભળાય છે-

'સાલે નદીનાં સુંદર આરે...' કોઈક ગાંડો હોવો જોઇએ. લોઢાના સળિયાવાળી બારીમાંથી ગવાતું એ વિચિત્ર લાગે છે.

'વાદળ દળ બસ ઊડતાં જા...ય !'

કેટલાક બીજા દરદીઓ સાથે ગીએરકેને એક મોટા ઓરડામાં રાખવામાં આવ્યો છે. અમે દાખલ થઇએ છીએ કે તરત એક જણ ચીસ નાખે છે.

'સંતાઇ જાઓ ! ને ટેબલ નીચે તે ગોઠણિયાભર થઈ સરકી જાય છે. પણ બીજાઓ તે તરફ ધ્યાન નથી આપતા. ગીએરકે અમને તરત જ મળવા આવે છે. તેનો ચહેરો પાતળો ને પીળો છે. દાઢી એકદમ સાંકડી ને મોટા કાન. પહેલાં તે લાગતો તેના કરતાં તે ઘણો નાનો લાગે છે. તેની આંખો શ્રમિત અને ઘરડી છે.

અમે તેને મળીએ તે પહેલાં એક જણ વચ્ચે કહે છે, 'કેમ ત્યાંના કાંઈ નવા સમાચાર? 'ના, કાંઈ નથી.' હું જવાબ આપું છું. 'મોખરા ઉપર કેમ ચાલે છે? આપણે વર્દુન લઈ લીધું?'

અમે એક બીજા તરફ જોઇ રહીએ છીએ. 'હવે તો ઘણા વખતથી શાંતિ થઇ ગઈ છે.' આલ્બર્ટ કહે છે.

પેલો ખડખડાટ હસી પડે છે—

પોલું ને મૂઢ હાસ્ય.

'ફાલા થાવ મા ! તેઓ તમને બનાવે છે ખાલી. આપણે બહાર નીકળીએ એટલો વાર, હંમ હંમ. તમે ક્યાં છો ઈ ખબર પડે ઇ પહેલાં તો પકડીને ફૂંટ ભેળા.' પછી તે દોંગાઈથી કહે છે 'પણ મને એ ફરીથી પકડી શકે તેમ નથી.'

ગીએસ્કે અમારી સાથે હાથ મિલાવે છે. અમે દિંગ થઈ જઇએ છીએ. અમે તો માન્યું હતું કે તે બરાડા પાડતો હશે કે વાંદરાની જેમ મોં બગાડી દાંતિયા કરતો હશે પણ આ તો ગરીબડા મોં પર ધીમું હાસ્ય ફરકાવી કહે છે, 'આવું બનશે એ તો ધાર્યું જ નહોતું; નહિ ?'

'પણ તું લાગે છે તો સાજો નરવો. તને થયું છે શું ત્યારે?' હું પૂછું છું.

તે પોતાનો હાથ કપાળે ફેરવી કહે છે, 'માથાનો દુઃખાવો. મારા માથાની પાછળ જ લોઢાની પતરી જડાઈ ગઈ છે ને પછી ફ્લોરી.........!

ફ્લોરી આગળ યુધ્ધ થયું ત્યારે દટાઈ ગયો હતો. કેટલાક કલાકો સુધી તે એક જણની સાથે ત્યાં પડયો રહ્યો હતો. પેલા માણસના પેટ સુધી એક લાકડાની ઘોડી ખૂચી ગઈ હતી ને તેમની સાથે એક બીજું ભારવટિયું પડવાથી ગીએસ્કે પણ તેની સાથે જડાઇ ગયો હતો. પેલો માણસ વારંવાર ચીસો પાડતો હતો ને તેના મોઢામાંથી લોહીના રેગાડા નીકળી ગીએસ્કેના ચહેરા પર ઢલવાતા હતા. તેની ગૂંગળામણનો પાર નહોતો. આંતરડા બહાર નીકળી જવા ધસતા હતા. તેને એ દબાવીને બેસતો ત્યાં પેલાની ભયંકર ચીસો તેનું માથું ફાડી નાખતી હતી.

ગીએસ્કે બધી વાત સ્પષ્ટતાથી ને વિગતવાર કહે છે અને પરિણામે— 'અને હવે રોજ રાતે તે ફરી ફરીને બને છે. હું

ગૂંગળાઇ મરું છું' અને આખો ઓરડો ધોળા સરપ ને લોહીથી ભરાઇ જાય છે.'

'પણ જ્યારે તને ખબર છે કે તે શું છે ત્યારે તેની સામે કેમ નથી થતો?' આલ્બર્ટ પૂછે છે.

ગીએરકે માથું ધુણાવે છે. 'જો હું બરાબર જાગતો હોઉં તો પણ એમાં કાંઇ ન થઇ શકે. અંધારું થાય કે એ બધું આવીને હાજર થાય છે.' તેના અંગમાં ધ્રૂજારી વ્યાપી જાય છે. 'તમે તેને દેખી ન શકો પણ હું જોઇ શકું છું. ઘેર હું બારીએથી કૂદકો મારી નાસવા ગયો હતો ત્યાં મારો પગ ભાંગી ગયો. ને પછી મને અહીં લઇ આવ્યા.'

'પણ તમારું કેમ ચાલે છે? તમે શું કરો છો? તમારી પરીક્ષા પતી ગઇ?' ગીએરકે પૂછે છે.

'થોડા વખતમાં જ થવાની છે.' લડ્વિગ કહે છે.

'મારા માટે તો એ સહુ પૂરું થયું.' ગીએરકે દુઃખી અવાજે કહે છે, 'મારા જેવાને તો છોકરાઓ સાથે છૂટો પણ ન મૂકે.'

અમે દાખલ થયા ત્યારે જે માણસ 'સંતાઈ જાઓ!' બોલ્યો હતો તે છાનોમાનો આલ્બર્ટની પાછળ આવી તેને ધોકો મારે છે. આલ્બર્ટ પાછળ ફરે છે પણ તેને તરત જ યાદ આવી જાય છે.

'એ, એક,' 'એ, એક' તે બબડે છે ને પછી ખડખડાટ હસી પડે છે. પછી એકદમ શાંત બની ખૂણામાં ચાલ્યો જાય છે.

'તમે મેજરને એક ચીઠ્ઠી ન લખી શકો?' ગીએરકે પૂછે છે.

'કોણ મેજર!' હું આશ્ચર્ય મૂઢ બની પૂછું છું. લડ્વિગ

મને ટકોર કરે છે. 'અમે એને શું લખીએ?' હું ઝટપટ બોલી નાખું છું.

'તેને કહેજો કે મને ફ્લોરી પાછો જવા દે.' ગીએરકે ઉશ્કેરાઈને કહે છે 'તેનાથી મને રાહત મળશે, જરૂર મળશે. ત્યાં બધું હવે શાંત છે. મેં તો એને ભડાકા થતા હતા ત્યારે જ જોઈ છે. પણ હવે ત્યાં બધું શાંત હશે ને ત્યાં જવાથી મને યે ટાઢક મળશે. તમને શું લાગે છે?

'તને ઠીક થઈ જશે ગીએરકે' લડ્વિગ તેનો હાથ પોતાના હાથમાં લઈ કહે છે. પહેલાં તું બરાબર વિચારી શકે તેવો થઈ જા...'

ગીએરકે શોકભરી આંખે સામે તાકી રહે છે. 'પણ તમે મેજરને લખશો ખરું ને: જીરાર્ડ ગીએરકે મારું નામ છે. તેનો ઉચ્ચાર રકે—સી. કે. થાય છે.' તેની આંખો જડની જેમ સ્થિર મંડાઇ રહે છે—જાણે એ કાંઈ ભાળી શકતો નથી. 'મને થોડા સફરજન લાવી દેશો? મને સફરજન ખાવાની બહુ ઇચ્છા થઈ છે.'

અમે તેને દરેક ચીજનું વચન આપીએ છીએ પણ તે કાંઈ સાંભળતો નથી. એકાએક તેણે વાતમાં બધો રસ ગુમાવી દીધો છે. અમે જઇએ છીએ ત્યારે તે ઊભો થઇને લડ્વિગને પોતાના બૂટની એડી અડાડે છે ને પછી શૂન્ય આંખે ટેબલ પાસે ફરી બેસી જાય છે.

બારણા પાસેથી હું પાછો તેના તરફ જોઉં છું. તે એકદમ ઝબકી ઊઠ્યો હોય તેમ કૂદીને અમારી પાછળ દોડે છે. 'મને તમારી સાથે લઇ જાઓ?' ઊંચે શ્વાસે તે કંપતાં બોલે છે 'એ આવ્યા. એ ઈ પાછા આવ્યા.' શું કરવું તેની અમને સૂઝ નથી પડતી. પણ દાક્તર અંદર આવે છે ને અમને જોઇ સંભાળથી ગીએરકેના ખભ્ભા પર હાથ મૂકી ધીમેથી કહે છે. 'આપણે હવે બગીચામાં જઇએ.'

ગીએરકે નાના બાળકની જેમ માની જઈ તેની પાછળ દોરાતો જાય છે.

બહાર ખેતરો પર સાયંકાળનો સૂર્ય કિરણો વરસાવી રહ્યો છે. પેલી લોઢાના સળિયાવાળી બારીમાંથી હજી યે ગાણું વહેતું જાય છે.

"ભગ્ન થયા છે બુરજ કિલ્લા પણ આ વાદળ ચાલ્યાં જા...ય"

અમે પડખો પડખ શાંતિથી ચાલ્યા જઈએ છીએ. ખેડાએલા ખેતરો પૂર બહારમાં ઊભાં છે. વૃક્ષોની ડાળીઓમાંથી ઝાંખો, પીળો ચંદ્ર વાંકી ગર્દન કરી ડોકિયું કાઢે છે.

'મને લાગે છે કે—' લડ્વિગ કહે છે, 'મને થાય છે કે આપણામાં પણ તેનો થોડો ઘણો અંશ છે.'

હું તેના મુખ તરફ તાકી રહું છું. સૂર્યાસ્તની પ્રભા ત્યાં અજવાળાં પાડે છે. તે ગંભીર ને વિચારમગ્ન છે. થોડી ગમગીની પણ તેના વદન પર છવાઈ છે. હું તેને જવાબ આપવા જઉં છું પણ મારા અંગે અંગમાં એક કપારી ફરી વળે છે—તે કેમ અને ક્યાંથી આવી તેની મને ખબર નથી.

'એ વાત જ જવા દઈએ.' આલ્બર્ટ કહે છે.

અમે ચાલ્યે રાખીએ છીએ. સૂર્ય ડૂબી ગયો છે ને સન્ધ્યાની રંગ આભા શરૂ થાય છે. ચંદ્રની કોર વધારે ઉજ્વલ બને છે. ખેતરો પરથી રાતનો પવન પહેલી લટાર મારવા નીકળે છે. ઘરની બારીઓમાં દીવા ઝબુકવા માંડે છે. અમે ગામમાં દાખલ થઈએ છીએ.

આખે રસ્તે જ્યોર્જ રાહે એક અક્ષરે ય નથી બોલ્યો. અમે છૂટા પડવા ઊભા રહીએ છીએ ત્યાં સુધી એ વિચારમાંથી જાગ્યો નથી.

'એને શું જોઇતું હતું ખબર છે?' તે કહે છે 'તેને ફ્લોરી જવું છે—પાછું ફ્લોરી પહોંચવું છે.'

મારો ઘેર જવાનો વિચાર નથી. આલ્બર્ટની પણ ઇચ્છા નથી. અમે નદીકાંઠા પર ફરીએ છીએ. ધીમે સ્રોતે નીચે નદી વહી જાય છે. અમે છેવટ પૂલના કઠોડા પાસે આવી, નીચા વળીને ઊભા રહીએ છીએ.

'કોણ જાણે આપણાથી એકલું રહેવાતું જ નથી. કેમ અન્સ્ટ!' આલ્બર્ટ કહે છે.

'ખરી વાત છે. આપણો ક્યાં મેળ બાઝશે એનો પણ નેઠો નથી.' હું કહું છું.

તે માથું હલાવી કહે છે 'બરાબર, પણ કયાંક તો આપણે ગી જવું જોઇએ.'

'કદાચ કોઈ ધંધો મળી જાય.' હું તેનો ભાવાર્થ સમજ્યા વગર આંધળિયો જવાબ વાળું છું.

'એનો કાંઇ અર્થ નથી. આપણે કોઇ જીવંત વસ્તુની જરૂર છે, અન્સ્ટ! કોઇ માણુસ—સમજ્યો?'

'માણુસ?' હું વિરોધ ઉઠાવું છું. 'વાત શું કરે છે? દુનિયામાં સૌથી અવિશ્વાસનીય ચીજ એક માણુસ જ છે. તે કેટલીવારમાં ફરી બેસે છે તેનો આપણને સારો અનુભવ છે. જો ને, રોલકોલ વખતે દસબાર જણાંને કહો ત્યારે માંડ એક હાજર હોય છે.'

'હું એમ નથી કહેતો' આલ્બર્ટ કહે છે, 'હું તો એમ કહું છું કે એવું માણુસ કે જે પોતાનામાંનું જ એક હોય. કેટલીક વાર હું વિચારું છું કે...દાખલા તરીકે ધાર કે પત્ની—'

'અરે રામ!' હું આશ્ચર્યભેર કહું છું. એલ્કનો વિચાર મારા મનમાં ઝબકી જાય છે.

'જો, મશ્કરી રહેવા દે! આલ્બર્ટ ગરમ થઇ જઇ કહે છે 'પોતે વિશ્વાસ મૂકી શકે એવું કોઇ માણસને હોવું જોઇએ શું તને એટલું ય ભાન નથી? મારે તો મને કોઇ ચાહી શકે તેની જરૂર છે. હું અને તે બંને એક બીજાને માટે રહીએ. નહીંતર માણસથી જિવાય કેવી રીતે?'

'પણ આલ્બર્ટ,' હું પ્રેમાળ સ્વરે કહું છું. 'અમે તારા જ છીએ ને! શું તારા નથી!'

'હા, હા, પણ આ જુદી વસ્તુ છે—' પછી અત્યંત ધીમે સ્વરે ગળગળો થઇ એ કહે છે.

'બાળકો,—માણસને એ પણ જોઈએ છે, બાળકો! એ વિષે કાંઈ ન જાણતા હોય તેવા—'

તેના કહેવાનો અર્થ હું સમજી શકતો નથી. પણ તેને વધારે પ્રશ્નો પૂછવાનું હું બંધ કરું છું.



## પ્રકરણ ચોથું

અમે જીવનની રૂપરેખા કોઈ જુદી જ રીતે દોરી હતી. અમે ધાર્યું હતું કે હવે આરામ ને સુખના દિવસો શરૂ થશે ને જીવન પાછું આનંદથી છલકી ઊઠશે. પણ અહીં તો કાંઇ થતું નથી ને દિવસો નકામા ઢસડાતા વહી જાય છે. અમે કોઇ ચીજનો વિલંબ સહી શકતા નથી. ત્યાં ઝપાટાબંધ વિચાર કરી, નિર્ણય બાંધી એકદમ કાર્યમાં ઝુકાવવાની અમને ટેવ પડી ગઇ હતી. એમ ન કરીએ તો બીજી પળે હતા ન હતા થઇ જઇએ. એટલે હવે અમને અત્યારનું જીવન રગશિયું લાગે છે. મૃત્યુની સોબત અમે ઘણા વખત સુધી માણી છે. ગમે તેમ પણ પણ એ ઝડપી ખેલાડી હતો. એના કદમ સાથે તાલ ચૂક્યો એટલે માણસ ગયો જ સમજવો. આને અંગે જ અમે ચંચળ ને અધીર બની ગયા છીએ. દિવસો ને કલાકો કરતાં મળેલી પળ વિપળનો અમે વધારે ખ્યાલ બાંધીએ છીએ. અને અહીં તો તેને કોઇ ગણતરીમાં જ નથી લેતું. અમે ખાલી ખાલી થઇ ગયા છીએ. ને એને અંગે દિલ ક્યાં યે ઠરીને ઠામ નથી થતું,

પણ આ બેચેન દિવસોમાં દૂર દૂર વાગતી કોઈ બંદૂક ઝડી સમું, કદાચ એ બરાબર સમજાવી નહિ શકું પણ ક્ષિતિજની પેલી પરથી આવતી કોઇ ચેતવણીના સૂર સમું અમારા કાનના કમાડ ખખડાવી જાય છે. તેને સાંભળવાની અમારી મુદ્દલ ઇચ્છા નથી. મન કોઈ અનામી ભયથી તેનાથી નાસે છે. જાણે કોઈ ચીજ અમને હાથતાળી દઈ છટકી જાય છે. અમે કાંઇક ગુમાવી દઇએ. અત્યાર સુધી અમે ઓછું ગુમાવ્યું નથી—અને ઘણાને માટે તો ખુદ જીવનથી ઓછું કીમતી નહોતું.

કાર્લ બ્રોગર એક વીશીમાં રહે છે. તેની ઓરડીમાં અવ્યવસ્થાનો પાર નથી. પુસ્તકોના બધા ઘોડા ખાલી છે ને ટેબલ ને જમીન ઉપર ચોપડીઓના ઢગલા પડયા છે. લડાઈ પહેલાં તે અનેક પુસ્તકોનો અભ્યાસી હતો. તેને એક પુસ્તકોની ધૂન હતી. અમે જેમની પતંગિયા ભેળા કરતા તેમ એ ઘરમાં પુસ્તકો ખડક્યે જતો. કવિ એડનડોર્ફ પાછળ તે ઘેલો હતો. તેના સંગ્રહોની ત્રણ ત્રણ જુદી આવૃત્તિઓ કાર્લ પાસે હતી ને કવિની ઘણી ખરી કવિતાઓ તેને કંઠે હતી. પણ હવે તેનો વિચાર તેનું આ પુસ્તકાલય વેચી પૈસા આવે તેમાંથી દારૂની દુકાન નાખવાનો છે. કાર્લની માન્યતા પ્રમાણે આ ધંધામાં તો મન ફાવી કમાણી થઈ શકે તેમ છે. હમણાં તે એનો એજન્ટ માત્ર માત્ર હતો પણ હવે સ્વતંત્ર દુકાન નાખવાનો તેણે નિર્ધાર કર્યો છે.

હું એડનડોર્ફની કવિતાના એક ભાગનાં પાનાં ફેરવું છું. તેની બાંધણી સુંદર આસમાની ચામડાની કરી છે. સૂર્યાસ્ત, વન અને સ્વપ્ન, ગ્રીષ્મરાત્રિ, ઝંખના, દેશપાર—કાવ્યોનાં મથાળાં સરકે છે. એ દિવસો કેવા હતા?

વિલી બીજો ભાગ જૂએ છે. પ્રશંસા મુગ્ધ નજરે જોઈ રહી તે સૂચન કરે છે.

'તારે આને ખરી રીતે મોચીને આપવા જોઈએ.' 'કાંઈ કારણ?' લડ્‌વિગ હસતાં પૂછે છે.

'ચામડું' વિલી કહે છે, 'અત્યારે મોચીઓને સારા ચામડાની કટકી યે નથી મળતી. અને આ—' તે ગેથેના સંગ્રહો હાથમાં લઈ કહે છે, 'વીસ સંગ્રહો! ૭ જોડ પગરખાં તો સ્હેજે બની જાય. પુસ્તક વેચનાર કરતાં મોચીની નજર આના પર વધારે કરશે. ખરું કહું છું. સારું ચામડું મેળવવા તેઓ તલખી રહ્યા છે.'

'આમાંથી તમારે કોઇ ચોપડીઓ જોઇએ છે?' કાર્લ પૂછે છે, 'તમારે જોઈતી હોય તો બહુ સસ્તામાં આપી દઈશ.'

પણ તેની કોઈને જરૂર નથી.

'ફરી વાર એના પર વિચાર કરી જોજે કાર્લ!' લડ્‌વિગ કહે છે, 'પાછળથી આ પુસ્તકો વેચાતાં નહિ મળે.'

'તો શું થઇ ગયું?' કાર્લ ખડખડાટ હસે છે. 'પહેલાં બસ જીવો!—વાંચવા કરતાં એ વધારે મહત્ત્વનું છે. અને પરીક્ષાની બાબતમાં તો—જાહનમમાં જાય એ બધી તરખડ છે. કાલથી હું બીઝનેસ શરૂ કરી દેવાનો. પૈસાની જ તમારે પહેલી જરૂર છે. એ હશે તો બાકીનું બધું મળી રહેશે.'

પુસ્તકોને તે મોટા પોટલામાં દોરડાથી બાંધે છે. મને યાદ છે કે એક દિવસ એવો હતો જ્યારે આ પુસ્તકોમાંથી એકાદ પણ વેચવા કરતાં કાર્લે ભૂખે મરવાનું વધારે પસંદ કર્યું હોત.

'આમ સોગિયા થઇને શું ઊભા છો?' તે ચીડાઇને કહે છે 'માણસે વહેવારુ બનવું જોઈએ. જૂનું પુરાણું નાખો ખાડામાં ને નવેસર જીવન શરૂ કરો!'

'હા, એ બરાબર.' વિલી સહમત થાય છે. 'મેં પણ મારી ચોપડીઓ વેંચી નાખી હોત—જો મારી પાસે એકાદે ય હોત તો ?'

કાર્લ તેનો વાંસો થાબડે છે. 'એક માઇલના કલ્ચર કરતાં અરધા ઇંચનું બીઝનેસ વધારે સારું છે. વિલિ, મેં એ કચરાનો ઠીક અનુભવ લીધો છે, હવે જરા જીવનને જોઈ નાંખવું છે.'

'તેની વાત ખરી છે.' હું કહું છું. 'એને મેળવીને આપણને કરવું છે શું ! થોડુંક ભણ્યા કે ન ભણ્યા એમાં ખોટ કઈ જવાની. ધોળ્યું બધું.'

'હું તો કહું છું તમે ય હવે બહાર પડો !' કાર્લ સલાહ આપે છે. 'હાથમાં લેખણ ઝાલીને તમારે કરવું ય શું છે ?'

'ત્યાં જ ગોટાળો છે ને !' વિલી કહે છે. 'પણ આપણે સૌ હજી તો સાથે છીએ. પરીક્ષાને માંડ બે મહિનાની વાર છે ત્યાં એ ન આપીએ તોપણ ખોટું ગણાય. માણસે ભવિષ્યનો ખ્યાલ કરવો જોઈએ ને !'

કાર્લ એક થોકડામાંથી થોડા બ્રાઉન પેપર ફાડી નાખે છે.

'તમારું એમ જ જવાનું. દરેક વખતે તમારે અમુક કામ કરતાં કરતાં થોડાક મહિનાની વાર હશે ને પછી એ નહિ કરો તો પાછું ખોટું ગણાશે. આમ કરતાં કરતાં છેવટ જાગશો ત્યારે તમારા વાળ ધોળા થઈ ગયા હશે.—'

વિલી હસીને કહે છે, 'હા ને એમ ડગ્યા રહેશો ત્યારે તમે ચાનો પ્યાલો યે નહિ પીવો મિ. વિલી હોમેયર ?'

લડ્વિગ ઊભો થાય છે. 'તારા બાપા આ વિષે શું કહે છે ?'

કાર્લ ખડખડાટ હસી કહે છે. 'નવી વાતમાં ગભરાતા સૌ ઘરડા માણસો કહે છે તેમ. પણ તેમની ઝાઝી ફિકર નથી. માબાપો હંમેશ ભૂલી જાય છે કે તેમનો દીકરો એક વખત સિપાહી હતો.'

'તું સિપાહી ન થયો હોત તો શું ધંધો કરત?', હું પૂછું છું.

'કદાચ ચોપડીઓ વેચત, મૂરખાઈનો ધંધો.' કાર્લ કહે છે.

કાર્લના નિર્ણયે વિલી પર જબ્બર અસર કરી છે. આ ભણતરની નકામી માથાકૂટ છોડી જ્યાંથી મળે ત્યાંથી અમારે આનંદ માણવો જોઈએ એમ તે માને છે.

પણ માણસને જીવનનો સૌથી સહજ આનંદ ગામડામાંથી મળી રહે છે. એટલે અમે ગામડાઓમાં એક સફર મારી આવવાનો નિર્ણય કરીએ છીએ. રેશન કાર્ડમાંથી જેટલું અનાજ મળે છે તેમાં તો કોઈનું પેટ ન ભરાય. ઘણા લોકો આ રીતે આસપાસના ગામડાઓમાં વહેલા પહોંચી જઈ મળ્યું તેટલું ભેગું કરી આવે છે. સાંજે સ્ટેશને એકઠા થઈ રાતના ઊપડી જાય છે એટલે અમારે તેમની પહેલાં ગામડા ભેળા થઈ જવું જોઈએ—જો કાંઈ મેળવવું હોય તો.

અને અમે વહેલી ગાડીમાં સવાર પણ થઈ જઈએ છીએ. ગાડી ચાલે છે ત્યારે ડબાના એક ખૂણામાં કોઈ અજાણી વેદના પણ ટૂંટિયું વાળીને બેઠેલી દેખાય છે—અમારી હમેશની સાથી. એક ઠેકાણું નક્કી કરી અમે ઊતરીએ છીએ. બબ્બેની ટૂકડી પાડી અમે નોખા નોખા વિખેરાઈ આગળ વધીએ છીએ—ગામડામાંથી વસ્તુઓ કેમ પડાવવી તેનો અમને સારો અનુભવ છે.

આલ્બર્ટ અને હું સાથે છીએ. એક મોટા ખેતર પાસે અમે આવીએ છીએ. છાણનો ઢગલો પડયો છે ને લાંબી ગમાણમાં

ગાયો હારબંધ ઊભી છે. પશુઓ ને દૂધની ગરમ સોડમ અમને સ્પર્શે છે. કુકડીઓ પણ ડોક લંબાવી અવાજ કરતી ફરી રહી છે, અમે લાલચુ આંખે તેને જોઇ રહીએ છીએ પણ છાપરાવાળા ખળામાં માણુસો બેઠા છે એટલે અમારે જાત ઉપર કાબૂ રાખવો પડે છે.

'રામ રામ' અમારો કોઈ ભાવ નથી પૂછતું. પણ અમે ત્યાં ઊભા રહીએ છીએ, છેવટે એક બાઇ અમારા તરફ ગર્જે છે. 'ખેતરની બહાર નીકળો સાલા ચામઠાવ!'

બીજું ખેતર. ખેડૂત બહાર ઊભો છે. તેણે મોટો લશ્કરી કોટ પહેર્યો છે ને હાથમાં ચાબૂક લઈ સપાટા બોલાવે છે.

'અહીં કેટલા આવી ગયા તે જાણવું છે!' તે કહે છે. 'ઓછામાં ઓછા બાર.'

અજબ વાત છે. અમે સૌથી પહેલી ગાડીમાં આવ્યા છીએ ને...પણ કદાચ એ કાલે સાંજે આવ્યા હશે ને રાત કોઇ ખળામાં કે ખુલ્લામાં કાઢી હશે. બનવા જોગ છે.

'કો'ક વાર તો દી'માં સો ઘોડયા આવે છે.' ખેડૂત કહે છે. 'માણુસ શું કરે?' હું કહું છું.

પછી ખેડૂતની નજર એકાએક આલ્બર્ટના યુનીફોર્મ તરફ મંડાય છે.

'ફ્લેન્ડર્સ?' તે પૂછે છે.

'ફ્લેન્ડર્સ' — આલ્બર્ટ જવાબ દે છે.

'હું પણ ત્યાં હતો.' કહી તે અંદર જાય છે ને અમારે માટે બે ઈન્ડા લાવી પાછો આવે છે. અમે અમારા ખીસા ફંફોળીએ.

છીએ. તે માથું ધુણાવી રહે છે, 'તમે ઈ રાખો. પૈસા દેવાની જરૂર નથી.'

'ઠીક આભાર દોસ્ત!'

'મુદ્દલ નહિ — પણ આ વાત કોઈને કહેતા નહિ. નકર અરધું જર્મની કાલ્ય મારે ત્યાં આવીને લાંધશે.'

બીજે ઘેર ખડકી આગળ જ કોઈએ છાણથી લખ્યું છે. 'માગવા આવશો મા, કૂતરાથી ચેતજો!' બસ, આનું નામ વહેવારુ પગલું.

અમે આગળ વધીએ છીએ ને એક મોટા મકાનવાળું વિશાળ ખેતર આવે છે. અમે રસોડા તરફ જઈએ છીએ. કોઈ હોટલને પણ આંટી દે તેવી રીતે છેલ્લો ઢબનો રસોઈનો સરસામાન પડયો છે. જમણી અને ડાબી બંને બાજૂ એક એક પિયાનો પડયો છે. રાંધણિયાની સામે જ એક ઘોડામાં સોનેરી અક્ષરો ને ચમકતા પૂંઠા-વાળી ચોપડીઓ પડી છે તેની સામે એક પુરાણી ખુરશી ને ત્રણ પગાંવાળા લાકડાના સ્ટૂલ પડયાં છે. આ શંભુમેળો વિચિત્ર લાગે છે ને તેમાં ય પેલા બે પિયાના.

ખેડૂતની સ્ત્રી આવે છે.

'તમારી પાસે સૂતર છે? — પણ સારી જાતનું હોવું જોઈએ હો' તે પૂછે છે.

'સૂતર?' હું ને આલ્બર્ટ એક બીજા સામું જોઈ રહીએ છીએ.

'ના, સૂતર તો નથી.'

'ઠીક. રેશમ છે? રેશમી મોજાં?'

હું એ બાઇના બે વાછડા તરફ જોઉં છું. મને ધીરે ધીરે ખબર પડે છે કે તે વસ્તુનો વિનિમય કરવા માગે છે. વેચાણ નહિ.

'ના, અમારી પાસે રેશમ નથી પણ કોઈ ચીજ માટે અમે તમને પૈસા આપશું.' હું કહું છું.

તે લેણદેણનો વિચાર જ માંડી વાળે છે. 'પૈસા? છીત્ ઓસરી ધોવાના કામમાંએ ઈ નથી આવતા. રોજરોજ એની કિંમત ઘટતી જાય છે.'

તે ચાલવા માંડે છે. તેના ભડકા જેવા લાલ રંગના રેશમી બ્લાઉઝમાં પાછળ બે બટન ઘટે છે.

'અમને પાણી પાશો?' આલ્બર્ટ બૂમ પાડે છે. તે તિરસ્કારથી પાછી ફરી. એક કાચના પ્યાલામાં પાણી ભરી આપે છે.'

'હવે ટળો જલ્દી! મને ઊભા રહેવાનો વખત નથી. તે કહે છે,' બીજાનો સમય બરબાદ કરવા કરતાં કાંઇક કામધંધો કરો ને! નવરા ક્યાં ના,'

આલ્બર્ટ તેની પાસેથી પ્યાલો લઈ જમીન પર પછાડે છે. તે અવાક્ બની ગયો છે.

'તને રગતપિત્ત થાય રાં...' આલ્બર્ટ વતી હું ફેંકુ છું.

પણ તરત જ એ બાઈ હથોડા ને ચીપિયા ઉપાડી અમારા તરફ છૂટા મારે છે. તેનો હલ્લો યે ગજબનો છે. અમે ભાગીએ છીએ. મજબૂતમાં મજબૂત આદમી પણ ત્યાં ટકી ન શકે.

અમે આગળ રખડીએ છીએ. રસ્તામાં અમારી જેમ સોદો કરવા આવેલાઓનું આખું ટોળું મળે છે. ખેતરોની આસપાસ ભૂખ્યા ડાંસ જેવા તે આથડે છે. ખેડૂતો હવે કેમ ગળે આવી

ગયા છે તે અમને સમજાય છે. તેમના વર્તનમાં કર્કશતા ને વાણીમાં ગાળો કેમ ઊભરાય છે તેના કારણની અમને ખબર પડે છે. અમે પણ પેલા લોકોની જેમ જ આથડીએ છીએ, ક્યાંક ટપાટપી થાય છે, ક્યાંકથી વળી કાંઈ મળે છે. ને આ વસ્તુઓ લેવા આવનારની પણ ક્યારેક ગાળો ખાઈએ છીએ ને સામે ચોપડીએ છીએ.

બપોર પછી અમે ગામના ચોરા પાસે ભેળા થઈએ છીએ. અમને કાંઈ વધારે નથી મળ્યું, થોડાક શેર બટેટા, થોડુંક તૈયાર ભોજન, થોડાં ઇંડા, નારંગી, કોબીજ ને માંસ. એક વિલી સૌથી છેલ્લો પરસેવે રેબઝેબ થતો આવે છે. તેણે બગલમાં અરધા ઉપર કુકડરનું માથું દબાવ્યું છે. ને કેટલાંય પડીકાથી તેના ખીસ્સા ફાટ ફાટ થાય છે. પણ એની સામે તેનો લાંબો કોટ દેખાતો નથી. તેણે એને બદલામાં આપી દીધો છે. કાર્લે આપેલો એક બીજો કોટ તેને ઘેર પડ્યો છે ને વિલી હૃદયપૂર્વક માને છે કે વસંત આવતાં પાછી વાર નથી લાગતી.

અમે સ્ટેશન તરફ ઊપડીએ છીએ. રસ્તામાં અમારી જેમ જ ગાડીમાં આવનારાઓનાં ટોળાં મળે છે. પણ તેઓ પોલીસથી ગભરાય છે. રેશનીંગના જમાનામાં આ ગુનો ગણાય છે, ને પકડાયા તો ચીજ વસ્તુ જાય એ તો ઠીક પણ સાથે સજા થાય તે નફામાં. તપાસ રાખવા માટે ગામડાની આસપાસ પોલીસો ફરતા જ રહે છે. સ્ટેશનથી દૂર અંધારામાં એક આખી ટૂકડી બેઠી છે. એક વાર ગાડીમાં ચડી બેઠા પછી ભય ઓછો.

પણ અમે એવા નસીબદાર નથી. સાયકલ ઉપર આવતા બે પોલીસો એકાએક અમારી આગળ આવે છે. ધીમેથી અમારી પાછળ તેમણે પીછો પકડ્યો હતો.

'ખડા રહો. જ્યાં છો ત્યાં જ ઊભા રહો!'

ભયંકર ગભરાટ વ્યાપે છે. સૌ કરગરે છે ને વિનવે છે કે અમને જલ્દી જવા દો, અમારે ગાડીમાં જવું છે!

'ગાડીને હજી પા કલાકની વાર છે.' એમાંથી એક વધારે જાડો આદમી કહે છે. તેના પેટનું પાણી યે નથી હલતું. 'આ બાજુ આવો સૌ!' તે રસ્તા પરના એક દીવા તરફ ચીંધતાં કહે છે — તેને અજવાળે તે બરાબર તપાસ કરી શકે એટલા માટે એક જણો કોઈ પણ નાસી ન જાય તે માટે ચોકી રાખે છે. બીજો તપાસ શરૂ કરે છે. ટોળામાં ઘણી ખરી સ્ત્રીઓ, બાળકો ને વૃદ્ધ પુરુષો છે—શાંતિ પકડી તે ઊભાં છે. આ રીતનું વર્તન તેમણે ઘણીવાર સહ્યું છે ને ઘેર અરધો શેર માખણ પણ પહોંચશે તેવી કોઈને આશા નથી.

હું બંને ચોકીદાર તરફ ધારીને નિહાળું છું. તેમના લીલા ગણવેશમાં, તલવાર ને રિવોલ્વર રાખી, ફ્રંટ ઉપર લાગતા એવા જ અક્કડ ને મોટાઈ ધરી તે ઊભા છે. સત્તા! હું મનોમન કહું છું. 'સત્તા એક ઇંચ જેટલી તે વધી ન વધી ત્યાં દયાહીન બની જાય છે.'

એક સ્ત્રી પાસેથી થોડા ઈંડા નીકળે છે ને તે લઇ લેવામાં આવે છે તે જવા જાય છે ત્યાં પેલો જાડો આદમી તેને બોલાવે છે, 'એઇ, ત્યાં શું છે? તેં શું સંતાડયું છે?' તે એના છેડા તરફ ચીંધી કહે છે, 'ચાલ, કાઢ, બહાર કાઢ!' બાઈ હઠ કરી જમીન પર બેસી જાય છે. 'જલ્દી કર, કાઢી આપ!' પછી રૂમાલમાં બાંધેલું ને સૂકવેલું કુકકરનું માંસ કાઢે છે. પેલો તેને પકડાયેલી વસ્તુઓ સાથે મૂકી કહે છે, 'એ લઇને તારે નાસી જવું હતું કેમ? શું બની ગયું તેનું પેલી બાઇને ભાન નથી. તે અવાક્ બની ગઇ છે. પણ પછી તરત જ પેલા માંસને લઇ લેવા તે ઝાંવા નાખે છે. 'પણ મેં એના પૈસા ચૂકવ્યા છે. એની પાછળ મેં મારી પઇએ પઈ ખરચી નાખી છે.'

પેલો તેનો હાથ તરછોડી કાઢે છે. ને સાથે પેલી બાઇએ બધું સંતાડેલું થોડું અથાણું પણ ખેંચી કાઢે છે. 'તું પોતે જ જાણે છે કે આમ વસ્તુઓ લેવાની મનાઈ છે.' પેલો બોલે છે.

ઇંડા ને અથાણું ભલે જાય પણ કુક્કરનું માંસ ખોવા બાઈ તૈયાર નથી. 'બીજું ભલે લઇ જા પણ એ પાછું દે. ઘેર જઇ હું શું કહોશ. મારા છોકરાં માટે એ લીધું છે.' તે કાદવમાં માથું નમાવે છે.

'ખોરાક ખાતાના ઉપરી પાસે જઈ વધારે રેશનની માગણી કર. એ જોવાનું અમારું કામ નથી. ચાલો, કોણ છે પછી?'

પેલી બાઇ નિસાસા નાખતી, લથડતી ચાલી જાય છે.

એક જુવાન છોકરી પછી ઊભી છે ને માખણના લોંદા તે મોઢામાં ઉતારતી જાય છે. તેના ગાલ ને મોં માખણથી ભર્યા છે. તેની આંખો ચકળ વકળ ઘૂમે છે. ખૂંચવી લેવામાં આવે તે પહેલાં બને તેટલું સફાચટ કરી નાખવા તે માગે છે. પણ એથી રાહત થોડી મળવાની? ઊલટું ક્યાંક માંદી પડશે.

'પછી? કોણ છે પછી!'

કોઇ આગળ આવતું નથી.

પોલીસ થોડી વાર ખમી પાછો ગર્જે છે 'હવે છે કોણ?' તે ગુસ્સાથી સામે જૂએ છે ને વિલી સાથે તેની આંખો અથડાય છે. દેખીતી રીતે શાંત બની તે કહે છે, 'તમે છો પછી?'

'ત્યારે? ભૂત થોડો છું?' વિલી ડચકારે છે.

'તમારો પાસેના પાર્સલમાં શું છે?

'કુક્કરનું માથું.' વિલી ચોકખું ચટ કહે છે.

'ચાલો આપી દો.'

વિલી ચસતો યે નથી. પેલો પોતાના સાથી તરફ નજર કરે છે. તેની બાજૂમાં જ તે ઊભો છે. અને ત્યાં તેમણે ભારે ભૂલ ખાધી છે. બેમાંથી એકેયને તેમના કામનો ઝાઝો અનુભવ નથી લાગતો. ને કોઈ દી' સામનાને જાણ્યો નથી લાગતો. પેલા બીજા માણસે પહેલેથી જ સમજવું જોઇતું હતું કે અમે એક બીજા સાથે એક શબ્દ પણ બોલ્યા નથી છતાં સૌ સાથે જ છીએ. તેણે દૂર ઊભા રહી અમારા તરફ બંદૂકની નેમ રાખવી જોઇતી હતી. પણ એનાથી અમે ગભરાઇ જાત એવું તો નહોતું જ—છેવટ રિવોલ્વરમાં છે શું? પણ એમ બંદૂકની નળી નીચે અમને લેવાને બદલે તે પોતાના સાથીની આડો ઊભો રહે છે.—ક્યાંક વિલી તેનું અપમાન ન કરી બેસે.

તેનું પરિણામ પણ તરત જ તે અનુભવે છે. વિલી એકદમ નરમ બની કુકરનું માથું પેલાના હાથમાં આપી દે છે. વિસ્મય પામી તે એને બે હાથમાં ઉપાડે છે—અને આમ તેના બંને હાથ હથિયાર વિહોણા થતાં—વિલી શાંતિથી એક મુક્કો તેના મોં પર ચોડી તેને ગડથોલિયું ખવડાવી દે છે. બીજાને શું થયું તેનું ભાન થાય તે પહેલાં કોસોલ તેની બોચી પકડી તેને ઊંચો કરે છે. વેલેન્ટીન તેની પાછળ ઊભો છે, પેલાના મોઢા પર પવન ફૂંકવાની ભૂંગળી તે એટલા જોરથી ફૂંકે છે કે તેનું મોઢું પહોળું ફાટી રહે છે ને કોસોલ તરત જ તેમાં છાપાનાં ડૂચા ભરી દે છે. બંનેને તેમના હથિયારને પાછળ વાળી, બાંધી દઈએ છીએ. કાગળના ડૂચાને લીધે તેઓ ચીસ પાડી શકે તેમ પણ નથી. આંખના પલકારામાં આ કામ પતી જાય છે. હવે તેમનું કરવું શું?

આલ્બર્ટને એક વિચાર સૂઝે છે. પચાસેક વાર દૂર તેણે એક

નાનકડું મકાન જોયું છે—સ્ટેશનના સંડાશનું. અમે ઝડપથી ત્યાં પહોંચી જઇ બંનેને અંદર ધકેલી દઇએ છીએ. બારણાં મજબુત છે. તેમને બહાર નીકળતાં હવે ઠીક વાર લાગશે. ફોસોલ પૂરો ગણતરીબાજ છે. તેમની સાયકલ પણ લાવીને તેણે બારણાં પાસે ગોઠવી દીધી છે.

વસ્તુઓ ખરીદ કરવા આવેલા બીજા માણસો અમને પ્રશંસાથી નીરખી રહ્યા હતા. ફર્ડીનાન્ડ તેમને પોત પોતાની ચીજો લઇ લેવાનું કહે છે. દૂરથી ગાડીની વ્હીસલ થતી સંભળાય છે. પેલા લોકો અમારાથી ડર પણ ખાય છે છતાં વસ્તુઓ લઈ લેવાનું બીજી વાર કહેવું પડતું નથી. એક ડોસીમાને તો ખૂબ ફાળ પડી છે. તે કહે છે, 'હાય, હાય. તમે પોલીસવાળા સામે થયા ઇ તો બૌ કહેવાય, હવે શું થાશે?'

તેને આ ભયંકર ગુનો લાગે છે બીજાઓને પણ બીક તો લાગી જ છે—પોલીસો ને યુનીફોર્મવાળાઓનો ભય તેમના હાડમાં પેસી ગયો છે.

'ગભરાવ નહિ મા!' વિલી પેલાં ડોસીમાને કહે છે, 'આખું રાજ સામે કેમ નથી હોતું! જૂના સિપાહીઓ ને તેમના સથવારા પાસેથી એક વાલ તો લઈ જૂએ! તો તો પછી રંગ રહી જાય ને!'

ગામડાંના સ્ટેશનો દૂર હોય છે એ સારું છે. કારણ કે અમારા પરાક્રમની કોઇને ખબર નથી પડી. સ્ટેશન માસ્તર પોતાની ઓફીસમાંથી બુમો પાડતો ને માથું ખજવાળતો બહાર નીકળે છે. અમે પ્લેટફોર્મ પર પહોંચીએ છીએ. વિલીએ પોતાની બગલમાં ફરીથી પેલા કુકકરના માથાને દબાવ્યું છે.

'કોણ છે મહી? મને આપી દે!' તેના માથા પર વારંવાર હૂતથી ટપલીઓ મારતાં વિલી ગણગણે છે.

ગાડી ઊપડે છે. અમે બારીમાંથી હાથ હલાવીએ છીએ. સ્ટેશન માસ્તર ચકિત બનીને જોઇ રહે છે કે એ તેના માટે છે એટલે તે સામો હાથ હલાવે છે. પણ અમારું લક્ષ તો પેલા સંડાસ તરફ છે. બારીમાંથી નીચો વળીને વિલી સ્ટેશન માસ્તરની લાલ થેલી તરફ તાકી રહ્યો છે.

'તે પાછો ઓફિસમાં ગયો' વિલી જયઘોષ કરે છે, 'પોલીસો હવે ત્યાં સારો પેઠે આરામ કરશે ઈ નક્કી.'

ખરીદનારા બીજા માણસો પણ અમારા જ ડબામાં બેઠા છે. તેમના ચહેરા પરની વ્યગ્રતા ઓછી થાય છે, ને ફરીથી વાત કરવાની સોં આવે છે. સૂક્કા ડુક્કરના માંસવાળી સ્ત્રીને તો હસી હસીને આંસુ આવી જાય છે. આભારની લાગણી તેની આંખમાં ચમકે છે. ફક્ત માખણના લોંદા ઉપરાઉપરી ગળી ગએલ છોકરી એક હજી રડયા કરે છે. તેણે ખૂબ ઉતાવળ કરી હતી ને અત્યારથી જ તેની તબિયત બગડતી લાગે છે. પણ કોસોલની ખરી જાત ત્યાં પ્રકાશે છે. તે પોતાનામાંથી અરધી 'સોસેજ' તેને આપે છે.

શહેરથી જરા આગળના સ્ટેશને સંભાળ ખાતર અમે ઊતરી જઇએ છીએ.—ખેતરો વીંધી અમે રસ્તો ખોળી કાઢીએ છીએ. બાકીની મજલ ચાલીને પૂરી કરવાનો અમારો ઈરાદો છે. પણ ત્યાં એક મોટરલોરી મળી જાય છે. હાંકનારે મોટો લશ્કરી કોટ પહેર્યો છે. અમને તે સાથે લઈ લે છે ને અંધકાર ચીરતા અમે આગળ વધીએ છીએ. ઉપર તારાઓ ચમકે છે. અમે પંડયો પંડય બેઠા છીએ ને અમારા ગાંસડાં પોટલામાંથી મજાની મીઠી સોડમ વછૂટે છે.

[ ૨ ]

ગામના મુખ્ય રસ્તા પર સાંજનું ધુમ્મસ ઘેરાય છે. દીવાઓ ઝાંખા પ્રકાશે છે ને તેમની આસપાસ તેજનું પીળું કુંડાળું રચાય

છે. માણસોની સારી પેઠે આવ જા છે. બન્ને બાજુની દુકાનો પ્રકાશિત બની કોઈ અજબ તેજની કતાર જેવી લાગે છે, વુલ્ફ ધુમ્મસ વીંધી માર્ગ કરતો આગળ વધે છે, રસ્તા પરના ઝાડવા છાયાકૃતિ સમા ઊભાં છે. કોઈ વાર બત્તીના અજવાળામાં તેમના પરના જળબિંદુ ઝબકે છે.

મારી સાથે મારો દોસ્ત વેલેન્ટીન લેહર છે. તે સરકસનો ખેલાડી હતો. ને પેરિસ તથા બ્યુડાપેસ્ટમાં દોરી પર ચાલવાની તેની કુશળતાથી તેણે બધાને હેરત પમાડી દીધાં હતા. તેની એ વાત કરે છે. એ વીતેલાં વર્ષોનો તેના દિલમાં વસવસો રહ્યો હોય એમ સાવ તો નથી લાગતું પણ આ બનાવ તેનાથી ભુલાતો નથી.

'એ બધું પતી ગયું અન્સ્ટ ! ' તે કહે છે, ' મારા તો હવે સાંધા ઝલાઈ ગયા છે. ને મને સંધિવા પણ થયો છે. મેં ખલાસ થતાં સુધી એ કામ કર્યા કર્યું ને હવે મારાથી એમાંનું કાંઈ નથી બનતું.'

' ત્યારે તું શું કરીશ વેલેન્ટીન ?'

'રીટાયર્ડ અફસરેને આપે છે તેમ રાજ્યે તને પેન્સન આપવું જોઈએ.' હું કહું છું.'

' રાજ્ય !' એનું મોઢું ભરી દો એને જ એ પાઈ પરખાવે એમ છે. હમણાં તો। એક નૃત્યકાર સાથે હું થોડું કામકાજ કરું છું. એમાંથી કાંઈ વળતર તો બહુ નથી મળતું પણ માણસે પેટ તો ભરવું જોઈએ ને.

વેલેન્ટીન નૃત્યકારને ત્યાં જ જાય છે એટલે હું પણ તેની સાથે જાઉં છું. હેમ્કીન સ્ટ્રીટના ખૂણા ઉપર જ એક કાળી, ઊંચી દીવાલની હેટ ને તેની નીચે આછા પીળા રંગનો કીમતી લાંબો કોટ પહેરીને હાથમાં પોર્ટફોલિયા સાથે કોઇ પસાર થાય છે. હું બૂમ પાડું છું. ' આર્થર !'

તે આર્થર લેડરહોલ છે, વેલેન્ટીન તેની હેટ્ તરફ તાકી રહી કહે છે, 'ઓહો ! હેટ છે કાંઈ ! ને તેં તબિયત પણ સારી પેઠે જાળવી છે ને શું ? પછી આર્થરની ટાઇને હાથમાં લઈ પરીક્ષકની ઢબે કહે છે, 'વાહ, બનાવટી રેશમમાં ટીપકાંવાળી ભાતની નેકટાઈ પણ અજબ સરસ છે.'

'હા, કાંઇ ખરાબ નથી.' લેડરહોલ ફુલાઈને ઉતાવળમાં હોય તેમ કહે છે.

વેલેન્ટીન તેની હેટને બમણા આશ્ચર્યથી જોઇ ફરી કહે છે. 'ફક્કડ છે હોં !'

લેડરહોલ ઉતાવળમાં છે. પોર્ટફોલિયાને ટપકારા મારી તે કહે છે, 'બીઝનેસ, બીઝનેસ.'

'તેં તારી સીગારેટની દુકાન કાઢી નાખી ?' હું પૂછું છું ! 'હા, પણ માણુસ ધીમે ધીમે આગળ વધે છે, તમને કોઈ ઓફીસ ભાડે દેવાની હોય તો ખબર છે ? હું ગમે તે ભાડું આપવા તૈયાર છું. !

'ઓફીસ ! અમને ખબર નથી. અમે એટલા આગળ પણ નથી વધ્યા, પણ કહેતો ખરો કે હવે તારી પત્ની સાથે તને કેવુંક ભળે છે' - વેલેન્ટીન કહે છે.

'એટલે તું શું કહેવા માગે છે ?' લેડરહોલ ચમકે છે.

'કેમ ત્યાં તો તું ઘણીવાર બળાપા કાઢતો કે તારે માટે એ સાવ હાડપીંજર જેવી બની ગઈ છે. અને હવે તમે સૌ બીજી જાડી બાઇડિયું પાછળ પડયા છો !'

આર્થર માથું હલાવે છે.

'એવું કહ્યું હોય તેમ મને યાદ નથી.' તે કહે છે ને તરત જ રવાના થાય છે.

વેલેન્ટીન હસે છે. 'માણસમાં કેટલો ફરક પડી જાય છે! અર્ન્સ્ટ, મોખરા પર તે સાવ મિંયાની મીંદડી હતો, ને હવે જોઈલે, મોટો વેપારી બની બેઠો છે ને? ત્યાં એની શું દશા હતી તે યાદ કર. પણ એના વિષે તે હવે જરાએ સાંભળશે નહિ. જોજેને! હજી તો એ કોઈક લીગનો કે શુદ્ધનીતિ પ્રચારક કે એવા કોઈ મંડળનો પ્રમુખ પણ બની જશે.'

'એને માળાને કમાણી તો ધીકતી લાગે છે.' હું વિચારમાં પડી જતાં કહું છું.

અમે આગળ ચાલીએ છીએ. ધુમ્મસ વિખેરાતું જાય છે. વુલ્ફ તેની સાથે રમે છે. અચાનક સ્વચ્છ પ્રકાશમાં એક ઓળો નજરે ચડે છે.નાજુક લાલરંગની હેટ દેખાય છે. તેની નીચે ચમકતી આંખોવાળો સુંદર ચહેરો કળાય છે. હું ઘડીભર સ્તબ્ધ બનીને ઊભો રહું છું. હૃદય જાણે વેગબંધ દોડે છે. એ એકલી હતી. જુના સ્મરણો આંખ સામે ખડા થાય છે. ત્યારે અમે સોળ સોળ વર્ષની ઉંમરના છોકરાઓ સાંજ પડે ને અખાડાના દરવાજાની બહાર છોકરીઓ બહાર નીકળે તેની વાટ જોતા સંતાઈ રહેતા અને જ્યારે તેમના સફેદ સ્વેટર પહેરી એ બહાર નીકળતી ત્યારે અમે રસ્તામાં શ્વાસભેર તેમની પાછળ દોડતા—બસ, હાંફતા, શાંતિથી તેમની સામે જ તાકી રહેતા. ને જ્યારે અમારી વચ્ચેથી એ પસાર થઈ જતી ત્યારે અમારી દોડ ફરી શરૂ થતી. ફરીવાર એ જ રીતે આંખો સામે માંડીને તાકી રહેવા. કોઈ વાર બપોર ઢળ્યે અમારો ક્યાંક ભેટો થઇ જતો તો અમે તેમનાથી પાછળ થોડાંક ડગલે શરમાતા ને મૂરખની જેમ ચાલ્યે રાખતા. છેવટ એ અટકીને કોઇ ઘરમાં દાખલ થાય એટલે સઘળી

હિંમત એકઠી કરી બૂમ પાડતા, ' ફરીથી મળીશ હો ! ' અને પછી હડી કાઢી નાસી જતા.

' મારે થોડુંક કામ છે એટલે જાઉં છું, મારે એક જણ સાથે વાત કરવી છે· એક મીનીટમાં પાછો આ આવ્યો વેલેન્ટીન ! ' કહી હું દોડતો જાઉં છું—પેલી લાલ હેટની ધુમ્મસ વચ્ચે સળગતા પેલા લાલ પ્રકાશની શોધમાં. યુનીફોર્મ અને ખાઇઓ પહેલાના મારા પ્રકાશમય દિવસોને ખોળવા હું દોટ મૂકું છું.

' એડેલે ! '

તે આસપાસ જુએ છે, ' અન્સ્ટ ! પાછો આવી ગયો કે ? '

અમે પડખો પડખ ચાલીએ છીએ. અમારી વચ્ચેથી ધૂમ્મસ સરકતું જાય છે. વુલ્ફ અમારી તરફ કૂદકા મારે છે ને ભસે છે.

ટ્રામની દોડધામ. માણસોનો કોલાહલ. જગત ફરીવાર હુંફાળું ને જીવવા જેવું બની જાય છે. પેલી જૂની પુરાણી લાગણી, હૃદયને ભરી દેતી થરથરાટ મચાવે છે. વચ્ચેના વરસો જાણે ભુંસાઇ ગયા છે. ભૂતકાળની સાથે વર્તમાનને સાંકળી દેતો એક પુલ રચાય છે. ધુમ્મસ વચ્ચે પ્રકાશમાન ને સુંદર મેઘધનુષની કમાન દીપી નીકળે છે.

અમે શું વાતો કરી રહ્યા છીએ તેનો મને ખ્યાલ નથી. એની જરૂર પણ શી છે ? મુખ્ય વાત તો એ છે કે અમે પડખો પડખ ચાલી રહ્યા છીએ. આ ગતવર્ષનું અણુજાણ્યું પણ મધુર સંગીત ફરીવાર જાગી ઊઠયું છે, સ્વપ્નો ને કલ્પનાની ભાતીગળ બિછાત અહીં પાછી આંખ સામે ઊગી નીકળી છે. ને એમની વીડીઓ ને ખેતરોની લીલમ કોર ઝળકી રહી છે, પોપ્લર વૃક્ષોનો મર્મર ધ્વનિ ગૂંજી રહ્યો છે ને ઉષાકાળ જેવી યૌવનની ક્ષિતિજ ફરી પ્રકાશિત થઇ ઊઠી છે.

અમે કેટલો વખત સાથે ચાલ્યા હોઈશું તેની ખબર નથી. હું

એકલો પાછો જાઉં છું. એટલે નમસ્કાર કરી ચાલી ગઈ છે. પણ મારા મનમાં આશા ને આનંદની શરણાઈ વાગી રહી છે. મારું હૃદય સભર છે. બાળપણનું એ નાનકડું ઘર, ઉનાળાના દિવસો, લીલીછમ ટેકરીઓ ને ખુલ્લું વિશાળ જગત– કેટલું એ નાનકડા કાળજામાં આવીને ભરાયું છે!

હું પાછો ફરું છું ત્યાં વિલીનો ભેટો થઈ જાય છે. ને અમે બન્ને વેલેન્ટીનને ખોળી કાઢીએ છીએ. ખુશખુશાલ બની એ કોઈકના વાંસામાં ધબ્બા મારતો વાતો કરે છે. 'હલ્લો! કકહોફ! બેટમજી, તું વળી ક્યાંથી ફાટી નીકળ્યો!' ને હાથ લંબાવી ઉમેરે છે, 'આ પણ નસીબની બલિહારી છે. ફરીવાર પણ કોક દી' આમ જ મળી જાશું નહિ?'

પેલો માણસ અણગમાથી જોઈ રહે છે

'તે કોણ લેહર છે?' તે પૂછે છે.

'હા ત્યારે બીજું કોણ છે? તને શું યાદ નથી કે આપણે ત્યાં સાથે હતા? ને બરાબર બોમ્બઝડીની વચ્ચે જ લીલીએ મને મોકલાવેલ પુરીઓ આપણે સફાચટ કરી ગએલા તે તને સાંભરે છે ને? ટપાલની સાથે જ જ્યોર્જ તે લાવ્યો હતો. એવે ટાણે એ કામ કરવું કાંઈ સહેલું નથી. શું ખબર છે?'

'હા, કેમ નહિ?' પેલો કહે છે.

વેલેન્ટીનનું મન સ્મરણોનાં દળવાદળથી ઘેરાઈ જાય છે.

'જો કે પાછળથી તેને એના સાહસનો બદલો પણ બરાબર મળ્યો. ત્યારે તું તો ચાલ્યો ગયો હોઈશ. તેનો જમણો હાથ સંચોડો ઊડી ગયો. તેના જેવા ઘોડાગાડી હાંકનારની માઠી જ દશા ને? હવે એને કોઈ બીજું કામ ગોતવું પડશે. પણ અટાણ સુધી તું ક્યાં સંતાઈ રહ્યો હતો?'

પેલો તેની વાતને મન દેતો નથી. ને પછી શાંતિથી મોટાઈ-ભર્યા અવાજે કહે છે, 'તને મળવાથી આનંદ થયો. તારું હવે કેમ ચાલે છે ?'

વેલેન્ટીન તેના તરફ તાકી રહે છે. તેના અવાજ ને તેની રીતભાતનો ફરક તેના હૃદયમાં ઓટ મારે છે. પછી પેલાના ચમકદાર રેઈનકોટ તરફ નજર જાય છે. ને પછી પોતાના ગાભા તરફ નિરખતાં તે લાલચોળ બની જાય છે. ને પેલાનો હાથ તરછોડી નાખે છે.

વેલેન્ટીન માટે મને દુઃખ થાય છે. પહેલી જ વાર ભેદભાવનો ડંખ જાણે તેને કાળજે વાગે છે. અત્યાર સુધી તેને મન અમે બધા સીધા સાદા સૈનિકો જ હતા અને હવે એક જ વાક્યના આઘાતથી આ માણસે તેની ભોળી શ્રદ્ધાના ટુકડા કરી નાખ્યા છે.

'એમાં દુઃખ ન લગાડ વેલેન્ટીન !' હું કહું છું. 'બાપાની કમાણી ઉપર આવા લોકો રોફ મારતા ફરતા હોય છે. એમનો એ ધંધો છે.'

વિલી કેટલાક જોરદાર શબ્દોમાં મને સાથ પુરાવે છે.

'ગમે તેમ પણ એ મજાનો દોસ્ત છે!' વેલેન્ટીન કહે છે. પણ તેના મોઢાની ખટાશ એથી દૂર નથી થતી.

નસીબજોગે એ જ પળે જેડન આવી પહોંચે છે. એનું મોઢું ધૂળ ધૂળ ભર્યું છે. વિલી કહે છે, 'વાત કર. લડાઈ પૂરી થઈ છે એનું તને ભાન છે ને? તો એક વાર પણ સારી પેઠે મોઢું ધોવાનો તને વખત નથી મળ્યો ?'

'હમણાં તો નહિ જ.' જેડન ગંભીર બની કહે છે, 'પણ આવતે શનિવારે જરૂર વખત મળશે. ત્યારે મારી સગાઈ થાય છે!'

અમે આશ્ચર્યના માર્યા દંગ થઈ જઈએ છીએ. જેડનની સગાઈ! વિલી તો સડક થઈ ગયો છે. પોતાને કાને હાથ મૂકી એ કહે છે, 'શું કીધું! હું બરાબર સમજ્યો નહિ. આવતે શનિવારે તું શું કરવાનો છે?'

'આવતા શનિવારે રાતે ભાઈનો સંબંધ બંધાય છે.' જેડન ગર્વ ધરી કહે છે.

જેડન કોઈ વિચિત્ર જાતનું પ્રાણી હોય તેમ વિલિ તેના તરફ જોઈ રહે છે. પછી પોતાનો પહોળો પંજો એના ખભા પર મૂકી વડિલશાહી અવાજે કહે છે, 'બોલ જેડન, તારા માથામાં પછવાડે કોઈ વાર ખુબજ દુઃખાવો ઉપડે છે કે નહિ! અથવા તારા કાનમાં કોઈ ગણગણાટ પણ થતો હોય તો...'

'જ્યારે હું અરધભૂખ્યો હોઉં છું ત્યારે જરૂર થાય છે.' જેડન એને ખાતરી આપે છે. 'અને પછી તો પેટમાં ખરેખરની બોમ્બઝડી વરસે છે. એ ગજબની લાગણી છે તે ચોક્કસ પણ મારી ભાવિ પત્નીની વાત કરું. ધ્યાન રાખજે કે એ કાંઈ સુંદર નથી. પગે જરાક ખોડ છે ને સ્હેજ લચકાતી ચાલે છે. પણ એથી તે ગભરાય તેમ નથી. અને વળી તેનો બાપ ખાટકી છે એ જાણી લેજે.

'ખાટકી!' અજવાળું થતું જાય છે. જેડન વધારે ખબર આપે છે.

'તમને આશ્ચર્ય થશે પણ તે જરાક મારી પાછળ ઘેલી પણ છે. અને આ દિવસોમાં પકડી શકાય એવી જોડીદાર પણ તમે એને ગણી શકો. વખત કેવો ખરાબ છે? એટલે માણસે થોડો આત્મભોગ આપવો પડે. અને ખાટકી કોઈ દિવસ ભૂખે નથી મરવાનો. તેમ છતાં યે આપણે ક્યાં હજી છેડા બંધાઈ ગયા છે! સગાઈથી લગ્નનો રસ્તો ઘણો લાંબો છે.'

વિલી જેડન તરફ આતુરતાપૂર્વક સાંભળી રહ્યો છે. પછી કહે છે, 'જેડન, આપણે હમેશાં દિલોજાન દોસ્તો છીએ એ તું જાણે છે –'

'ચોક્કસ વિલી.' જેડન વચ્ચે જ કહે છે. 'તને મોઢું મીઠું થાય એવું જરૂર મળશે. આવતે મંગળવારે આવજે. ત્યારે અમે સફેદ વેચાણ કરવાના છીએ.'

'સફેદ વેચાણ? શું કહે છે તું! તમે કાપડનો વહેપાર પણ કરો છો?' હું દિંગ બનીને પૂછું છું.

'ના. એ નહિ. અમે સફેદ ઘોડો હલાલ કરવાના છીએ.'

અમે ત્યાં આવવાનું વચન આપી છૂટા પડીએ છીએ.

લડાઇમાંથી આવ્યા પછી લશ્કરી ટુકડીનો પ્રથમ મેળાવડો થવાનો છે. બધા સૈનિકોને આમંત્રણ અપાયાં છે. પ્રસંગ બહુ ભારે થવાનો છે.

કાર્લ, આલ્બર્ટ, જ્યુપ અને હું એક કલાક વહેલા આવીએ છીએ. જૂના પરિચિત ચહેરાઓને ફરી નિહાળવાનું આકર્ષણ ઓછું નથી. મુખ્ય ઓરડાની બાજુમાં અમે વિલી અને બીજાઓની રાહ જોતા બેઠા છીએ. રમતને ખાતર સિક્કાનું ચકર મોરું કરીએ છીએ, ત્યાં ફર્ડીનાન્ડ કોસોલ આવે છે. તેનો દેખાવ જોઈને અમે ડઘાઇ જઈએ છીએ ને હાથમાંથી સિક્કો પડી જાય છે. તે શહેરીના પોશાકમાં આવ્યો છે.

અમારામાંથી ઘણાખરાની જેમ અત્યાર સુધી તે યુનીફોર્મ પહેરતો. પણ આજે પ્રસંગના માનમાં તે શહેરી પોશાક પહેરીને આવ્યો છે. મખમલના કોલરવાળો વાદળી રંગનો ઓવરકોટ, લીલી હેટ અને પતંગિયા શી રંગરંગીન ટાઇ પહેરી એ ઊભો છે. જાણે આ કોસોલ જ નથી.

હજી અમારું આશ્ચર્ય શમે ત્યાં જેડન આવે છે. તે પણ પહેલી જ વાર શહેરી પોશાકમાં છે. હાથમાં રૂપાના હાથાવાળી લાકડી પણ તેણે રાખી છે. ઓરડામાં આવતાં વેંત એ ક્રોસોલને જૂએ છે ને અટકી ઊભો રહી જાય છે. ક્રોસોલ પણ ખચકાય છે. બંનેએ એક બીજાને યુનીફોર્મ સિવાય બીજા કપડાંમાં કદી નથી જોયા. બંને એકબીજા તરફ પગથી માથા સુધી નજર ફેરવે છે ને પછી ખડખડાટ હસી પડે છે. આ પોશાકમાં એક બીજાને તેઓ છેક જ હાસ્યાસ્પદ લાગે છે.

'ફરડીનાન્ડ, મેં તો તને હમેશાં તરી આવે એવો પુરુષ ધાર્યો હતો.' જેડન કહે છે.

'એટલે?' હસવું આવતાં ક્રોસોલ કહે છે.

'બીજું શું? અહીંઆ જો! ક્રોસોલના ઓવરકોટ તરફ આંગળી ચીંધી તે કહે છે, 'કોઈ ચીંથરાવાળાને ત્યાંથી ખરીદી લાવ્યો લાગે છે.'

'ગધેડો!'—ક્રોસોલ ખીજાઇને દૂર ચાલ્યો જાય છે. તેનો ચહેરો ધીમેધીમે લાલ થતો જાય છે. જોઉં છું તો તે ખરેખર ઉચક થઇ ગયો છે અને જ્યારે તેને કોઈ નથી જોતું એમ તેને લાગે છે ત્યારે તે પોતાના મશ્કરી પાત્ર કોટને બારીકીથી તપાસે છે. યુનીફોર્મમાં તેણે આવી ચીજની ગણતરી પણ ન કરી હોત પણ હવે તો એ પોતાના કફના બટનથી કેટલાક ડાઘને પણ સાફ કરવા મથે છે પછી કાર્લબ્રોગરના નવા સૂટ તરફ એક નજરે તે જોઈ રહે છે તેને ખબર નથી કે હું તેને જોઈ રહ્યો છું.

'તને ખબર છે કે કાર્લના પિતા શું કરે છે!' ક્રોસોલ થોડીવાર પછી મને પૂછે છે.

'ડીસ્ટ્રીક્ટ જજ છે.' હું કહું છું.

'એમ! ડીસ્ટ્રીક્ટ જજ! હેં' તે વિચારના ગૂંચળામાં અટવાતો શબ્દને દોહરાવે છે. 'ને લડ્‌વિગ! તેના પિતા કોણ છે?'

'ઇન્કમટેક્સ ઇન્સ્પેક્ટર.'

તે થોડીવાર શાંત રહી કહે છે, 'ઠીક, ત્યારે હવે તમારે મારું કાંઈ કામ નહિ રહે.'

'તું નકામો નાની વાતને મોટું સ્વરૂપ આપે છે.' હું કહું છું.

તે પોતાના ખભા હલાવે છે. શહેરી પોશાકમાં તે જુદો લાગે છે એટલું જ નહિ પણ તેનું વર્તન પણ આખું પલટી ગયું છે. પહેલાં તેણે આવી વાતને કોડું પણ ન આપ્યું હોત ને હવે એ ડાઘાવાળા કોટને તે એક અંધારિયા ખૂણામાં ટાંગી આવે છે.

'અહીં સખત ગરમી છે.' મારી નજર તેના તરફ જ છે એ જોઈ તે કહે છે. હું માથું હલાવું છું.

'અને તારા પિતા? એ શું કરે છે?' તેના અવાજમાં શોકની તરડાટી છે.

'બુકબાઇન્ડર'

'ખરેખર!' તે પાછો જરા મૂળ સ્વભાવ પર આવે છે.' અને આલ્બર્ટના બાપુજી?'

'એ તો મરી ગયા છે. પણ એ લુહાર હતા.'

'લુહાર!' તે અત્યાનંદમાં આવી જઈ પૂછે છે. જાણે કોઈક ભવ્ય નામ સાંભળ્યું હોય! 'વાહ! અજબ વાત કહેવાય. હું પોતે પણ લુહાર જ છું. અમે તો ક્યાંક નજીકના સગપણમાં પણ થતા હશું નહિ!'

'બની શકે.' હું કહું છું.

શહેરી કોસોલની નસમાં ફરી રણ મોરચાના કોસોલનું રૂધિર ધસમસતું વહેતું થાય છે, ફરી એ રંગમાં આવી જાય છે.

'એમ જ હશે, એમ જ હશે!' તે કહે છે ને જેકન કટાણું મોઢું કરી જ્યારે તેની પાસેથી પસાર થાય છે ત્યારે એક શબ્દ પણ બોલ્યા વિના ને પોતાની જગ્યાએથી ખસ્યા વિના તે એક આબાદ લાત તેને લગાવે છે. એ જ ખરો કોસોલ!—એના પુરાણા પ્રાણે આવીને પોતાનું સ્થાન પાછું મેળવી લીધું છે.

મુખ્ય ઓરડામાં ધીરે ધીરે ધમાલ થવા માંડે છે. છોકરાઓ આવતા જાય છે. અમે પણ પ્રવેશ કરીએ છીએ. કાગળના તોરણ ટીંગાય છે ને ટેબલ ખુરશીઓ પણ અવ્યવસ્થિત રીતે આમતેમ પડી છે. કેટલાક જણ છેક ખૂણામાં વાતો ચગાવે છે. સાવ રંગ ઉપડી ગએલા પોતાના જુના યુનિફોર્મમાં જુલિયસ વેડેકેમ્પને ઉભેલો હું જોઉં છું ને ખુરશીઓની કતાર વીંધી તેની પાસે પહોંચું છું.

'કેમ ચાલે છે જુલિયસ!' હું કહું છું. 'તારી પાસે મારો એક મેહોગનીનો ક્રોસ લેણો છે તે ભૂલી નહિ ગયો હો. કેમ? પીઆનાના ઢાંકણામાંથી મારે માટે તું એક ક્રોસ બનાવવાનો હતો એ યાદ છે?—જો હવે ભૂલી ગયો તો.'

'એ ક્રોસ નીચે હું જ દટાઈ ગયો હોત તો સારું હતું અર્નસ્ટ!' તે શોકાર્દ અવાજે કહે છે, 'મારી પત્ની મરી ગઈ એ તને ખબર નહિ હોય.'

'આખો શિયાળો ચીજ વસ્તુની ખરીદી માટે તેને રખડવું પડતું ને તેમાં બાળક આવ્યું એટલે પછી બધું પતી ગયું.'

'ને બાળક!'

'એ પણ મરી ગયું.' તેના શરીરમાં એક કંપારી વછૂટે છે.

'અને સ્કેફલર ગુજરી ગયો એ તેં સાંભળ્યું હશે કદાચ.'

'ના, એને શું થયું?'

વેડેકેમ્પ ચુંગી સળગાવે છે. પછી કહે છે, '૧૯૧૭માં તેને માથામાં ઘા વાગ્યો હતો તેની તને ખબર છે પણ ત્યારે તે રૂઝાઈ ગયો હતો. પછીથી કોણ જાણે એના માથામાં એવો દુઃખાવો ઉપડતો કે તે ભીંતમાં માથાં પછાડતો. તેને ઈસ્પીતાલમાં અમે ચાર જણા થઈને માંડમાંડ લઈ જઈ શક્યા. માથામાં દાહ ઊપડયો હતો. ગઈ કાલે જ એ મરી ગયો.!'

તે બીજી વાર દીવાસળી ચેતાવે છે. 'અને હવે સત્તાવાળાઓ તેની પત્નીને પેન્શન આપવાની ના પાડે છે.'

'અને જીરાડે પોહલ શું કરે છે?' હું પૂછું છું.

'તે બિચારો ન આવી શક્યો, ફાસબેન્ડર અને ફ્રીચ બન્ને કામધંધા વગરના રખડે છે. બે ટંક ખાવાનાયે કાવડિયા નથી. તેમને આવવાની તો બહુ ઈચ્છા હતી પણ...'

લગભગ અરધો ઓરડો હવે ભરાઈ ગયો છે. ઘણા જૂના દોસ્તોને અમે મળીએ છીએ. પણ પહેલાનો પ્રાણ હવે રહ્યો નથી, ઘણા વખતથી અમે આ સંમેલનની રાહ જોતા હતા. મનમાં હતું કે આમ બધા એક વખત ફરી મળશું તો આપણી ઘણી મુશ્કેલીઓનો અંત આવી જશે, કેટલાયે મનને ગુંગળાવતા પ્રશ્નોનો તોડ કાઢી શકશું, પણ એમાંનું કાંઈ થઈ શકે તેમ નથી. લશ્કરી યુનીફોર્મની વચ્ચે શહેરી પોશાકનાં છાંટણાં ઠેરઠેર પડયાં છે. અને ધંધો, કુટુમ્બ, સામાજિક પ્રતિષ્ઠા—એવી ઘણી ઘણી ચીજોએ અમારામાં ફાચર મારી છે. જૂની બિરાદરીની ભાવના જાણે કયારની મરી પરવારી છે.

દરેક ચીજમાં ધરમૂળથી પરિવર્તન થઈ ગયું છે. દાખલા તરીકે આ બોસે લ્યો. આખી ટુકડી માટે એ કાયમી હાસ્યનું પાત્ર

હતો. એવો મૂરખ ને ગંદો એ ત્યાં લાગતો કે ઘણીવાર તેને પકડીને અમે પાણીના નળ નીચે બેસાડતા ને અત્યારે ફક્કડ કપડામાં હીરાની વીંટી પહેરીને એ વાતોના તડાકા મારતો બેઠો છે. તેની બાજુમાંજ એડોલ્ફ બેથ્કે છે. લડાઈના મોરચા પર એ તેનાથી એટલો આગળ ગણાતો કે બેથ્કે તેની સાથે વાત કરે તો પણ એ તેને માટે મોટું માન મળ્યા જેવું હતું. અને છતાં બેથ્કે હવે થોડી જમીન ધરાવતા એક ગામડિયા મોચી કરતાં કાંઈ વધારે નથી. અને આ લડૂવિગ બ્રેયર. નિશાળિયાના કપડાં પહેરી એ ઊભો છે ને એક વખતનો તેનો સામાન ઉપાડનાર ભારવટિયો તેનો વાંસો થાબડે છે. ફરીવાર પાણીના નળના ફીટીંગનો તેનો ધીકતો ધંધો તેણે હાથ કર્યો છે ને બજારમાં તેનું નામ ગાજે છે. આ વેલેન્ટીન પણ રહ્યો. વાદળી ને સફેદ રંગનું સ્વેટર પહેરી એ ઊભો છે. કેવો ભૂખ જેવો દેખાય છે! પણ સૈનિક તરીકે? ને આ લેડરહોસ મોઢા પરથી માખી ઉડાડતાએ નહોતી આવડતી ને મહત્ત્વ ધારીને મોટી હેટ ને ચળકતા વસ્ત્રોમાં, કીમતી સીગારેટ ફૂંકતો તેની પડખે બેઠો છે. દુનિયાની સૂરત આખી પલટી ગઈ છે.

કદાચ એ પણ ચલાવી લઈએ. પણ અહીં તો વાતો એ જુદા પ્રકારની થાય છે. કપડાંનો પ્રભાવ તેની પર પણ પડયો છે. સૈનિક તરીકે સાવ રદબાતલ જેવા કે એક પંતુજી કાર્લ ને લડ્વિગને તેમની પરીક્ષા વિષે પૂછે છે. જો હું લડૂવિગ હોત તો તેને ગળેથી પકડીને બહાર ફેંકી આવત. પણ કાર્લ ઓછો નથી. કેળવણી ને પરીક્ષા બરીક્ષા કરતાં વેપારના એ બેહદ વખાણ કરે છે ને ગુરુજી ચાલતી પકડે છે.

મને અહીં નથી ગમતું. આમ ભેગા ન થયા હોત તો તેમની પેલી સુંદર સ્મૃતિ તો સંઘરી શકાત. અમે સર્વે એના એજ દોસ્તો છીએ છતાં એ રહ્યા નથી એ દિલને સળગાવનારી વસ્તુ છે. મૃત્યુ જે ન કરી શકયું તે જીવને કરી બતાવ્યું,—ભેદની ઊંડી ચીરાડ ઊભી કરવાનું.

પણ તેને માનવા અમે તૈયાર નથી. અમે બધા એક ટેબલ આસપાસ બેઠા છીએ. લડ્વિગ, આલ્બર્ટ કાર્લ, એડોલ્ફ, વિલી, જેડન, વેલેન્ટીન બધા, અમારી ઉપર ગમગીની પોતાનું જાળું ગૂંથે છે.

'ગમે તેમ થાય પણ આપણે તો સાથે જ રહેવાનું. આલ્બર્ટ આ મોટા ઓરડામાં નજર લંબાવી કહે છે. અમે એક બીજાના હાથ હલાવી એ દોરને મજબૂત કરીએ છીએ ત્યાં પેલી બાજુ ઊજળાં કપડાંની ટોળી પણ જામતી જાય છે.

અમારો વિચાર તો જેને સૌ ભૂલી જાય છે તેને ફરી જીવતું કરવાનો છે, એડોલ્ફને હું કહું છું, ' આવ, તું પણ હાથ મિલાવ : ' તે પોતાનો ભારે પંજો મારા હાથમાં મૂકે છે ને ઘણા વખતથી ન દેખાયલું હાસ્ય પહેલીજ વાર તેની આંખમાં ઝળકે છે.

અમે સાથે બેઠા રહીએ છીએ. પણ એડોલ્ફ બેથકે તરતજ જાય છે. તેની દશા સારી નથી લાગતી. મને થાય છે કે મારે તેને ફરી એકવાર મળવા જવું જોઈએ.

એક નોકર આવીને જેડનના કાનમાં કાંઈક રહે છે.

' નહિ, સ્ત્રીઓનું અહીં કાંઈ કામ નથી. ' તે માથું ધુણાવી પેલાને રજા આપે છે. અમે આશ્ચર્યથી તેના તરફ જોઇ રહીએ છીએ, તે ખુશ થઈ હસે છે. નોકર પાછો આવે છે ને તેની પાછળ લાંબી ડાફો ભરતી, કદાવર ને ઊંચી એક છોકરી આવે છે. જેડન અકળાઈ ઊઠે છે. અમે દાઢમાં હસીએ છીએ, પણ તે જાત પર કાબૂ રાખતાં સારી પેઠે જાણે છે. એક અજબ લહેકાથી તે કહે છે, ' મારી પ્રિયતમા ! '

જેડન એટલેથી પૂરું કરે છે એટલે વિલી બધાની ઓળખાણ

આપવાનું કામ હાથથાં લે છે. લડ્વિગથી શરૂ કરી તે પોતાની જાતની છેલ્લે ઓળખી આપે છે. પછી છોકરીને તે બેસવાનું કહે છે. પેલી બેસે છે.

વિલી તેની બાજુમાં બેસે છે. ને પોતાનો હાથ તેની ખુરશીની પાછળ રાખે છે.

'તમારા પિતા ન્યુએન્ગ્રેવનના પ્રખ્યાત ખાટકી છે નહિ?' વાતચીત શરૂ કરતાં તે કહે છે.

છોકરી માથું હલાવે છે. વિલી જરા નજીક ખસે છે. જેડનને તેની તલભાર પણ ચિંતા નથી. એ લ્હેરથી બીરના ઘૂંટડા પીએ છે. પણ વિલીની રંગભરી વાતચીતથી છોકરી ખીલે છે.

'તમને મળવાનું તો મને ખૂબ મન હતું ભાઇઓ?' તે કહે છે, જેડને તમારા વિષે ખૂબ વાતો કરી છે. પણ તમને તેડી લાવવાનું વારંવાર કહેવા છતાં એણે કોઈ દિવસ એ કર્યું નથી.!'

'શું કહ્યું?' જેડનને એક નજરથી ખાઈ જતો હોય તેમ જોતાં વિલી કહે છે, 'અમને તેડી લાવવાનું કહ્યું હતું? ખરેખર, અમને તમારે ત્યાં આવતાં સાચે જ અનહદ આનંદ થાત, પણ આ હરામખોરે કોઈ એક શબ્દ સુદ્ધાંયે એ બાબત નથી કહ્યો!

જેડન ઊંચો નીચો થાય છે. કોસોલ ટેબલ પર આગળ નમી કહે છે, "ત્યારે તમને અમારા વિષે ઘણીવાર વાતો કરી છે કેમ! મને આશ્ચર્ય થાય છે કે સાચેસાચ એણે તમને શું કહ્યું હશે?'

'આપણે હવે જઈએ, મેરીએચેન!' જેડન ઊભો થતાં વચ્ચે કહે છે, પણ કોસોલ તેને પાછો ખુરશીમાં બેસાડી દે છે, 'જરા કૃપા કરી બેસો જેડન! ' કોસોલ કહે છે. 'હાં, તમને શું વાતો કરી હતી ફ્રાઉલીન!'

મેરીએચેનના મુખ પર સંપૂર્ણ વિશ્વાસ ઝળકે છે. વિલી તરફ સહેજ શરમાળ આંખો માંડી તે કહે છે, 'તમે જ હેર હોમેયર કે!'

વિલી નમન કરી હા પાડે છે.

'ત્યારે એણે તમને જ બચાવેલા?' તે આગળ બોલે છે ને જેડન સાપના રાફડા પર બેઠો હોય તેમ ખુરશીમાં તરફડે છે.

'પણ તમો એ બધી વાતો ભૂલી નહિ ગયા હો.' મેરીએચેન કહે છે.

વિલી માથું ઠેકાણે રાખી કહે છે, 'પાછળથી હું દટાઈ ગયો હતો. માણસની સ્મરણશક્તિ પર એની કેવી અસર થાય છે એ તો જાણો છો ને? હું ઘણોજ કમનસીબ છું કે એવી કેટલીયે વાતો હું ભૂલી ગયો છું.!'

ત્યારે કેવી રીતે જેડને હોમેયરને બચાવેલ?' કોસોલ આતુરપણે પૂછે છે.

'હું તો જાઉં છું મેરીએચેન, તું આવે છે કે નહિ?' જેડન કહે છે. કોસોલ તેને બરાબર પકડી રાખે છે.

'એ ખુબજ શરમાળ છે.' મેરીએચેન ખુશ ખુશ થઈ હસતાં કહે છે. 'પહેલાં તો હેર હોમેયરનું ખુન કરવા આવનાર ત્રણ હબસીઓને તેણે તેમની કુહાડીથી જ કાપી નાખ્યા. ને એકને તો પોતાની મુકકીથી—'

'પોતાની મુકકીથી.' કોસોલ ઘોઘરા અવાજે એ જ શબ્દો ફરીથી બોલે છે.

'હા, અને બાકીનાને પણ તેમની જ કુહાડી વડે તેણે પાર પાડી નાખ્યા ને પછી તમને એ ઉપાડીને પાછા લાવ્યા.' મેરીએચેન વિલીના સાડા ૭ ફૂટ ને અરધા ઈંચના શરીર તરફ નિહાળી પોતાના પ્રિયતમ તરફ પ્રશંસાપૂર્ણ નેત્રો માંડી કહે છે, 'તમે શું કર્યું હતું એ એક વખત કહેવામાં તો કશો વાંધો નહિ, ડીઅરી!'

'ના, મુદ્દલ નહિ.' ફ્રાસોલ સંમત થાય છે. 'એ ચીજ એવી છે કે એક વખત તો તે કહેવી જ જોઇએ.'

થોડીવાર વિલી મેરીએચેનની આંખો તરફ નાજુકાઈથી નિહાળી તેને ખાતરી આપતાં કહે છે.

'ખરેખર, એ અદ્ભુત વ્યક્તિ છે!' પછી જેડન ભણી માથું હલાવી કહે છે. 'એક મિનિટ મારી સાથે બહાર ચાલ તો!'

જેડન શંકિત બની ઊભો થાય છે. પણ વિલી કાંઈ નુકસાન કરવા માગતો નથી. થોડી મિનિટ બાદ બંને હાથમાં હાથ ભેરવી આવે છે. વિલી મેરીએચેન પાસે અટકી કહે છે, 'હા, એ નકકી કરી નાખ્યું. હું કાલે સાંજે આવીશ. હબસીઓ પાસેથી મને બચાવવા માટે મારે હજી એનો આભાર માનવાનો રહે છે. પણ તમને ખબર છે? મેં પણ ડીઅરીને એક વાર બચાવ્યા હતા.!'

'હોય નહિ, ખરેખર?' મેરીએચેન આશ્ચર્ય પામી કહે છે.

'કદાચ કોઈ વાર એ પોતે જ એના વિષે વાત કરશે.' વિલી ધીમું હસે છે. જેડન છૂટકારાનો દમ ખેંચી પોતાની પ્રિયતમા સાથે રવાના થાય છે.

'કાલે તેઓ હલાલ કરવાના છે તે તમને ખબર છે?' વિલી પૂછે છે પણ કોઈ સાંભળતું નથી. અત્યાર સુધી અમે હસવું દબાવી,

જાત પર માંડ કાબૂ રાખી બેઠા હતા.એકદમ તેનો ધોધ તૂટી પડે છે. ફ્રાસોલ હસી હસીને લોથપોથ થઈ જાય છે. છેવટે ઘણી વાર પછી વિલીનું કહેવું બધા સાંભળે છે કે તે જેડન સાથે એક ભારે લાભદાયી કૉન્ટ્રક્ટ બાંધી આવ્યો છે—નિયમિત રીતે તેને ઘોડાનું માંસ પૂરું પાડવાનો.

'બેટમજી, હવે બરાબર મારી પકડમાં આવ્યો છે.' વિલી બંધું હસે છે.

*

## પ્રકરણ પાંચમું

અમારી પરીક્ષા વિષે હુકમ આવી ગયો છે કે તેમાં અમને ઠીક છૂટછાટ આપવામાં આવશે. પોતાને ખાસ રસ પડતા વિષયો નક્કી કરી તેમાં જ પરીક્ષા આપવાનું ઠર્યું છે. કમનસીબે અમને જેમાં ખાસ રસ પડે છે તે વિષયો યાદીમાં જ નથી. પણ અમે અમારી મેળે નક્કી કરી નાખીએ છીએ. દરેક વિષયમાં બે પ્રશ્નો પુછાવાના છે. અને તે પ્રશ્નો પણ અમે કહીએ તે. એ બંને પ્રશ્નોમાં ઉત્તીર્ણ તો થવું જ જોઇએ. વેસ્ટરહોલ્ટ શિક્ષકના ટેબલ પાસે બેઠો છે. તેના હાથમાં અમારા નામવાળા કોરા કાગળોનો થોકડો છે. અમે અમને પૂછવાના પ્રશ્નો તેને કહીએ છીએ.

વિલીના કામ ને કંટાળાનો પાર નથી. તે પોતાના ઇતિહાસનાં પાનાં ફેરવ્યા જ કરે છે. છેવટ મહામહેનતે બે પ્રશ્નો તે નક્કી કરી શકે છે. એક તો ઝામાનું યુદ્ધ ક્યારે થયું એ પ્રશ્ન ને બીજો 'ઓટો ધ લેઝી ક્યારે રાજ્ય કરતો હતો?

વેસ્ટરહોલ્ટ ને આલ્બર્ટ અમારા વિષયો ને પ્રશ્નોની યાદી કેટલાક શિક્ષકોને આપે છે. તેઓ પ્રિન્સિપાલને તો તે પહેલાં સોંપે છે. અમે

મોટી મોથ મારવાના છીએ એમ તો તે પણ નથી માનતા, પણ યાદીને તપાસી ઘૃણાથી તે એને એક બાજુ હડસેલે છે. 'પણ સદ્ગૃહસ્થો, શિક્ષણપ્રધાનનું કહેવું એમ છે કે તમારા અભ્યાસમાંથી તમે કોઈ વિભાગ પસંદ કરો કે જેમાં તમને રસ હોય, તમારા અભ્યાસક્રમમાંથી કોઇ વિશાળ વિભાગ. સમજ્યા ! આ તો તમે સાદા સીધા સવાલો જ ઉતારી દીધા છે.'

'આના કરતાં અમારા અભ્યાસના રસનું ક્ષેત્ર વિશાળ નથી, આલ્બર્ટ કહે છે.

પ્રિન્સિપાલ યાદીને પાછી આપી કહે છે, 'આ ચલાવી ન લેવાય. આખી પરીક્ષાનું આ તો ફારસ કરવા જેવું છે.'

'અને એ સિવાય તે બીજું છે પણ શું ?' વેસ્ટરહોલ્ટ ગેલમાં આવી જઇ ટોણો મારે છે.

પ્રિન્સિપાલ ખભા હલાવે છે. પણ છેવટે એ પ્રમાણે જ અમારી પરીક્ષા લેવાય છે.

નિબંધની પરીક્ષા વખતે વિલી ક્રમભાગ્યે બે કલાક મોડો આવે છે. રાત્રે તેણે કાર્લ સાથે સારી રીતે પીધો હતો. હોલરમેન અમારો શિક્ષક ખૂબ સંતાપ પામે છે. વિલીને તે પૂછે છે કે તે જવાબો સમયસર લખી શકશે કે નહિ. વિલી પૂરા આત્મવિશ્વાસથી માથું હલાવે છે. પોતાની જગ્યાએ બેસી તે પાટલૂનની ખિસ્સીમાંથી લડ્વિગે તેને માટે લખી દીધેલો નિબંધ કાઢે છે, અને તેને પોતાની સામે પાથરી, થોડી વાર પોતાનું મોટું માથું નમાવીને ઝોલાં ખાય છે. ધાર્મિક વિષયની પરીક્ષા વખતે પણ તેની આંખમાં ઊંઘ ભરાણી છે એટલે ભૂલથી એને બદલે ભૌતિકવિજ્ઞાનના જવાબ તે ઢસડી નાખે છે. છેલી ઘડીએ આલ્બર્ટે તેને પછી અટકાવ્યો.

મૌખિક પરીક્ષા વખતે વચગાળાનો સમય અમે સ્કેટની રમત

રમવામાં ગાળીએ છીએ લશ્કરમાં જે કાંઈ થોડું શીખ્યા છીએ તેમાં આ રમતના પણ સમાવેશ થાય છે. જ્યારે રમનારામાંથી પરીક્ષા માટે કોઈનું નામ બોલાય છે ત્યારે તે કાં તો પાનાં છોડીને કે પોતાને વિશ્વાસ હોય એવા સાથીને પાનાં સોંપીને પરીક્ષા આપવા જાય છે.

વિલીને ખૂબ સરસ પાનાં મળ્યાં છે, એટલે તેના ઉશ્કેરાટમાં એ બાકીનું બધું ભૂલી જાય છે. જ્યારે તે એક ગજબનો હાથ કરવાની તૈયારીમાં છે ત્યારે જ સાહિત્યની પરીક્ષા માટે તેનું નામ બોલાય છે. વિલી પાનાં તરફ શોકભરી નજર ફેંકી કહે છે, 'આ હાથ જાવા દેવો એના કરતાં નાપાસ થવાનું હું વધારે પસંદ કરું.' પણ છેવટે પાનાંને ખિસ્સામાં નાખી થોડીક વારમાં જ પાછા આવવાનું કહી તે જાય છે. ને એટલો વખત રાહ જોતાં પાનાંમાં કોઈએ ગોટાળો ન કરવો તેની એ સૂચના આપતો જાય છે. પરીક્ષા વખતે પણ તેનું મન પાનાંની બાદશાહતમાં રમે છે એટલે એક સવાલનો જવાબ જ ભૂલી જાય છે. પણ એ સાહિત્યની પરીક્ષામાં ઉકાળી આવી વિજય સ્મિત ફરકાવતો તે પોતાનો હાથ કરે છે ને જીતેલા પૈસા એકઠા કરે છે.

જોકે પાસ તો અમે બધા જ થઈ જઈએ છીએ. અમારા જેવા ઉતાર ને રખડુઓથી છૂટકારો મેળવતાં પ્રિન્સિપાલને છેવટ ટાઢક થાય છે. પણ અમને સોનેરી સૂચનો આપવાની આ છેલ્લી તક પણ તે ગુમાવી શકે તેમ નથી. નિશાળને અમે છેલ્લા રામરામ કરીએ છીએ ને તે પ્રસંગને પવિત્ર ને ગંભીર બનાવવાનું તેને ખૂબ ગમે છે.

'આપણા સખત પરિશ્રમ ને અનુભવોમાંથી પસાર થઈ આખરે જીવનના ક્ષેત્રમાં પણ ઊંચી આશા ને શુભ લાગણીથી 'એ જ રીતે ઉત્તીર્ણ થઈશું' તે કહે છે.

'ઉત્તીર્ણ થવું એમાં કાંઈ માલ નથી.' વિલી કહે છે.

'અમે અત્યાર લગણ ઘણીએ વાર ઘણી ચીજોમાંથી લગભગ ઉત્તીર્ણ થઇ ચૂક્યા છીએ. પ્રિન્સિપાલ કાચબાની જેમ શરીર સંકોરી જાય છે. સુંદર મજાના શબ્દોથી અમારા પેટનું પાણી એ હાલી શકે તેમ નથી. આવા કૃતઘ્ન, સાવ નકામા આદમીઓ સાથે કદી સમાધાન શક્ય નથી.

પરીક્ષા પછી થોડા દિવસમાં અમને કામચલાઉ રીતે નજીક ગામડાંઓમાં શિક્ષણ આપવા માટે મોકલવામાં આવે છે. મને તેથી આનંદ થાય છે. આ ધ્યેયહીન રઝળપાટથી હું ધરાઇ રહ્યો છું. તેનાથી વિષાદ ને અનેક જાતના વિચારોની ધમાલ સિવાય બીજી કાંઈ કમાણી થઇ નથી. હવે હું કામ કરીશ. કાંઇક કરી શકીશ.

સામાન બાંધી હું વિલી સાથે ઊપડું છું. અમને નજીકનાં જ ગામડાં મળ્યાં છે. વચ્ચે કલાકનો પણ રસ્તો નથી.

હું એક ખેડૂતને ત્યાં જમું છું. ખેતરનાં મકાન જૂનાં છે ને બારીની નજીક જ ઊંચા ઓકનાં ઝાડોની હાર ઊભી છે. વાડામાંથી ઘેટાંના આછા અવાજો આવે છે. એક મોટી આરામ ખુરશીમાં મને બેસાડી ખેડૂતની સ્ત્રી ટેબલ મૂકી મારું જમવાનું પીરસે છે. શહેરના માણસો અરધ ભૂખ્યા જ આવતા હોય છે એમ તેનો ખ્યાલ લાગે છે, અને મારી બાબતમાં તો તેનો ખ્યાલ જરાયે ખોટો નથી. વાનીઓ એટલી વિવિધ ને ભરચક છે કે અમારી દ્રષ્ટિને તે પૂરતી થઈ રહે. મને જેડન યાદ આવે છે.

હું મોંમાં કોળિયા મૂકું છું ને કેડે હાથ મૂકી, મોકળો મને હસતી ખેડૂત પત્ની બાજુમાં ઊભી છે. એક કલાક પછી મારે ન છૂટકે હાથ ધોવા પડે છે. પેટમાં એક કણી સરખીએ માઈ શકે તેમ નથી, છતાં તે આગ્રહ કર્યે રાખે છે.

ત્યાં વિલી મને મળવા આવે છે.

'હવે તમારી ઈચ્છા પૂરી થશે' હું કહું છું. તમને કાંઈક જોવાનું પણ મળશે. હું તો એની પાસે કાંઈ નથી.'

વિલી સૈનિકને છાજે એમ જ કરે છે. બીજી પંચાતમાં ન પડતાં પોતાને કામે એ લાગી જાય છે. ખેડૂત સ્ત્રી મધર સ્કોમેકરનું આમંત્રણ મળતાં જ એ પૂરીની તાસરને સફાચટ કરવા મંડી પડે છે. સાથે ચ્હાના પ્યાલા પણ ખાલી કરતો જાય છે મધર સ્કોમેકર કબાટને અઢેલી તેના તરફ પ્રશંસા ને આશ્ચર્યભરી નજરથી ટગર ટગર જોઈ રહે છે. જાણે જૂની દુનિયાની આઠમી અજાયબી હોય! ખૂબ ખુશ થઈને એ પુડલાની મોટી થાળી લાવે છે. વિલી તેને યે તળિયાઝાટક કરી નાખે છે.

'વાહ,' તે જરા શ્વાસ લેતાં અટકે છે, પણ ટેબલ સાફ કરવા થાળી લે છે ત્યારે છેલ્લો ચમચો ભરી લેતાં તે કહે છે, 'આ ઉજાણી પછી તો ભારે ભૂખ લાગી. હવે પેટપૂરતા ભોજનના શા સમાચાર છે?'

આ એક જ વાક્યથી વિલી કાયમને માટે મધર સ્કોમેકરનું હૃદય હરી લે છે.

શિક્ષક તરીકે હું કેવું કામ કરી શકીશ તેની મને ખાતરી નથી. મન થરથરાટ અનુભવે છે ને હું ખુરશી પર બેસું છું. મારી સામે ચાલીસ છોકરાંઓ બેઠાં છે. અને તેઓ સૌથી નાના છે. બરાબર હારબંધ ગોઠવાઈને બેઠા છે. તેમના નાના ગોળમટોળ હાથ દફતર અને પાટી, પેન, પેન્સિલ ને નોટબૂકો ઉપર ફરે છે. નિશાળમાં ફક્ત ત્રણ વર્ગો છે. અને દરેકમાં જુદી જુદી ઉંમરનાં બાળકો ભણે છે. સાત વર્ષથી માંડીને દસ વર્ષ સુધીના બાળકો છે.

કેટલાક બાળકોને તો નિશાળે આવતાં બે કલાક સુધી રસ્તો

કાપવો પડે છે. તેમની વસ્તુઓ ભીની થઈ ગઈ છે ને ઓરડાના ખૂણે રહેલી સગડીની ગરમીમાં એ હૂંફ મેળવી રહ્યા છે. સૌથી નાના બાળકો તેમના પૂરીના દડા જેવા ગાલોમાં દટાતી આંખો ઊંચી કરી મારી સામે તાકી રહ્યાં છે. બે ત્રણ છોકરાઓ છાની રીતે ખીખી હસે છે. એક મજાના માથાવાળું બાળક નાક ખંજોળવામાં પડયું છે. એક જણ પોતાની આગળ બેઠેલાની પીઠની ઓથે માખણ રોટીના ટુકડાઓ પેટમાં ઓરે છે. પણ દરેકેદરેક મારી હિલચાલને ધ્યાનપૂર્વક નિહાળે છે.

હું અસ્વસ્થપણે મારા ટેબલ પાસેથી ખસું છું. એક અઠવાડિયા પહેલાં હું પણ તેમની જેમ હારબંધ બેસી હોલરમેનની છટાને નિરખી રહેતો—જ્યારે મુક્તિયુદ્ધોના કવિઓ વિષે તેની અલંકારિક ભાષા પૂરવાટ વહેતી ત્યારે તો ખાસ. હવે હું પોતે જ એક હોલરમેન છું. આ અહીં બેઠેલા બાળકો માટે તો ખરો જ,

'છોકરાંઓ, આપણે હવે બીજો નવો શબ્દ લ, લખોટાનો લ–શીખીશું ' હું પાટિયા તરફ જાઉં છું, દસ વાર લ લખો!'

હું ચાકથી પાટિયા પર લખું છું. મારી પાછળ ધીમો ધીમો અવાજ આવે છે. મને લાગે છે કે છોકરાંઓ મારા તરફ હસે છે ને હું પાછો ફરી જોઉં છું. પણ એ તો નોટબૂક ઉઘાડવાનો ને પાટીઓ તૈયાર રાખવાનો અવાજ થાય છે. ચાલીસેય નાનકડા જીવોના માથાં આજ્ઞાંકિતપણે પોતાના કામ પર નમી રહ્યાં છે.—હું ચકિત થઈ જાઉં છું.

પેન પાટી પણ ઘસાય છે. પેન્સિલ છરકાતી કાગળ પર ચાલે છે. હું બંને હરોળ વચ્ચે આંટા મારું છું.

દીવાલ ઉપર ઈસુનું ક્રુસીફીકસ વેળાનું ચિત્ર ટીંગાય છે.

માટીનું બનાવેલું એક ઘુવડ ને જર્મનીનો નકશો પણ બાજુમાં જ છે. બારીની બહાર વાદળાંઓ નીચાં નમી ઝડપથી સરકતાં જાય છે.

હું ભૂરા ને લીલા રંગના નકશા પાસે અટકી ઊભો રહું છું. સરહદની લીટીઓ લાલ રંગની છે ને પહેલેથી છેલ્લે સુધી વાંકી-ચૂંકી વહે છે. અનેક સ્થળોનાં નામ નજરે ચડે છે. કેટલાં નાનાં ટપકાં જેવાં છે એ? અને એક વખત એની પગલાં જેટલી જમીન પણ કેટલી કારમી બની ગઇ હતી! માઉન્ટ કેમલનું તો નકશામાં નામ સુદ્ધાં નથી. હું ત્યાંથી ખસી પેલા સુંવાળા ને નાજુક માથાંઓની કતાર પર નજર નાખું છું, લખોટાના 'લ' પર તેમનું સમસ્ત મન કેન્દ્રિત થઇને ઝૂકી રહ્યું છે. નકશાના આ ટપકાંઓ તો તેમને મન કોઈ વધુ ગાયબના સ્થળોનાં નામો જ બની રહેશે. ને ઇતિહાસ ભણતી વેળા થોડી તારીખો યાદ રાખવી પડશે. જૂની લડાઇઓ વિષે અમે ભણતા તેમ. ખરે જ વિચિત્ર છે આ જીવન.

બીજી હરોળમાં એક આંગળી અચાનક ઊંચી થાય છે ને નોટબૂક હવામાં ફરકે છે. તેણે પોતાનું કામ પૂરું કર્યું લાગે છે. હું તેની પાસે જઈ બતાવું છું કે 'લ'નું નીચેનું પાંખડું તેણે જરા વધારે લાંબું કર્યું છે. તે મારી સામે તેની ભૂરી, પાણીદાર આંખોથી એવું ચમકભર્યું નિહાળી રહે છે કે પલવાર હું મારી દૃષ્ટિ સંકેલી લઉં છું.

વિચારમગ્ન બની હું આંટા મારું છું. સગડીની બાજુમાં ઊભો રહી ફરી એ નાનકડાં ચહેરાઓ પર મારી નજર ફેરવું છું. તેમાંના ઘણાખરા સામાન્ય ને કહ્યાગરા છે. કેટલાક ખંધા છે ને બીજા મૂરખ છે. પણ તેમાંના થોડાંકની અંદર કાંઇક સત્ત્વ ઝળકે છે. કેમકે આમને માટે પણ જીવન એવું સીધું સાદું તો નહિ વહે. એ વિચાર

આવતાં જ નિરાશાનો કાળો પટ મને ઘેરી વળે છે. હું મનોમન વિચારું છું. આમ ને આમ દિવસો પસાર થતા જશે. આજે શબ્દો લખ્યા, કાલે વાચનમાળા, ને અઠવાડિયા પછી ડિક્ટેશન શરૂ થશે. પછી તમે દાખલા પણ ગણતાં શીખશો ને એમ મોટાં થશો. સમય દરેકને પોતાના પંજામાં ઊંચકી લેશે,—કોઈને હળવેથી તો કોઈને ઝડપ મારીને, કોઈને વ્હાલપથી તો કોઈને ક્રૂરતાથી ને દરેકને એમ પોતાનું ભવિષ્ય દોરી જશે. ત્યારે મારા આ પલાખાં ને જર્મનીની નદીઓની ગોખણપટ્ટી તમને શું કામ લાગશે? ચાલીસ માણસો—જુદા જુદા ચાલીસ આત્માઓ ઊઘડવાની તૈયારી કરી તમારામાં વસેલ છે. તમને મદદ કરતાં મારું હૃદય કેવું પ્રફુલ્લ બની ઉઠત!—એ મદદ કરવાનું મારાથી શક્ય હોત તો. પણ અહીં તો એક આદમી બીજાંઓને કેવી ને કેટલી મદદ કરી શકે? એડોલ્ફ બેથ્કેને પણ શું હું કશી મદદ કરી શક્યો હતો?

ઘંટ વાગે છે. પહેલો પાઠ પૂરો થયો છે.

બીજે દિવસે હું અને વિલી અમારા નવા કોટ ચડાવી પાદરીને ત્યાં જઈએ છીએ, અમારું સ્વાગત ઠીક ઠીક થાય છે. પણ એમાં અતડાપણું છે. નિશાળના અમારા ઉચ્છૃંખલ જીવનની કીર્તિ અહીં સુધી પણ પહોંચી છે એટલે ઊંચા ને સારાં કુટુંબોમાં અમારા તરફ જરા શંકિત આંખો મંડાય છે. સાંજે અમે ગામના મુખીને મળવાનું રાખીએ છીએ. ગામના ચોરામાં જ એ મળી જાય છે. એ ચોરો સાથે સાથે પોસ્ટ ઑફિસનું પણ કામ સારે છે.

મુખીના ચહેરા પર કરચલિયો પડી છે ને એ વૃદ્ધ ખેડુના મોં પર બાહોશી પણ એના ભેગી તરવરે છે. તે અમને તેની સાથે દારૂના એકાદ બે પ્યાલા ચડાવવાનું આમંત્રણ આપે છે. અમે તેનો સ્વીકાર કરીએ છીએ. બીજા બે ત્રણ ખેડૂતો પણ આવે છે ને એક-

બીજા તરફ આંખ મારી અમને અભિનંદન આપે છે ને તેમની સાથે પણ પીવાને બોલાવે છે. અમે તરત પામી જઈએ છીએ કે તેમનો વિચાર અમને નશો ચડાવી અમારી મજાક ઉડાવવાનો છે. આ પહેલાં અહીં કામ કરી ગયેલા માસ્તરોને પણ તેમણે આવી જ રીતે બનાવ્યા છે ને ખંધુ હસી એવા કેટલાક જુવાન માસ્તરોની અમને એ વાતો કરે છે. અમને પણ તરત જ પાડી દેવાના તેમની કને ત્રણ કારણો છે. એક તો શહેરના માણસો તેમના જેટલું પીણું ન જ પી શકે એમ તેઓ માને છે. બીજું અમારા જેવા પંતુજીઓ તેમના કરતાં નબળા જ હોય ને ત્રીજું અમારા જેવા ઊગતા જુવાનિયાઓને બહુ પીવાનો મહાવરો પણ ન હોય. અમારા પહેલાં કામ કરી ગયેલા માસ્તરો માટે આ સાચા અનુમાનો હશે પણ તેમને ખબર નથી કે અમે સૈનિકો હતા ને દારૂના વાટકા ભરીને કેમ ગટગટાવી જવા એ અમે સારી પેઠે જાણીએ છીએ. બેડુનો અમને જરા મૂરખ બનાવવા માગે છે પણ એથી તો અમે અમારું ત્રણગણું વજન વધારવાનું બીડું ઝડપીએ છીએ.

પેલો મુખી, ગામડાનો એક કારકુન અને બીજા ખૂબ પીનારા ગણાતા એક બે જણા અમારી સામે બેસે છે. ગામમાં તેમને ટપી જાય તેવું કોઈ નથી. સ્હેજ હસી, અમારી સાથે પ્યાલા મિલાવી તેઓ શરૂ કરે છે. વિલી ખૂબ ખુશ થઈ ગયો હોય તેવો દેખાવ કરે છે. પેલા બેડુનો છે, પછી તો સાત, આઠ, નવ પ્યાલા ઠલવાતા જાય છે ને બેડુનોનું હસવું અચંબામાં પલટાતું જાય છે.

'હવે એકલો ચોખો દારૂ જ લાવજે, બીર નહિ!' વિલી છોકરાને હુકમ કરે છે.

'એકલો દારૂ!' મુખી મોં વકાસી રહે છે.

'ત્યારે શું? ' આમ બીર ને દારૂ ભેગાં રહીએ તો બેડાં

બેઠાં સવાર પડી જાય. બીર તે કાંઈ ચીજ કહેવાય ? એનાથી માણસ ભલટો ઠરીને ઠામ થઇ જાય : ' વિલી શાંતિથી કહે છે.

મુખીનું આશ્ચર્ય હવે ફાટી આંખે બહાર તરી આવે છે. એક ખેડૂત લોચા વાળતાં કહે છે કે તમે પણ ખરા નીકળ્યા. બે જણા ધીરેથી ઊઠી બહાર ચાલ્યા જાય છે. અમારા બેએક હરીફો તેમના પ્યાલા ટેબલ નીચે ઢોળી દેવા કોશિશ કરે છે, પણ વિલીની આંખ તળેથી કોઈ છટકી શકે તેમ નથી.

' ટેબલ ઉપર હાથ રાખો !' તે કહે છે ને તેમના જ હાથ ઊંચકી તે તેમને પરાણે પ્યાલાઓ મોઢે મંડાવે છે. મુખી ને પેલો કારકુન હજી જરા સ્ફૂર્તિમાં છે. પણ તેમાં કારકુન તો થોડીવારમાં જ ખડી પડે છે ને વિલી મોજમાં આવી ઓર્ડર આપે છે, ' ચાર પ્યાલા બીરના લાવ હવે !' મુખી ખુરશીમાં ઊછળે છે. બે પ્યાલા તેના હાથમાં પધરાવી વિલી કહે છે ' ખુશ રહો !'

તે અમારી સામે તાકી રહ્યા છે ' હવે એકીસાથે પૂરું કરીએ.' વિલી પ્યાલા હાથમાં લઈ કહે છે. પેલો કારકુન પણ પાછો સળવળે છે. પણ વિલીને કોઈ પહોંચે તેમ નથી.

' ચાર ઘૂંટડે ખલાસ કરીએ ! ' મુખી કહે છે.

' નહિ એક જ ઘૂંટડે.' વિલી કહે છે ને ઊભો થાય છે. સાથે હું પણ ઊભો થાઉં છું ને આસાનીથી અમે તેને ગટગટાવી જઈએ છીએ. પેલા અચકાય છે, એકાદ ઘૂંટડો લે છે ને કસાઈવાડે જતી ગાયની જેમ અમારી સામે જોઈ રહે છે. અમે અમારા ખાલી પ્યાલા તેમની સામે ધરીએ છીએ, ' ખાલી કરો, નહિ તો હારી જશો !' વિલી ગરજે છે. એ પરાણે ગળે ઉતારે છે ને પછી ધીમે પણ ચોક્કસ-પણે જમીન પર ફસડાઈ પડે છે. ધીમે ધીમે પીવામાં કદાચ તેઓ અમને પાછળ રાખી દેત, પણ એકીસાથે ગટગટાવી જવામાં અમે

ખાસ શિક્ષણ મેળવ્યું છે ને તેમને અમારી ઢબે ઉપાડવામાં જ અમારો વિજય સાર્થ બન્યો છે.

ધ્રૂજતે ડીલે અમે અમારી આસપાસનું રણક્ષેત્ર નિહાળીએ છીએ. સૌ ઢળી પડયા છે. એકેય જણ ઊભો નથી રહી શકયો. છેવટે મુખી ને પેલા કારકુનને ઊભા કરી અમે તેમને ઘેર પહોંચાડીએ છીએ. અમારા વિજયની તે ટોચ છે. કારકુનને એના ઘરના બારણા પાસે મૂકી અમે મુખીને ત્યાં જઈએ છીએ. પણ ત્યાં તો તેની વાટ જોતી તેની પત્ની બારણામાં જ ઊભી છે.

'અરે ભગવાન!' અમને ભાળી તે ચીસ પાડી કહે છે, 'નવા માસ્તરો છે! આટલા નાના ને આવા ગજબના પીનારા! શરૂઆત તો સારી કરી.'

વિલી કહેવા જાય છે કે 'એ ખરેખર એક જાતનું માન છે.' પણ એ બરાબર સમજાવી નથી શકતો.

'આને તમારે કયાં મૂકવા છે?' હું છેવટે પૂછું છું.

'ભલેને પડયા રહે' તે કહે છે ને અમે મુખીને બાંકડા પર સુવડાવીએ છીએ. પછી વિલી બાળકની જેમ હસી પૂછે છે કે તે અમને કોફી બનાવી આપશે કે નહિ. પેલી બાઈ વિલી તરફ તે આફ્રિકાનો કોઇ હબસી હોય તેમ તાકી જ રહે છે.

'પણ અમે તમારા પતિને ઘર સુધી તેડી લાવ્યા છીએ.' વિલી ખુશખુશાલ બની કહે છે.

ગજબની ઉદ્ધતાઈ સામે આ ખડતલ, કઠણ ડોશી પણ નથી ટકી શકતી. મોટા મોટા પ્યાલા ભરી તે અમને કોફી પાય છે ને વચ્ચે અમને ધખતી જાય છે. અમે દરેક વાતને 'હા, હા,' કર્યે જ જઈએ છીએ. આવે પ્રસંગે એ જ ઉત્તમ વસ્તુ છે.

આ બનાવ પછી ગામડામાં અમે કાંઈક છીએ એવી છાપ પડે છે ને હર જગ્યાએ માનસહિત સલામો ઝીલીએ છીએ.

[ ૨ ]

નીરસ ને એકધારા દિવસો ઢસડાતા જાય છે. સવારમાં ચાર કલાક ભણાવવાનું, બપોરે બે કલાક ને બાકીનો વખત એકલા બેસી પસાર કરવાનો. રવિવાર તો તેમાં વળી સૌથી ખરાબ છે. કાંઈ કામ કરવાનું ન હોય ને ચોરે બેસવાની પણ ઇચ્છા ન હોય ત્યારે સ્થિતિ અસહ્ય થઈ પડે છે. અમારી નિશાળના મુખ્ય શિક્ષક–મારા સિવાય શાળામાં એ એક જ બીજા પુરુષ શિક્ષક છે–વીસ વરસ થયાં અહીં નોકરી કરે છે ને નવરાશનો વખત ભૂંડ ઉછેરવામાં ગાળે છે. તેમાં એમને ઇનામો પણ મળ્યાં છે. પણ એના સિવાય એને બીજી વાત પણ સાંભરતી નથી. તેને જોઈને મારા પર એક ભયંકર વિચાર સવાર થઈ જાય છે. કદાચ હું પણ એના જેવો એક દિવસ નહિ બની જાઉં ને? બીજી એક શિક્ષિકા અમારી સાથે કામ કરે છે. ભલી બાઈ છે પણ એના ઘરમધ્યાન વિના બીજી વાતોમાં એનું મન ડૂબે તેમ નથી.

મારા કરતાં વિલી વધારે સારી રીતે ગોઠવાઈ ગયો છે. તે દરેક ઠેકાણે વિવાહવાજનમાં કે શુભપ્રસંગે એક અધિકારીની અદાથી જાય છે. ઘોડાઓના દરદમાં કે ગાયને વાછડું આવે ત્યારે તે ખેડૂતોને સલાહ આપે છે ને મદદ કરે છે. સાંજે તે તેમની સાથે હોટલમાં કે ચોરામાં બેસી ગપ્પાસપ્પા મારે છે ને સ્કેટની રમત પણ રમે છે.

પણ મને આમ જ્યાં ત્યાં રખડવાની ઇચ્છા નથી. હું તો મારી ઓરડીમાં ભરાઈ રહેવાનું વધારે પસંદ કરું છું. પણ કલાકો એમ સ્હેજે ઓગળતા નથી ને વિચિત્ર વિચારો ખૂણેખાંચરેથી

સળવળીને બેઠા થાય છે. ફીકા, પીળા, ખવાઈ ગયેલા હાથ હલે છે, મને બોલાવે છે, ધમકી આપે છે, ભૂતકાળના ઓળાઓ જાગે છે પણ એમનું સ્વરૂપ જાણે પલટાઇ ગયું છે. સ્મરણો ફરી અહીં, આ ઓરડીના એકાંત ખૂણે સળગે છે. ભૂખરો વિશાળ પટ, પેલા દ્રષ્ટિહીન અથડાતા ચહેરાઓ, ચીસો અને...

એક દિવસ રવિવારે હું વહેલો ઊઠી ચીજવસ્તુ બાંધી એડોલ્ફ બેથ્કને મળવા સ્ટેશને રવાના થાઉં છું. બેથ્કને મળવાના વિચારથી જ મારું ચિત્ત આનંદમાં આવી જાય છે ફરી વાર હું મારા એક પ્યારા દોસ્તને મળી શકીશ ને આ રવિવારની ભયંકર આગમાંથી પણ બચી જઇશ.

હું બપોર પછી બેથ્કને ત્યાં પહોંચું છું. દરવાજો ખખડે છે ને કૂતરો ભસે છે. હું ઝડપથી ફળઝાડની વચ્ચે આવેલા માર્ગ પર ચાલું છું. બેથ્ક ઘેર જ છે. તેની પત્ની પણ ત્યાં છે. હું અંદર દાખલ થઈ બેથ્ક સાથે હાથ મિલાવું છું એ ત્યાં ચાલી જાય છે. હું બેસું છું. અમે વાતોએ ચડીએ છીએ ને પછી એડોલ્ફ કહે છે, 'તને આશ્ચર્ય તો થયું હશે નહિ અર્ન્સ્ટ !'

'શાનું આશ્ચર્ય એડોલ્ફ !'

'તેને અહીં પાછી જોઇ.'

'ના, એ બધી તારી અંગત વાતો છે એડોલ્ફ !'

તે મારા તરફ ફળની રકાબી ખસેડી કહે છે, 'એકાદ નારંગી તો ખા.' હું તેને સીગાર આપું છું. તેના છેડાને મોંથી સેજ કાપી નાખતાં તે કહે છે, 'જાણે એમ બન્યું કે, હું અહીં ને અહીં બેઠો જ રહેતો. પછી થોડા જ વખતમાં મારું મગજ ભમવા માંડયું. એકલા હોઇએ ત્યારે ઘર કોઈ ભયંકર જગ્યા બની જાય છે.

તમે ઓરડામાં આંટા મારો. તેની કોઈ ચીજ અહીં ટીંગાતી હોય તો પણ તેનો સીવવાનો સંચો, કે આ બાજુ તે જ્યાં સીવવા બેસતી તે ખુરશી દેખાય અને પછી રાત્રે તમારી પડખે જ સફેદ, એક પણ કરચલી પડયા વિનાની પથારી ને પછી તમે આંખો ઊઘાડ મીંચ કરો, માથું આમ તેમ ફેરવો, થોડી પળ એ શૂન્ય પથારી પર મીટ માંડો ને પડખાં ઘસો તો યે ઊંઘ ન આવે. મગજમાં અનેક વસ્તુ ચકરાવો ખાતી ઘૂમી રહે, અન્સ્ટ !'

'હું બરાબર માની શકું છું એડોલ્ફ—'

'અને પછી તમે બહાર રખડવા નાસી જાઓ, ખૂબ ઢીંચો ને કાંઈક ન કરવાનું કરી બેસો—'

હું માથું હલાવું છું. ઘડિયાળ કટકટ થતી રહે છે, સગડીના કોલસા તતડે છે ને એડોલ્ફની પત્ની શાંતિથી અંદર આવે છે, રોટી ને માખણ ટેબલ પર મૂકે છે ને પાછી ચાલી જાય છે. બેથક ટેબલકલોથ ઉપર પોતાનો હાથ ફેરવતાં કહે છેઃ

'એમ જ અન્સ્ટ. અને તેને માટે પણ અહીં એવી જ સ્થિતિ હતી. એ બધાં વરસો દરમિયાન તેને પણ એમ જ બેસી રહેવું પડતું. ભય અને આશંકા ધરી તે એમ બેસી રહેતી. વિચારનાં જાળાં પણ ગુંથાતાં ને એમ એક દિવસ એ બની ગયું. તેની ઇચ્છા નહોતી. તે ધારતી પણ નહોતી ને એ બની ગયું. તને ખબર છે ને? એની અસહાયતાને હું કલ્પી શકું છું.'

એડોલ્ફની પત્ની કોફી લાવે છે. તેને નમસ્તે કહેવાનું મને મનમાં થાય છે પણ મારી સામે તે જોતી નથી.

'તારા માટે પણ એક પ્યાલો લઈ આવ ને?' એડોલ્ફ તેને કહે છે.

'મારે રસોડામાં થોડું કામ છે.' તે કહે છે. તેનો અવાજ ધીમો ને કોમળ છે.

'હા, હું અહીં બેઠો રહેતો.' એડોલ્ફ ફરી શરૂ કરે છે.

'અને જાતને કહેતો કે તેં એને સળગાવી મૂકી છે. તેં જ તારી માનહાનિ કરી છે.' પછી વિચાર કરતો. 'તારા માન-મોભાએ તને લાભ શું કરી દીધો? શું સંતોષ આપ્યો? તને ખબર છે કે એ એક ભ્રમણા છે. તું એકલો છે. અને માન કે માનહીનતા, તેની સાથે તારે નિસ્બત પણ શું?—પછી મેં એને બોલાવી. જે બની ગયું તેનો પછીથી અર્થ પણ શો રહ્યો હતો! જો માણસ એ બિના જાણતો જ ન હોત તો વસ્તુઓ એની મેળે હતી તેમ વહી જાત, અને કોણ કહી શકે કે એક જણ બધું જ જાણતો હોય તો શું દશા થાય!'

ખુરશીના હાથા પર કંઈક અસ્વસ્થ બની આંગળીઓ રમાડતાં એડોલ્ફ કહે છે, 'કોફી આવી ગઈ છે, અર્ન્સ્ટ? ને માખણ પણ છે.'

હું પ્યાલા ભરું છું ને અમે પીવાનું શરૂ કરીએ છીએ.

'તને ખબર છે અર્ન્સ્ટ!' તે ધીમે સ્વરે કહે છે, 'તમારે માટે એ સહેલું છે—તમારે તમારી ચોપડીઓ, તમારું શિક્ષણ અને એવી બીજી વસ્તુઓ છે. ત્યારે મારે? મારે મારી પત્ની સિવાય બીજો કોઈ આધાર નથી.'

હું એ વિષે કાંઈ નથી કહેતો. હું તેને એ સમજાવી પણ ન શકું રણમોખરા પર હતો એ માણસ હવે તે રહ્યો નથી—હું યે નથી રહ્યો.

'અને તે એ બાબત શું કહે છે?' હું થોડી વાર પછી પૂછું છું.

એડોલ્ફ હાથને નીચે પડવા દેતાં કહે છે ! 'બહુ ઓછું બોલે છે. અને ઝાઝી વાત કોઇ કાઢી શકે તેમ પણ નથી. બસ, ત્યાં એ બેસે છે ને મારી સામે નિહાળી રહે છે. વધુ થાય તો ચીસો પાડી ઊઠે છે. તે ભાગ્યે જ બોલે છે.'

એડોલ્ફ પોતાના પ્યાલાને હડસેલે છે 'એકવાર એણે કહેલું કે કોઈક અહીં આવ્યું હતું. અને પછી કહે છે કે તેને ખબર નહોતી કે મને તે કાંઈ નુકસાન કરી રહ્યું છે. એને એમ જ લાગતું કે હું અહીં છું ને બધું જાણું છું, પણ આ કોઇ માની ન શકે. આ જાતની વાતો સમજી શકાય તેવો નથી. બાકી બીજી બધી રીતે તે બરાબર છે.'

હું થોડીવાર વિચાર કરું છું. 'કદાચ તેનો કહેવાનો અર્થ એ હોય કે ત્યારે તે શું કહી રહી હતી તેની એને કલ્પના પણ ન આવી હોય. જાણે એ સ્વપ્નમાં જ રમતી હોય. કેટલીક વાર માણસને વિચિત્ર સ્વપ્નાં આવે જ છે એડોલ્ફ !'

'હોઇ શકે.' તે કહે છે, 'પણ મને એ સમજાતું નથી. ઝાઝો વખત એ સંબંધ રહ્યો જ નહોતો.'

'અને પેલા ઉપર હવે કાંઈ કરવાની તેની ઇચ્છા નથી ?' હું પૂછુ છું.

તે ફક્ત એટલું કહે છે, 'હું અહીંની જ છું. હું અહીંની જ છું.'

હું તેની પર જરા વિચારી કહુ છું. 'વધારે બીજું પૂછી પણ શું શકાય ? પણ હવે તું વધારે સુખી થયો છે કે નહિ એડોલ્ફ !'

તે મારી સામે તાકી રહે છે, 'બહુ નહિ અર્ન્સ્ટ ! પણ પછી-

એમાં આશ્ચર્ય જેવું નથી બધું વખત આવે થાળે પડી જશે. તને નથી લાગતું શું ?'

તે બોલે છે એવો શ્રદ્ધાન્વિત તેનો ચહેરો નથી દેખાતો.

'ચોક્કસ' હું કહું છું. 'એક દિવસ બધું બરાબર થઈ જશે!' ટેબલ ઉપર હું થોડી સિગારેટો મૂકું છું. થોડો વખત વધારે વાતો કરી હું રજા લઉં છું. રસ્તામાં એડોલ્ફની પત્ની સામે મળે છે.

ઝડપભેર તે મારી બાજુમાંથી પસાર થવા જાય છે. 'સાહેબજી. ફ્રો બેથ્કે' હું મારો હાથ લંબાવી કહું છું.

'સાહેબજી,' તે એક તરફ મોઢું ફેરવી હાથ મિલાવે છે.

એડોલ્ફ મારી સાથે સ્ટેશને આવે છે પવન સૂ સૂ કરતો વાય છે. ચાલતાં ચાલતાં હું એડોલ્ફને ઝાંખી નજરે નિહાળતો રહું છું. મને યાદ આવે છે કે જ્યારે જ્યારે અમે ત્યાં રણમોખરા પર શાંતિની વાતો કરતા ત્યારે તેના મોં પર કેવું હાસ્ય–આશા ને આનંદના ઝળકાટભર્યું ફરકી રહેતું ! ને હવે ? કઇ અતાગ ગર્તામાં એ બધું અદૃશ્ય થઈ ગયું છે ?

ગાડી ઊપડે છે. 'એડોલ્ફ!' હું બારીમાંથી ઝૂકી ઉતાવળે કહું છું. 'હું તને બરાબર સમજું છું. હું તને કેટલી સાચી રીતે પિછાનું છું તેનો તને ખ્યાલ પણ નહિ હોય.'

તે એકલો પાછો ફરે છે–ખેતરો પરથી તેના ઘર ભણી.

દસ વાગ્યે એક કલાકની રમતની રજા મળે છે. તેનો ઘંટ વાગતાં ચૌદ ચૌદ વર્ષના કિશોરો કૂદકા મારતા મેદાન તરફ જાય છે. હું બારીમાંથી તેમને નિહાળી રહું છું. થોડી પળમાં તો તેમનું સ્વરૂપ આખું પલટાઇ ગયું છે. વર્ગમાં ડાહ્યા ડમરા થઈ, રાંક બનીને બેસતા

એ જ છોકરાઓ ઉઘાડા મેદાનમાં વછેરાની જેમ થનગની ઊઠે છે. તેમની ફૂટતી જોબનાઈ પાછી તેજીમાં આવા જાય છે.

મારી સામે બાંકડા પર બેસીને પાઠ ભણતી વેળા તેમનું સાચું સ્વરૂપ ગૂંચળું વળીને છુપાઇ બેઠું હોય છે. તેમની અંદર છેતરીને કામ કાઢી જનારી કે ઉઘાડે છોગ બળવો કરી તૂટી પડતી શક્તિઓ ભંડારેલી પડી છે. સાત વર્ષના શિક્ષણે તેમને કાંઇક જુદા ઢાળામાં પલોટયા છે. કેળવણીના ખોળામાં પુરાયા પહેલાં સ્વતંત્ર ને નિર્ભય દિલના પ્રાણીની જેમ, વીડીઓ, ખેતરો, રમતો ને સ્વપ્નોની દુનિયામાંથી એ નિશાળને ઓટલે આવી બેઠા છે. જીવનનો સીધો સાદો નિયમ એજ તેમને મને સારરૂપ હતો તેમનામાં જે સૌથી સશક્ત તે જ તેમનો સર્વોપરી હતો. એ જ તેમને દોરતો ને બીજા અનુસરતા. પણ ધીમે ધીમે આ શિક્ષણના પ્રભાવે એક બીજી જાતની આંકણી તેમના પર લાદી. બીજી જાતનાં મૂલ્યોએ માણસને માપતાં કરવાનું એણે શીખવ્યું. જે પોતાનો પાઠ કડકડાટ બોલી બતાવે એ હોંશિયાર, એ પહેલે નંબરે બેસે ને બીજા તેને આદર્શ માની આંખો એના ભણી તાણ્યા કરે, કદાચ કુદરતી શકિતનો વારસો જેને વધારે મળ્યો હોય તે એના સામું માથું ઉંચકે, કેળવણીનો ધોકો એને નવું ભણતર ભણાવવાનો જ કારણ કે નિશાળનો આદર્શ તો સારા 'સ્કોલર' થવાનો છે. પણ એ આદર્શમાં શું બળ્યું છે! આવા કેટલા સ્કોલરોએ દુનિયાનો ઉદ્ધાર કર્યો? નિશાળના ઓરડામાં ને માસ્તરની આંખો નીચે એની સાંકડી છાતી ફુલાતી જરૂર હશે ને એનો માન મોભો વરતાતો હશે પણ પાછળથી જિંદગીના લોઢ ઉછાળતા દરિયામાં એનાં નવે વહાણ તળીએ બેસે છે. દુનિયામાં કાંઈક પણ સારું કરી ગયા હોય તો એ 'ખરાબ સ્કોલરો'! ઠોઠ ગણીને જેમને અંગૂઠા પકડાવ્યા કર્યાં છે તેઓ.

હું છોકરાઓની રમત તરફ નિહાળું છું આખા મેદાન પર

વાંકડિયા વાળ વાળો ડેમનહોલ્ટ જાણે પ્રભુત્વ ધરાવે છે, જુસ્સાથી તે ધસે છે, તેની આંખો આત્મવિશ્વાસ ને હિંમતથી ચળકે છે, એક એક સ્નાયુ તંગ ને સજાગ બની ગયો છે, તેની નજર બધાય માપતી મારગ કરે છે ને સૌ તેની પાછળ અટવાતા ફરે છે પણ આ દસ મિનિટમાં જ એ ડેમનહોલ્ટ ક્લાસમાં આવી બેસશે ને સાવ બુધુ જેવો બની જશે, એના ભેજામાં કોઇ કાળે જાણે જ્ઞાનનું રસાયણ ઉતરવાનું જ નથી. આવતી પરીક્ષામાં એક માર્ક પણ લાવવાની તેનામાં તેવડ નથી, હું તેના સામું જોઉં છું એટલે એ ભલોભોળો ને આજ્ઞાકિત દેખાશે પણ મારી પીઠ ફરી કે એનાં દાંતિયા શરૂ થવાના. લાગ મળે તો મારી ખુરશી પર પીન ખોસનાર પણ એજ પહેલો હશે ને આ મેદાનમાં સાવ નમાલો લાગતો મારા વર્ગનો પ્રથમ વિદ્યાર્થી ! ક્લાસમાં તે જૂદો તરી આવશે. દરેક સવાલનો જવાબ તેને હોઠે હશે ! ને ડેમનહોલ્ટ. કોઇ અજાણ્યા મુલકમાં આવી પડયો એમ એ મૂઢ જેવો બેસો રહેશે. પેલો છોકરો બધું જાણે છે ને એ જાણે છે એમ પણ તેને ખબર છે છતાં આ ડેમનહોલ્ટ મને ગમે છે. એને મારે હજાર વાર શિક્ષા કરવી પડે છે પણ પેલા પીળા ફિક્કા આદર્શ વિદ્યાર્થી કરતાં એના પર મને વધારે પ્રીતિ છે.

હું મારા ખભા હલાવું છું. આના જેવું મેં આ પહેલાં નથી જોયું શું ! અમે જ્યારે પેલા મોટા હોલમાં સૌ સૈનિકો ફરી વાર મળ્યા ત્યારે ત્યાં પણ માણુસ કરતાં એના ધંધાની કિંમત નહોતી વધી જતી ? જોકે પહેલાં, રણમોખરા પર એનાથી ઉલટી જ વસ્તુ હતી. હું મારું માથું હલાવું છું. પાછી ફરી કેવી દુનિયા ઊગશે !

ડેમનહોલ્ટનો અવાજ મેદાનમાં ગાજી ઊઠે છે. મને થાય છે કે શિક્ષકોનું વર્તન વિદ્યાર્થીઓ તરફ દોસ્તીભર્યું વધારે થાય તો બાબત સુધરે કે નહિ. તેનાથી કદાચ કેટલીક મુશ્કેલીઓ ઓછી થાય ને અડચણો ઘટે. પણ મૂળમાં તો એ એક ભ્રમણા જ રહેવાની.

જુવાનીની દ્રષ્ટિ તિક્ષ્ણ ને વેધક છે. તેને છેતરવી સહેલ નથી. મોટેરા એ જૂથ બાંધીને મોરચો રચે છે. એ લાગણીવિવશ નથી—કોઈ તેની પાસે પહોંચી શકે પણ તેનામાં પ્રવેશ ન કરી શકે. એક વખત એ સ્વર્ગે ગયું એટલે તેના દરવાજા બિડાય જાય છે. વર્ષોને પણ પોતાનો નિયમ છે. એની ચપળ આંખોથી ડેમનહોલ્ટ કોઈ પણ દોસ્તારીને ઠંડી રીતે પોતાની ગલીમાં દોરી જઈ શકે તે પ્રેમ ને લાગણી પણ બતાવે. છતાં એકલા એના લાભ પરથી એની નજર ઊડી જાય એ ન બને. યુવકોને સમજવાનો દાવો કરતા કેળવણીકારો ફક્ત તેમનો ઉત્સાહ બતાવે છે. જુવાનીને જાતને સમજાવવાની જરૂર નથી. કોઈ તેને સમજે તેની પડી નથી. એ તો માગે છે એને એકલા છોડી દેવાનું. પોતાના થનગનતા ઘોડાને મનમાની દિશાએ પૂરપાટ દોડાવી જવાનું. આપણે જુવાનીના ધબકાર અનુભવી શકીએ, પણ એ આપણી સાથે તાલ નહિ લઈ શકે. અને એ તાલ મળે તે દી, તેનો મોક્ષ થયો સમજવો.

ઘંટ વાગે છે રમતનો સમય પૂરો થયો છે. બારણા પાસેની હરોળમાં નિરાશવદને ડેમનહોલ્ટ આવીને ઊભો રહે છે.

[ ૩ ]

ટેબલ પર દીવાના તેજનું ગોળ કુંડાળું પડે છે. મારી સામે વાદળી રંગની નોટબુકો પડી છે. પડખે લાલ શાહીનો ખડિયો છે. હું નોટો તપાસું છું ને ભૂલો પર નિશાની કરી, બ્લોટિંગ દબાવી પાનાં ફેરવું છું.

હું ઊભો થાઉં છું. શું આ ખરું જીવન છે? એકધારા દિવસો ને રોજ લેસન તપાસવા સુધારવાની એની એ ક્રિયા—આ જીવન છે શું? તેની પાછળ જીવનની કોઈ રંગભરી ભાત નથી ઊડતી. કોઈ આનંદની લહરી નથી ઊડતી. વિચારવાને હજુ

અવકાશ છે. મનમાં હતું નિશાળના કામથી ચિત્ત શાંત થશે. પણ એનાથી તો હું વધારે અજંપ બની ઊઠ્યો છું. અહીં સાંજ ફેરી થાકેલ પગે ધીમે ધીમે ડગલાં માંડે છે.

હું ખેડૂતનો ગમાણ ભણી લટાર મારું છું. આછા અંધારામાં ગાયોના હલનચલન ને ક્વચિત ભાંભરવાનો અવાજ આવે છે. ઝાંખા દીવા ટમટમે છે. ગાયો દોવા ખેડુસ્ત્રીઓ બેઠી છે. તેઓ માથું ઊંચકી હસે છે ત્યારે તેમના સફેદ ઊજળા દાંત દેખાય છે. બોઘરણામાં દૂધની સેડ પડવાનો અવાજ પણ સંભળાય છે.

હું થોડી વાર ત્યાં ઊભો રહી પાછો ઓરડી તરફ ફરું છું. પેલી વાદળી રંગની નોટબૂકો હજી દીવાના અજવાળા તળે પડી છે. તે હમેશાં ત્યાં પડી રહેશે? અને હું? હું પણ ત્યાં બેસી રહેવાનો શું? પછી મારા વાળ ધોળા થશે ને છેવટ મૃત્યુ પણ મને ત્યાં જ આવીને ભેટશે? હું પથારીમાં પડું છું. પણ ઊંઘ નથી આવતી. ઘડીક કોઈ ઊંડા અતાગ પ્રદેશમાં મારો પ્રાણ એકલો પ્રવેશે છે, પણ અચાનક ભયની કંપારીથી હું સજાગ બની જાઉં છું. ને પછી દેવળની ઘડિયાળના ડંકા કાને આવી અફળાય છે. પડખાં ઘસતાં હું એ સાંભળી રહું છું.

છેવટ ઊભો થઇ, કપડાં પહેરી, હું બારીમાંથી કૂદકો મારી બહાર જાઉં છું. કૂતરો પણ સાથે છે. ચંદ્ર પ્રકાશે છે. પવન ધીમે વાય છે ને આંખ સામે વિશાળ મેદાન પડ્યું છે. તેની વચ્ચે રેલના પાટાની ધાર પડછાયાના રેલા જેવી વહી જાય છે.

હું એક ઝાડના ઝૂંડ નીચે બેસું છું. થોડીવારમાં સીગ્નલના દીવા ઝળકી ઊઠે છે. રાતની ગાડીનો વખત થયો છે. પાટા ઉપર એક ધીમો ને તાલમય અવાજ રડતો જાય છે. એન્જીનની બત્તી તેજનો

ઘોઘ ફેંકતી દૂરથી કળાય છે. ગાડી સડસડાટ કરતી દોડતી આવે છે. પ્રકાશભરી બારીઓ દેખાય છે. પછી આ ડબાઓ—એક પછી એક પસાર થાય છે. પાછળ પાટાઓ તેજના લીસોટા જેવા રહી જાય છે ને હવે છેવટ દૂર ચાલી જતી ગાડીની લાલ બત્તી ઝગી રહે છે—કોઈ પ્રેતની ક્રોધભરી આંખ જેવી.

હું આમતેમ આથડું છું. ચંદ્ર ઘડીક શ્વેત ને પછી પીળાશ પકડતો જાય છે. ઘેર આવું છું ત્યારે પરોઢિયાની સુરખી ફૂટતી આવે છે. ઓરડામાં નજર નાખું છું તો દીવો હજી બળે છે. પાછો અહીં જ આ સ્થળે જ જીવનને બાંધીને કાયમ માટે રહેવાનું હશે.

વીસ વરસ વધારે વીત્યાં હોત તો એ બની શકત. થાકીને ઢળી પડતો હું કપડાં બદલાવી પથારીમાં પડું છું. બંને હાથ જોરથી ભિડાય છે. કોઇ માથાં પછાડતું મારા અંતરમાંથી કહે છે—એમ હાર નહિ પામું. હજી એમ હારી નહિ જાઉં.

—ને પછી પેલા ઊંડા અતાગ પ્રદેશમાં હું ફરી પ્રવેશું છું.

—ધીમે ધીમે હું આગળ વધું છું. જાળવીને એક એક ડગલું માંડું છું. ટેકરીઓના ઢોળાવ ઉપર સૂરજ ઝળહળે છે. હવા ગરમ ને શાંત છે. ઉપર આકાશમાં નિરીક્ષણના બલૂન ઊડે છે ને વાદળાં ક્ષિતિજમાં પોઢેલાં પડ્યાં છે. મારા લોખંડી ટોપની પાસે ફૂલ વડે એના લાલ ફૂળાવાળી ડાંખળી નમાવી રહ્યો છે.

ઉપર બલૂનના ગરજાટ ભેદીને એક ભાગ્યે જ કાને પડે એવી તરડાટી સંભળાય છે. ફરી એ શાંત પડે છે. હું રાહ જોઈ રહું છું. એક પંખી કરરર કરતું મારા માથા પર થઈ ઊડી જાય છે. ફરીવાર બપોરની શાંતિ ભેદતો પેલો દૂરનો આછો અસ્પષ્ટ અવાજ. ઝાડના ઝુંડ પાછવાડેથી શિરટોપનું પાચ્છ દેખાય છે. પછી માથું, કપાળ, ચોખી આંખો ને બિડાયેલા હોઠ તેની આંખો આખા મેદાનને ભરતી

ચારેકોર ફરે છે ને પછી કોરા કાગળના ફાંડવામાં એ કાંઈક ચિત્રામણ કરે છે. આ ખેતર, ટેકરીઓ, ઝાડનાં ઝુંડ વગેરેના એ નકશા દોરતો હોય તો ના નહિ. તેના મોં પર ભયની આશંકા પણ નથી લાગતી.

હું મારો હાથબૉમ્બ ખેંચું છું. એ ખેંચતાં જાણે ઘણો સમય લાગે છે, પણ એ છેવટ ખેંચીને ડાબા હલે, એ ઝુંડ પછવાડે નિશાન તાકીને ફેંકું છું. ને પછી ઝડપથી મારા ખાડા તરફ ફરકું છું. જમીન સાથે શરીરને જડી દઈ, માથું ઘાસમાં છુપાવી, મોં ફાડી હું પડ્યો રહું છું.

ભયંકર ધડાકાથી હવા ગાજી ઊઠે છે. એક ચીસ—લાંબી ને ભયાનક. હું બીજો બૉમ્બ લઈ બહાર નીકળું છું. એક અંગ્રેજ ઉઘાડા તેની પગની પીંડીએ બાંધેલ બેન્ડેજના પટ્ટા ચીંથરાની જેમ ખેતરમાં પડ્યો છે. તેના બંને પગ ઘૂંટણ પાસેથી ઊડી ગયા છે. તેની પાછળ ગૂંચળા વળતા પડયા છે. લોહી ધખધખ કરતું વહે છે. તે ઊંધો પડ્યો છે ને ઘાસ ઉપર હાથ પછાડે છે. મોં ફાટી રહ્યું છે ને તે ચીસો પાડે છે.

તે પડખું ફરે છે. મારી સામે નિહાળે છે. પછી હાથ પકડીને ઢસડાતો ભાગવા જાય છે. હાય નાખે છે ને લોહીના ખામણા ભરાતા જાય છે. લાલ ચહેરો ફિક્કો પડતો જાય છે. આંખનું તેજ ઓસરતું જાય છે, ને મોં ને આંખો ઓગળી જતા ચહેરા પર પછી બે ખાડા જેવા લાગે છે. જમીન પર એ ઢળી પડે છે. ખતમ,

હું ફરી મારી ખાઈઓ તરફ સરકું છું. પણ પાછળ એક નજર નાખું છું. પેલો મરેલો માણસ પાછો જીવતો થયેલો લાગે છે. તે મારી તરફ દોટ મૂકવા ટટાર ઊભો થાય છે. હું બીજો હાથ બૉમ્બ ઊંચકી તેના તરફ ફગાવું છું. એકાદવાર છેટે એ પડે છે. ને થોડોક દોડતો અટકી જાય છે. હું થંભી જાઉં

છું. એ ફૂટતો કેમ નથી! પેલો મૃત આદમી દાંત કચડતો સામે ઊભો છે. બીજો બૉમ્બ ફેંકું છું. એ પણ ફૂટતો નથી. પેલો માણસ થોડાંક કદમ આગળ પણ વધ્યો છે. હું મારો છેલ્લો બૉમ્બ લઈ તેની છાતીમાં ફટકારું છું. પાંદડાંની જેમ તે એને હડસેલી દે છે. હું ભાગી છૂટવા કૂદું છું પણ પગ જાણે ગારાના બની ગયા છે. હું તેને ઢસડવા મથું છું પણ એ તસુએ ચસતા નથી. મારી પાછળ દોડનારના પગલાં પણ સંભળાય છે. હાથથો પગને હું ખેંચવા મથું છું પણ ત્યાં વાંસેથી બે હાથ મારી ગર્દને ભિડાય છે. પાછો ખેંચીને જમીન પર પછાડે છે. ને એ મૃતમાનવી મારી છાતી પર ચડી બેસે છે, તેની પાછળ ઘાસ પર ઢસડાયે આવતા બેન્ડેજના પટ્ટાથી મારી ડોક સજ્જડ બાંધે છે. હું માથું ઉલાળું છું. સ્નાયુએ કરીને ઊછળું છું. ફાંસો ખસેડી દેવા જમણી પા શરીરને જોરથી ઘસડું છું.—એક આંચકો, ગળામાં ગુંગળામણ થાય છે, અસહ્ય પીડા. ને પેલો માણસ મને એક ઊંડા ખાડા તરફ ઢસડયે જાય છે. હું કાંઈક પકડી રાખવા મથું છું. પણ સરકતો જાઉં છું, નીચે વધુ નીચે, લથડિયું ખાઉં છું ને ચીસો નાખું છું. જાણે ઊંડો ઊતરતો જાઉં છું. કંઇક અફળાય છે. એક લાંબી ચીસથી મારો કંઠ ભરાઈ જાય છે.

ઘોર અંધારું ઘેરાય છે. એનો ભેદતો અવાજ આવે છે. મારા ઉપર પડતું આખડતું કોઇ નાસે છે. હું મારી રાઈફલ પકડવા તરફડું છું ફરી અવાજ ઊઠે છે. ઊંડે લાગે છે કે એ મદદની કુમક આવવાનો અવાજ છે. ગળે બાંધેલા પટ્ટાને જોર કરી ખેંચું છું, ત્યાં કાંઈક પ્રકાશ થાય છે. હું દોડવા મથું છું ને મારા ઘૂંટણ પર એક સખત ફટકો પડે છે. ફરી લથડું છું. પણ ત્યાં તો નજીકમાં જ એક સાથે ઘણા પગલાંની પડઘી વાગે છે. એક દીર્ઘ ચીસ વાતાવરણને ભેદતી મારા ગળામાંથી ઊઠે છે. પણ એકાએક તે અટકી જાય છે.

ખેડૂત ને તેની સ્ત્રી મારી બાજુમાં ઊભા છે. હું અરધો ખાટલા પર ને અરધો નીચે જમીન પર ફસડાઇને પડયો છું. રાઇફલ માનીને એક લાકડીને મેં જોરથી પકડી રાખી છે. ક્યાંક મને લોહી વહેતું હોવું જોઇએ-પણ પછી હું જોઉં છું કે એ તો કૂતરો મારો હાથ ચાટી રહ્યો છે.

'માસ્તર!' ખેડૂતની પત્ની ધ્રૂજતી કહે છે, 'શું થયું છે માસ્તર!'

હું કંઈ સમજતો નથી, 'હું અહીં કેવી રીતે આવ્યો?' લોચાવળતી જીભે હું પૂછું છું.

'જરા આંખો ખોલી જૂઓ માસ્તર! તમને સ્વપ્નું આવ્યું હતું.'

'સ્વપ્નું! તમને લાગે છે કે મને એવું સ્વપ્નું આવ્યું હતું!' એકદમ હું ખડખડાટ હસી પડું છું. મારૂં હાડોહાડ ધ્રૂજી ઉઠે છે. એવું હાસ્ય વેદનાથી આખું ડીલ ભાંગી પડે એવું હાસ્ય—...

'તે અંગ્રેજ કેપ્ટન હતો!' હું બબડું છુ. 'પેલો અંગ્રેજ...'

ખેડૂતનો એક હાથ દબાઈ ગયો છે, તેને ઘસતાં એ કહે છે, 'માસ્તર, ઉંઘમાં ને ઊંઘમાં તમે ખાટલા પરથી પડયા ને ઘણું કર્યું પણ સાંભળે જ કોણ? મને તો અધમૂઓ કરી નાખ્યો.'

એ શું કહે છે તેની મને સૂઝ પડતી નથી, પછી મારા હાથમાં હું લાકડી જોઉં છું ને તેને ફેંકી પથારીમાં બેસું છું. કૂતરો મારા પગ વચ્ચે ડીલને ઘસીને આવે છે.

પણ હું ફરી ઊંઘી નથી જતો. ધાબળો ઓઢી ટેબલ પાસે બેસું છું દીવો હજી બળે છે.

અને આમ ને આમ ઘણો વખત સુધી નિશ્ચલ શૂન્યમાં આંખો માંડીને હું બેઠો રહું છું—એકલા પડતાં ફક્ત સૈનિકો બેસી શકે તેમ. કેટલીક વાર પછી મારું મન ફરી અસ્વસ્થ બની જાય છે. મને લાગે છે કે મારી ઉપરાંત ઘરમાં બીજું કોઇ પણ છે. ધીમે ધીમે એની મેળે મારી નજરમાં વસ્તુ સ્પષ્ટ બનતી જાય છે. મટકું માંડી હું જોઉં છું તો નજીક જ ટિંગાતા અરીસા સામે હું બેઠો છું. મારો જ ચહેરો—કાળી આંખોથી મારી સામે ટાંપીને રહ્યો છે.

હું અહીસાને એક ખૂણામાં મૂકી દઉં છું.

સવાર પડે છે. હું નિશાળે જાઉં છું. અદબ વાળીને નાનકડા બચ્ચાઓ ત્યાં બેઠા છે. તેમની આંખોમાં બાળપણની શરમાળ આશ્ચર્યતા હજી તાજભરી છે. મારી તરફ તેઓ એટલી શ્રદ્ધાથી, એટલા વિશ્વાસથી નિહાળે છે. અને એકાએક મારા હૃદયમાં સારડી ફરે છે.

અહીં હું તમારી સમક્ષ ઊભો છું, લડાઇએ જેમની એકેએક માન્યતાઓ ને બધું બળ ભાંગી નાખ્યું છે એવા હજારો નાદાર આદમીઓમાંનો એક હું તમારી પાસે ઊભો છું. અને જોઉં છું કે મારા કરતાં જીવન સાથેનો તમારો સંબંધ વધારે ગાઢ છે. હું અહીં તમારો શિક્ષક ને માર્ગદર્શક બનીને હવે ઊભો છું. તમને હું શું શીખવું? તમને કહું કે વીસ વરસમાં તમારા થનગનતા મનોરથોને એ જ રીતે મારી—મચડીને સુકાભટ્ટ બનાવી દેવામાં આવશે? તમને કહું કે શિક્ષણ, સંસ્કૃતિ, વિજ્ઞાન બધું છલ માત્ર છે, ભયંકર મશ્કરી છે. જ્યાં સુધી ઇશ્વર ને માનવતાને નામે માણસ માણસનું જ ખૂન રેડી રહ્યો છે? આ ભયાનક વરસોમાં તમે જ એક ખીલતી કળી જેવા અકલંક રહ્યા છો. તમને—મારા નાનકડા બાળકો ત્યારે હું શું શીખવું?

અને મને શીખવતાં પણ શું આવડે છે? હાથ બાઅને

બરાબર નિશાન તાકીને માણસ ઉપર કેવી રીતે ફેંકવો એ તમને કહું? તેની છાતીમાં બેયોનેટની અણી સોંસરવી કેમ ઉતારી દેવી એ તમને બતાવું? ઘોડાના એક જ ફટકાંથી તેને ભોંય ભેગો કેમ કરી દેવો ને કોદાળીથી તેનું માથું કેમ ચીરી નાખવું એ વર્ણવું? પેલી નાનકડી અજાયબ ચીજ, છાતીને ડાબે પડખે જે સદાય ધડક ધડક થઈ રહી છે એને—માનવીના હૃદયને રાઈફલની અણી તાકી કેમ ઉડાવી દેવી એનું તમને જ્ઞાન આપું? ને તમને સમજાવું પણ શું? ખોપરીના ફૂરચા થાય ત્યારે તે કેવી લાગે છે, આંતરડા બહાર નીકળી જાય ત્યારે તેનો દેખાવ કેવો થાય છે એ બધું વીગતે જણાવું? કે ઘવાયેલાઓની વિવિધ ચીસોની નકલ કરી બતાવું? એ સિવાય શું કરું હું? એનાથી વધારે હું જાણતો નથી. ને એનાથી વધારે હું શીખ્યો નથી.

આ ભૂખરા ને લીલા નકશા પાસે લઇ જઈ તમને આંગળી ચીંધીને દેખાડું કે અહીં પ્રેમનું ખૂન થયું છે? તમને કહું બચ્ચાઓ કે તમારા હાથમાં રહેલી ચોપડીઓ તો માનવીએ રચેલી જાળ છે. તમારા ભોળા આત્માઓને સુંદર—શબ્દોના તાંતણાઓમાં પૂરી, ખોટા આદર્શના કાંટાળા તાર પર લટકાવવા માટે જ આ મહેનત લેવાય છે.

હું તમારી સમક્ષ ઊભો છું. હું—એક અપરાધી ને અધમ આદમી જેવો તમારી સામે ખડો છું. તમે છો એના કરતાં વધારે સારા ને સુંદર તમને બનાવી શકું તેમ નથી ને બાળપણનું તમારું તેજસ્વી મુખ ઇર્ષ્યાની અગ્નિખાઇમાં હોમવામાં આવશે, બળીને રાખ થશે ત્યારે હું કદી વચ્ચે આવી શકવાનો નથી. તમારા મુખની આસપાસ હજુયે નિર્દોષતાની લાલી પથરાઈ છે. ત્યારે તમને શિક્ષણ આપવાનો ડોળ મારે શા માટે કરવો જોઈએ? મારી પાછળ છ૭ લોહિયાળ વર્ષોની કતાર ઊભી છે તમારા કોમળ દિલને મારીમચડી

વાળવાની હિંમત ત્યારે શાને કરું? મારે જાતે પણ ફરી મનુષ્ય બનવાની જરૂર નથી?

મારા હૃદયમાં ધરતીકંપ થાય છે. જાણે બધું ધ્રૂજે છે ને ભાંગીને ભૂકો થવાની તૈયારીમાં છે. મને લાગે છે કે અહીં ઝાઝો વખત હું નહીં રહી શકું. કોઈક વસ્તુના આધારે ટકી રહેવા હું મથું છું, પણ એ નથી બની શકતું. કેટલાય વખત પછી જાણે આ ડામાડોળ સ્થિતિ થંભે છે ને હું ઊભો થાઉં છું.

'બચ્ચાઓ,' માંડ માંડ હું બોલી શકું છું. 'તમે હવે ઘેર જાઓ. આજે નિશાળમાં રજા છે.'

છોકરાં મારી સામે જોઈ રહે છે કે હું મશ્કરી તો નથી કરતો! હું ફરી માથું ધુણાવું છું. 'હાં બરાબર. જાઓ! આજે ખેલો કૂદો, કાલે આવજો.'

'આજે આખો દિવસ રમ્યા કરો.'

પાટી દફતર બાંધી ને કલબલ કરતાં એ રવાના થાય છે.

હું મારો સામાન બાંધી પાસેના ગામમાં વિલીની રજા માગવા જાઉં છું. તેણે બાંડિયું ચડી પહેર્યાં છે ને બારી પર બેસી પીડલ વગાડી રહ્યો છે. ટેબલ ઉપર ખાવાનો થાળ ભરીને પડયો છે.

'મારું ત્રીજી વારનું ખાણું.' લ્હેરથી કહે છે. 'મને હવે ચોખ્ખી દીર્ઘદ્રષ્ટિથી જણાઈ આવ્યું છે કે હું હાથીની જેમ પણ ખાઈ શકું છું.'

હું તેને કહું છું કે 'આજે સાંજે હું' જવાનો છું. વિલી સવાલો પૂછે એવો માણસ નથી.

'ખરું છે અ-ર્-ર્ટ!' તે વિચાર કરતાં કહે છે 'અહીં ગાડું તો જોકે સાવ રગશિયું ચાલે છે એ કબૂલ–પણ જ્યાં સુધી મને આ

સોફા આટલું ખવડાવી શકે છે ત્યાં સુધી દસ ઘોડા યે મને અહીંથી ચસાવી નહિ શકે.'

ને એમ કહી સોફા નીચેથી એક બીરનો આખો ભરેલો શીશો તે કાઢે છે. 'બહુ ઉમતી છે હો!' તે રંગમાં આવી કહે છે ને શીશા પર ચોડેલી ટીકડી દીવા પાસે રાખી તપાસે છે.

હું તેના તરફ ઘણી વાર સુધી જોઇ જ રહું છું, 'આહ, વિલી, જો હું તારા જેવો હોત!'

'વાત ખરી છે.' તે શીશાનું બૂચ ખોલતાં હસીને કહે છે.

હું સ્ટેશને જાઉં છું ત્યાં પાડોશમાંથી કેટલીક નાની છોકરીઓ દોડતી આવે છે. તેમનાં મોં ધૂળ ભરેલાં છે ને માથાના ફૂમતાં છૂટાં ઉડે છે. તેઓ કહે છે કે બગીચામાં એક મરેલા ઉંદરને તેમણે હમણાં જ દાટયો છે ને તેના માટે પ્રાર્થના પણ કરી છે. પછી મારા હાથમાં હાથ મિલાવી કહે છે, 'માસ્તર સાહેબ, સલામ!'



## પ્રકરણ છઠ્ઠું

'અર્ન્સ્ટ ! મારે તારી સાથે થોડી વાતો કરવાની છે.' મારા પિતાજી કહે છે.

શું કહેવાનું છે તે હું જાણું છું. ચિંતાતુર ચહેરે દિવસો સુધી તેમણે ફર્યા કર્યું છે, પણ ઝાઝો વખત હું ઘેર નથી ટકતો ને તેથી નિરાંતે વાતો કરવાનો અમને મોકો નથી મળ્યો.

અમે મારા ઓરડામાં જઇએ છીએ. તે સોફા ઉપર બેસે છે. ચહેરા પર ગમગીની છે.

'તારા ભવિષ્ય વિષે અમને ચિંતા થાય છે, અર્ન્સ્ટ !' તે કહે છે, હું સિગારેટની પેટી કાઢી તેમની આગળ ધરું છું. તેમના મુખ પર જરા આનંદ છવાય છે. કારણ કે એ ઊંચી જાતની સિગારેટો છે. કાર્લે મને તે આપેલ. અને કાર્લ નકામા ઠૂંઠા નથી પીતો.

'તેં ખરેખર શિક્ષક તરીકે રાજીનામું આપી દીધું ?'

'હા૨તો.'

'અને તેમ કરવાનું કારણ કહી શકીશ ?'

હું ખભા હલાવું છું. તેમને સમજાવવું પણ મારે કેમ કરીને ? અમારા સ્વભાવમાં જ મૂળગત ભેદ છે. અમે જુદી જ કોટિના માનવીઓ છીએ, ને સાથે રહી શકીએ છીએ તે પણ એક બીજાને પૂરા ન ઓળખી શકવાને કારણે.

'તેં હવે ત્યારે શું કરવાનો નિર્ણય કર્યો છે ?' તે આગળ પૂછયે જાય છે.

'અરે ! ગમે તે. મારે મન તો બધું સરખું છે.'

તે મારી સામે જ જોઇ રહે છે. તેમને લાગેલો આઘાત અછતો નથી રહેતો. સારા અને માનમરતબાવાળા ધંધા વિષે તે વાતો કરે છે. જિંદગીમાં મારે સારે ઠેકાણે સુસ્થિત તો થઇ જવું જોઈએ. હું મન દઇને સમભાવથી સાંભળું છું પણ કંટાળો ચે એટલો જ આવે છે. કેટલું વિચિત્ર છે કે આ સોફા પર બેઠેલા મારા પિતા એક વખત મારા જીવનને ઘડનાર હતા. છતાં ત્યાંના ત્રણ વરસો દરમિયાન એ હું જીવતો છું કે મરેલો એની સંભાળ પણ ન રાખી શકેલ. મદદ તો શી કરી શકે. મારે આપમેળે જ મારગ કાઢવાનો હતો.—જાણે એમની હસ્તિ છે કે નહિ એ કોઈ મહત્ત્વની ચીજ જ ન હોય.

તેમની વાત પૂરી થતાં તેમને હું બ્રાન્ડીનો એક પ્યાલો ભરી આપું છું.

'હવે મારી વાત સાંભળો બાપા,' તેમની સામે બેસતાં હું કહું છું.

'તમારી વાત ખરી હશે. પણ તમે જાણો છો ને કે ભોંયરા ને ભંડકિયામાં પડી રહેતા અને રોટલાના સૂકા બટકાથી ચલાવી લેતાં હું શીખ્યો છું. ખિસ્સામાં એક દમડી ન હોય તો પણ મને લગારે ઉત્પાત ન

થાય. જૂનું પુરાણું એક ઝૂંપડું રહેવા મળે એ મારે મન બાદશાહી હતી ને સૂવાને સાદડી પાથરવા મળી એટલે સ્વર્ગ મળ્યું સમજવું. એટલે ખિસ્સામાં પાઇ હોય ન હોય પણ હું જીવતો છું એ મારે મન અત્યારની ઘડી માટે બસ છે. મારે થોડુંક જે ખાવાપીવાનું જોશે તે હું ગમે ત્યાંથી મેળવી લઈશ. અને બાકીનું તો મારી સામે હજી અરધી જિંદગી પડી છે.'

'હા, પણ એ જિંદગી જ નથી. એથી ભિખારી જેમ જીવવું એ કાંઈ —'

'જેવી જેની મરજી.' હું કહું છું. એકની એક નિશાળમાં કે ઑફિસમાં ત્રીસ વરસથી મેં નિયમિત—રોજેરોજ હાજરી આપી છે; એમ છેવટે ગર્વથી કહેવુંએમાં મને કાંઇ જિન્દગી દેખાતી નથી.'

આશ્ચર્ય પામી તે કહે છે. 'કાર્ટન ફેક્ટરીમાં હું વીસ વરસથી કામ કરું છું પણ મેં હમેશાં મારી સ્વતંત્રતા જાળવી રાખવા હિકમત કરી છે.'

'મારે કોઈ જાતની હિકમત નથી કરવી, હું તો જીવવા આવ્યું છું.'

'અને હું પણ ક્યાં નથી જીવ્યો ? વળી માનભેર ને ઊંચે મસ્તકે.' ગૌરવભર્યા અવાજે તે કહે છે, 'ચેમ્બર ઓફ કોમર્સમાં હું અમથો નહિ ચુંટાયો હોઉં.'

'એ પાધરું ઊતર્યું એટલા તમે નસીબદાર.' જરા કટાક્ષમાં કહું છું.

'પણ તારે હવે કાંઇક કરવું જોઇએ.' તેમની મૂળ ફરિયાદ પાછી ઊભી રહે છે.

'મારા એક લશ્કરી દોસ્ત સાથે કામનું મેં નક્કી કરી નાખ્યું

છે. તેણે એક નોકરી માટે મને કહ્યું પણ છે. ને એનાથી મને જોઈતું મળી રહેશે.'

તે માથું ધુણાવે છે. 'ને એટલા માટે તેં આ સરકારી નોકરી ખોઈ?'

'આ પહેલાં ઘણીયે વસ્તુ મેં ખોઇ છે બાપા,'

તે સિગારેટનો ધુમાડો કાઢતાં વળી નારાજીથી કહે છે

'ને પેન્સન મળત એનો ય વિચાર સુદ્ધાં ન કર્યો.' 'પણ બાપા,' હું હસતાં કહું છું. 'કયો સૈનિક સાઠ વરસ જોવા જીવ્યો છે? અમારા હાડમાં એવી વસ્તુઓ ભરાઈ બેઠી છે કે પાછળથી એનાં ચિહ્નો દેખાશે. સાઠ પહેલાં જ અમે ગાંસડાં બાંધી રવાના થઈ ગયા હઈશું. ચિંતા ન કરશો.' ગમે તેટલી આશા રાખું છતાં હું ધારતો નથી કે સાઠ વરસ હું પૂરાં કરીશ. વીસ વરસને ઉંમરે મરતાં મેં ઘણા લોકોને જોયાં છે.'

વિચારમગ્ન બની સીગારેટનો છેલ્લો દમ લેતાં હું મારા પિતા તરફ નિહાળું છું. એ મારા પિતા છે છતાં એમ પણ લાગે છે કે એક માયાળુ, જિંદગીમાં સાવચેત રહેતા ને છે તેના કરતાં કાંઈક વધારે હોવાનો ડોળ રાખતા, એ જરા મોટી ઉંમરના આદમી છે. તેના મંતવ્યોનો હવે મારે માટે કોઇ અર્થ નથી. મોખરા પર એનું સ્થાન શું હોત એ હું બરાબર કલ્પી શકું છું. કોઈકને એની સંભાળ રાખવા ખાતર તેની પાછળ સતત ફર્યા કરવું પડત. ને આખા જનમારામાં તે ટુકડીનાયક તો ન જ બની શકત.

હું લડ્વિગને મળવા જાઉં છું. તે ચોપડીઓ ને કાગળિયાના ઢગલા વચ્ચે બેઠો છે. મને મૂંઝવતી ઘણી વાતો મારે તેને કહેવી છે. કારણ કે એ કદાચ મને રસ્તો બતાવી શકશે એમ હું ધારું છું. પણ એ પોતે જ આજે અસ્વસ્થ અને ઉશ્કેરાયેલો છે. અમે થોડીવાર

ઇશ્વર ઉપરની વાતો કરીએ છીએ. પછી છેવટ તે કહે છે, ' મારે હવે ડૉક્ટરને ત્યાં જવું પડશે. '

' હજી મરડો મટયો નથી ? ' હું પૂછું છું.

' ના, બીજું કાંઇક છે. '

' બીજું વળી હવે શું છે લડૂવિગ ! ' હું ચકિત બની પૂછું છું. તે થોડી પળ મૌન રહે છે. તેના હોઠ ધ્રૂજે છે. પછી એ કહે છે :

' મને ખબર નથી. '

' તારી સાથે આવું તો વાંધો નથી ને ? મારે બીજું કાંઇ ખાસ કામ નથી. '

તે ટોપી શોધે છે. ' હા જરૂર ચાલ. '

અમે ચાલીએ છીએ ત્યારે કોઇ વાર ત્રાંસી નજરે તે મારા ભણી જૂએ છે. એક મકાન પાસે અમે ઊભા રહીએ છીએ. આગળના ભાગમાં એક બગીચો છે પણ એકે ય લીલો છોડ ફળાતો નથી. બારણા પર સફેદ અક્ષરમાં લખ્યું છે. ' ડૉ. ફ્રેડરીક સ્કૂલ્ટઝ, ચામડી, મૂત્રાશય અને જાતીય રોગોના ખાસ નિષ્ણાત. ' હું થંભી જાઉં છું.

' તને શું થયું છે લડૂવિગ ! '

પીળા ફિક્કા ચહેરે તે મારા સામું જૂએ છે. કાંઇ ખાસ નથી અન્‌સ્ટ. ત્યાં મને એક જાતનો દાહ થઈ આવ્યો હતો. હવે પાછો એણે ઊથલો માર્યો છે. '

' ઓહ, ત્યારે એમાં શું લડૂવિગ ! ' હું નિરાંત અનુભવતાં કહું છું. ' મને ત્યાં ગૂમડાં નહોતાં ફૂટી નીકળ્યાં ? ને કેટલાંક

બાળકનાં માથા જેવડાં મોટા હતાં ખબર છે? આપણે જે કચરા જેવો ખોરાક ખાધો છે એનાં આ જ પરિણામ.'

અમે ઘંટડી વગાડીએ છીએ. એક નોકર આવી બારણું ઉઘાડે છે. અમે બંને ઊઠીએ છીએ ને ધીમે પગલે અંદર જઈએ છીએ.

ડૉક્ટર આવે છે. ચશ્મા ઝબકે છે. તેની પાછળ દરદીને તપાસવાના ઓરડાનું બારણું અધખૂલું પડયું છે. ને તેની અંદર પડતી એક જ દષ્ટિ મનને અકળાવી મૂકે છે.

ગજબ વાત છે કે ઘણાખરા ડૉક્ટરોને દરદી જાણે બાળક હોય એમ જ તેમની સાથે વર્તવાની ટેવ પડી હોય છે.

'ઠીક ત્યારે મિ. બ્રેયર' ચશ્મા ઉતારી આંખો મિચકારતાં એ દાક્તર બોલે છે 'આપણે હવે નજીકના જ સંપર્કમાં આવી શકશું.'

લડ્વિગ જડની જેમ તેની સામે ઊભો છે– જાણે જીવતું પ્રેત.

'ત્યારે એ—'

ડૉક્ટર ભારપૂર્વક માથું હલાવી કહે છે, 'લોહીની પરીક્ષા થઈ ગઇ છે ચોક્કસ. એ બદમાશને હાંકી કાઢયા વિના છૂટકો નથી.'

'ચોક્કસ? શું ચોક્કસ? ત્યારે મને—'

'હા,' ડૉક્ટર જવાબ દે છે. 'આપણે જરા સુધારો કરવો પડશે!

'એટલે? શું? શું મને સીફીલીસ છે?'

'હા.'

ઓરડામાં એક ભમરો ગુંજારવ કરી મૂકે છે ને કાચની બારી સાથે અથડાય છે એક ઝેરી હવાના ભાર નીચે જાણે ઓરડામાં અમે

ગૂંગળાઇ મરીએ છીએ. દુનિયા પલટાઈ ગઈ છે. એક ભયંકર ભય એવા જ ભયંકર ને ચોક્કસ પરિણામના રૂપમાં આવીને ઊભો રહ્યો છે.

'કાંઈ ભૂલ તો નથી થતી ને?' લડૂવિગ પૂછે છે. 'બીજી વાર લોહીની પરીક્ષા ન થઇ શકે?'

ડૉકટર માથું ધુણાવે છે. 'આપણે મટાડવાના ઉપાયો આદરી દઇએ એ જ વધારે સારું છે. રોગ બીજા સ્ટેજમાં છે.'

'એ મટી શકે તેમ છે?' લડૂવિગ આતુરતાથી પૂછે છે.

ડૉકટરનો ચહેરો વિશ્વાસથી ઝળકે છે.

'કેમ નહિ? તેનું નામનિશાન નહિ રહે. પહેલાં તો ઇન્જેકશન લેવાં પડશે. છએક મહિના સુધી તો અહીં રહો. પછી જોયું જશે. કદાચ વધારેની જરૂર પણ નહિ પડે. અરે હા, આ જમાનામાં સીફીલીસને મટાડવો તો હાથરમતની વાત છે.'

સીફીલીસ! કેવી ભયાનકતા એ શબ્દમાં ભરી છે? ઝીણો કાળોતરો સાપ એ શબ્દની અંદર ડંખ સજાવીને બેઠો છે જાણે.

'મોરચા પર એ તમને થયેલ?' દાકતર પૂછે છે. લડૂવિગ માથું હલાવે છે.

'ત્યારે એને માટે તરત જ ઉપાયનાં પગલાં કેમ ન લીધાં!'

'એ શું છે તેની મને ખબર ન હતી. આ પહેલાં અમને એવી વાતો કોઈએ નહોતી કીધી. ઘણા વખત પછી એ કોઈ વાર દેખા દેતું ને ખાસ નુકસાનકારક પણ નહોતું લાગતું. અને પછી એની મેળાએ જ તે મટી ગયું.'

દાકતર માથું ધુણાવે છે. 'બરાબર, બરાબર,' ને તરત જ ટાઢે કોઠે કહે છે. 'સિક્કાની એ બીજી બાજુ થઈ.'

ખુરશી ઉપાડીને તેના માથામાં ફટકારવાનું મને મન થાય છે. તેને ખબર છે કે રણમોખરાનાં ખાઈ–પાડાઓમાંથી ત્રણ દી'ની રજા મેળવી રાતની ગાડીમાં બ્રસેલ્સ શહેરમાં આવવું એટલે શું? મોતની સતત ઘૂમતા ઓળાઓ વચ્ચેથી છટકી શહેરના આ રસ્તાઓ, દીવા, દુકાનો, સ્ત્રીઓને જોવાથી માણસના દિલમાં શું ઘોળાઈ રહે તેનું એને ભાન છે? કોણ જાણતું હતું કે એક તરફથી ભયાનકતા-માંથી જરા છૂટવા, જરા મોજ માણી લેવા તલપતા જીવને માટે અહીં, આ સુંવાળી દુનિયામાં સીફીલીસ વાટ જોતું મોં ફાડીને બેઠું હશે? આજ સિવાય ત્યારે આવતી કાલનો કે ભવિષ્યનો ખ્યાલ સુદ્ધાં કરવાની ખેવના કોને હતી? આવતી કાલ? કાલે તો બધો ખેલ ખતમ નહિ થઈ જાય તેની ખાતરી શી? આ લોહિયાળ યુદ્ધ? તેણે અમને આવેલી ક્ષણને ઓળખતા ને પેટભર માણતા જ કરી દીધા છે. એને પકડી લેવા અમે બાઝીએ છીએ. બીજી ચીજ પર અમને ભરોસો નથી.

'અને હવે?' લડ્વિગ પૂછે છે.

'જેમ બને તેમ જલદી શરૂઆત કરી દઈએ.'

'અત્યારે જ ત્યારે.'

લડ્વિગ દાકતરની સાથે તપાસવાના ઓરડામાં જાય છે.

લડ્વિગ પાછો આવે છે.

'કોઈ બીજા દાકતરને બતાવીએ લડ્વિગ! મને ખાતરી છે કે આ સાવ બોજાડ છે. તેને ભેજું'ય નથી ને તેને તેના ધંધાનું ભાન પણ નથી.' હું તેના કાનમાં કહું છું.

લડ્વિગ થકાવટભરી નજર નાખે છે. અમે મૂંગા બની દાદર ઊતરીએ છીએ. નીચે આવતાં મોઢું ફેરવી તે એકાએક કહે છે,

'સાહેબજી અર્ન્સ્ટ!' હું નીચે જોઉં છું. ખિસ્સામાં હાથ નાખી, રેલિંગને અઢેલી તે ઊભો છે.

'શું થઇ ગયું છે તને?' હું દિગ બની પૂછું છું.

'હું જાઉં છું હવે.' તે કહે છે.

'તારો હાથ એક વાર મિલાવ ત્યારે, કેમ, નહિ મિલાવે શું?' હું મૂઢની જેમ તેની સામે તાકી રહું છું.

તે વાંધો લેતાં ધ્રુજતાં હોઠે કહે છે, 'પણ તારે મને અડવું ન જોઇએ અર્ન્સ્ટ! મને હવે—'

નાજુક ને નરમાશભર્યો એ રેલિંગને અઢેલીને ઊભો છે. રક્ષણની દીવાલને વિષાદભરી આંખે અઢેલીને ઊભો હોય એ જ રીતે.

'છટ લડ્વિગ, લડ્વિગ બીજું તારા મોઢામાંથી શું નહિ નીકળે? તને અડવું નહિ? ગધેડા, તને અડવું પણ નહિ? લે, તને અડું છું, હજાર વાર અડું છું.' એના શબ્દે મને એવો ઘા કર્યો છે! એવો ક્રૂરચા કરી દીધો છે! મને કાંઈ સાનભાન નથી. હું તેના ખભા પકડી તેને ભેટી પડું છું. ને એ કેટલો ધ્રૂજે છે! 'લડ્વિગ! એ બધી બનાવટ છે. ધતિંગ છે. મને પણ એ કદાચ કાલ સવારે થઇ આવે. તું શાંતિ રાખ. પેલો ચશ્મેધમ અંધો તને ફરીવાર સાજો કરી દેશે.'

પણ એ ધ્રૂજ્યા જ કરે છે ને હું તેને પકડી રાખું છું.

[ ૨ ]

આજે બપોર પછી રસ્તા ઉપર સરઘસો નીકળવાનાં છે ને દેખાવો થવાના છે. મહિનાઓથી વસ્તુઓની કિંમત ચડતી જ જાય છે ને લડાઈ દરમિયાન હતી તેના કરતાં અનેકગણી ગરીબી વધતી

જાય છે. જિંદગીની જરૂરિયાતની ચીજો ખરીદવા માટે પણ અત્યારે મળતી રોજી પૂરતી નથી. અને પૈસા હોય તો પણ એનાથી બધું ખરીદવું અશક્ય છે. નફાખોરી ધૂમધામથી વધી પડી છે. ને સાથે નૃત્યના જલસા પણ જામી પડ્યા છે.

હડતાલિયા મજૂરોના છૂટાંછવાયાં ટોળાં રસ્તા પર આંટા મારે છે. તોફાન મચે છે ને શાંત થાય છે. કહેવાય છે કે એરેકમાં પોલીસની ભરતી કરવામાં આવી છે પણ એનાં કાંઇ ચિહ્ન નથી દેખાતું.

રણમોખરા પરના, હવે તો ઝાંખા ઝપટ થઈ ગયેલા ને તૂટયાફાટયા યુનીફોર્મ પહેરેલા લોકોનું સરઘસ અમારા તરફ ધીમેધીમે આવે છે. ચાર ચારની ટુકડીમાં તે આગળ વધે છે. મોટાં સફેદ પાટિયાં પર સૂત્રો લખ્યાં છે.

'પિતૃદેશનું ઋણ ક્યાં ગયું?' 'યુદ્ધમાં પાંગળા બનેલા ભૂખે મરે છે.' એક હાથવાળા માણસોએ પાટિયાં ઉપાડયાં છે. તેઓ વારંવાર નજર નાખી જુએ છે કે તેમની પાછળ સરઘસ બરાબર ચાલ્યું આવે છે કે નહિ. કારણ કે તેઓ સૌની આગળ નીકળી ગયા છે.

આંધળા બનેલા લોકો તેમની પાછળ ચાલ્યા આવે છે. તેમની સાથે કૂતરાઓ છે ને તેના પટ્ટા ઉપર આંધળા માટેનો રેડક્રોસ ચોડેલ છે. પોતાના માલિકની બાજુમાં એ ધ્યાનભેર ચાલ્યા આવે છે. સરઘસ અટકે છે એટલે તે નીચે બેસી જાય છે ને અંધ બનેલાઓ થોભે છે. કેટલીક શેરીના કૂતરાઓ ઝઘડવા કે તેમની સાથે રમવા દોડી આવે છે – પૂછડી હલાવતા ને ભસતા પણ આમને જાણે દોડવાની કે કૂદવાની કશી અભળખા ન રહી હોય તેમ એ સીધા ચાલ્યા જાય છે. તેમના કાન સીધા જાડા છે,

આંખો ચપળ ને સભગ છે, પણ આ ભસવા તરફ સ્હેજ માથું ફેરવી, ધ્યાન દીધા વિના એ આગળ વધે છે. તેમની ફરજનું તેમને ભાન લાગે છે. બીજાં કૂતરાંઓ સરઘસ સાથે થોડે સુધી દોડી આવી પાછાં નાસી જાય છે. ને એવાં નાસે છે કે જાણે તેમની પાછળ કોઇ પડયું હોય! ફકત કોઈ એકાદ ડાઘિયો, પગ પહોળા કરી, પૂછડી ઊંચકી સરઘસ પસાર થતાં સુધી ધીમું ને ઘેરું ઘૂરકે છે.

આંખો વિનાનો ચહેરો કેવો બદલી જાય છે! ઉપરના અરધા ભાગ પર નિર્જીવતા છવાઈ ગઈ છે. ફકત નીચેનો ભાગ જીવે છે. ને જ્યારે એ લોકો બોલે છે ત્યારે મોત ને જીવનની નાનકડા ચહેરા પર ફેલાતી છાયા કેવી વિચિત્ર, કેવી દુઃખદ લાગે છે! આ બધા માણસો ઘવાઈને આંધળા થયા છે. એટલે જનમ આંધળા કરતાં તેઓ જુદી રીતે વર્તે છે. અંધકારનો, હજુ પૂરો ભરોસો તેમને બેઠો નથી. આકાશ, પૃથ્વીના રંગો હજી તેમની સાથે જીવે છે. કોઇક બોલે છે ત્યારે તેમને આંખ હોય તેમ એ તરફ જોવા તેઓ અનાયાસે મોઢું ફેરવે છે.

કેટલાકે–આંખે પાટા બાંધ્યા છે પણ ઘણાખરા એના વિના જ આગળ વધે છે. કદાચ તેનાથી પ્રકાશની વધુ સમીપ રહેવાનું તેમને લાગતું હોય. તેમની પાંપણો સૂકી ને બિડાયેલી છે. ફક્ત નીચેના ભાગમાં ડોળાની લાલ રેખા—કોઇ ઝાંખી, આનંદહીન પરોઢ જેવી દેખાય છે. ઘણાખરા તંદુરસ્ત ને મજબૂત આદમી છે—ફકત આંખો હોત તો મુક્ત રીતે તેઓ જીવી શકત. તેમના નમી પડેલા માથાં પાછળનો પીળો સૂર્યાસ્ત ઝળકે છે. દુકાનોમાં ફાનસો થાય છે. પણ સાંજની મીઠી, મધુર હવાના સ્પર્શની કોઇ ચેતના તેમના મોં પર ઝળહળતી નથી. પોતાના ભારેખમ જોડા પહેરીને સદાય ઝઝૂમી રહેતા અંધકાર વચ્ચે તેમણે માર્ગ કરવાનો છે.

તેમના મનના અંધારા ખૂણામાં ગરીબાઈ ને ભૂખ પ્રેતની જેમ બેઠા છે. અસહાય ને ભયભીત-તેઓ એની હાજરી સ્પર્શી શકે છે, સૂંઘી શકે છે.

છતાં એને જાતે નિહાળવા ને તેનો સામનો કરવા તેઓ શક્તિમાન નથી. ફક્ત અર્ધમૃત, અમુક આજીજીભર્યું મુખ ઊંચકી શેરી વચ્ચે એ ચાલ્યા જાય છે—અંધકારમાંથી પ્રકાશમાં આવવા માટે મૂંગી વેદના એમના મોં ઉપર ફરી વળી છે.

આંધળાઓ પાછળ ઘવાયેલાઓની કતાર ચાલી આવે છે, કોઈને એક આંખ નથી, કોઇના નાક ને મોંને સ્થાને ખાડા રહ્યા છે. કોઈનું નીચલું જડબું લબડી પડયું છે. માનવીના મુખ પર મચેલા આ ઉલ્કાપાતની ઉપર શાંત, પ્રશ્નો પૂછતી ગમગીન આંખો તગતગી રહી છે.

તેમની પાછળ આવે છે લંગડાઓ, લૂલાઓ ને સાવ અપંગ બની બેઠેલાઓ. કેટલાક કૃત્રિમ પગ ગોઠવ્યા છે ને એ કૃત્રિમ પગના જમીન પર પડતા ઠબકાર સાથે તેઓ આગળ વધે છે ત્યારે લાગે છે કે જાણે આખો માનવી જ કૃત્રિમ છે--લોઢાની પટ્ટીઓ ને મિજાગરાનો બનેલો.

તેમની પાછળ બૉમ્બના ધડાકાથી આઘાત પામેલાઓનું ટોળું આવે છે. તેમનાં અંગેઅંગ ધ્રૂજે છે. તેમના હાથ, પગ, માથું, કપડાં બધે થરથરાટ વ્યાપી ગયો છે. ભયાનકતા તેમના કાળજામાં પેસીને બધાનો કબજો લઇ બેઠી છે. તેમને તેમની જાત પર કાબૂ નથી. ઇચ્છાશક્તિ કે મનોબળ મરી પરવાર્યું છે સ્નાયુઓ ને જ્ઞાનતંતુઓએ મગજ સામે બળવો કર્યો છે. આંખોમાં શૂન્યતા વ્યાપી ગઇ છે.

તે પછી એક આંખ કે હાથવાળા માણસો રેંકડીઓ ખેંચી આવે છે.

તેમાં સાવ અશક્ત ને ચાલી ન શકે એવા ઘવાયેલા પડયા છે. તેમણે હવે આખી જિંદગી મેડાવાળી રેંકડીમાં ખેંચવી રહી. એક હાથગાડીમાં એક માણસ બેઠો છે. તેના પગ સાથળ આગળથી કપાઈ ગયા છે. ફક્ત સશક્ત આદમીનો ઉપરનો ભાગ રહ્યો છે. પહોળા ઊંચા ખભા, ને મોટા, શૂરા ચહેરા પર પૂળા જેવી મૂછો છે. માથા પર તેણે ઊંચી ટોપી ઓઢી છે. તેણે પોતે જ ચીતરેલું તેની બાજુમાં પાટિયું પડયું છે. 'મને પણ ચાલવાની ઈચ્છા છે દોસ્ત!' ગંભીર ચહેરે તે ત્યાં બેઠો છે. હાથના ટેકાથી તે રેકડીમાં શરીરને ઝુલાવી કોઈ વાર બેસવાની જગ્યા ફેરવે છે.

તેના પછી એક જુવાન ફિક્કો ચહેરો દેખાય છે. ઘૂંટણુ પર ખૂબ પાટા બાંધ્યા છે ને તેને ટેકે એ રેંકડીમાં ઊભો છે. સ્વાભાવિકપણે જ આપણી આંખ તેને જોતાં રેંકડીની નીચે પણ વળે છે–જાણે કે તેના પગનો નીચલો ભાગ તળિયું વિંધીને નીચે રહ્યો હોય. તેના હાથના ઠૂંઠા વચ્ચે તેણે એક પાટિયું દબાવ્યું છે.—'મારા જેવા હજારો હજુ ઇસ્પિતાલમાં સબડે છે.'

ધીરે ધીરે સરઘસ ચાલ્યું જાય છે. એ જાય છે ત્યાં બધું સૂમસામ બની જાય છે. એક વખત એક શેરીના નાકા પાસે તેને ઘણો વખત ખોટી થવું પડે છે. એક નવું આલીશાન નૃત્યગૃહ બંધાય છે. અને તેથી શેરી વચ્ચે રેતી, ચૂનો સિમેન્ટ ને મોટા ગર્ડરો પડયા છે. રસ્તો આખો રોકાઇ ગયો છે. શેરીના નાકા પર એક કમાન ઊભી કરવામાં આવી છે. ને તેના પરથી ચમકતા અક્ષરો લખેલા છે—'આસ્ટોડિયા–નૃત્યમહાલય ને મદ્યગૃહ! પેલા સશક્ત અર્ધ-માનવીની રેંકડી બરાબર તે ઝગકતા શબ્દોવાળી કમાન નીચે જ ઊભી રહી છે–કેટલાક ગર્ડરો ખસેડાય તેની રાહ જોતી. બત્તીનો પ્રકાશ તેના ચહેરા પર પથરાય છે ને તેનો શાંત ચહેરો કોઈ ભયંકર આગથી સળગી હમણાં ચીસ પાડી ઊઠશે એવો લાલચોળ દેખાય છે.

પણ પછી સરઘસ આગળ વધે છે ને સાંજના ઓસરતા અજવાળામાં એનો ચહેરો એવો જ ફિક્કો પીળો દેખાય છે. એક સૈનિક તેના મોંમાં સિગારેટ મૂકે છે, તે આભારભર્યું હસે છે. શાંતિથી, પોકારો કર્યા વિના, ક્રોધ ને ઘૃણા બતાવ્યા વિના, શાંતિથી ફરિયાદનો હરફ ઉચ્ચાર્યા વિના આ બેહાલ ટોળું ચાલ્યું જાય છે. તેમ તેઓ મનમાં જાણે છે કે જે હવે ગોળીનું નિશાન ન તાકી શકે તેમણે વધારે યાદની આશા ન રાખવી જોઈએ. તેઓ ટાઉનહૉલ તરફ જશે ને ત્યાં થોડી વાર ઊભા રહેશે. તેમનો મંત્રી કે કોઈ થોડા શબ્દો બોલશે ને પછી છૂટા પડી સૌ પોતપોતાને ઘેર જશે. તેમનાં ઘોલકાં જેવાં ઘરોમાં, તેમનાં રગટોટિયાં બનેલાં બાળકો પાસે—આશાની કાંઈ ચિનગારી પામ્યા વિના એ ભયંકર ગરીબીના ઉઘાડાં મોંમાં પાછા પ્રવેશ કરશે. બીજાએ તેમને માટે સર્જેલા નસીબના કેદીઓ!

જેમ જેમ મોડું થતું જાય છે તેમ તેમ શહેરમાં અશાંતિ વધતી જાય છે. હું આલ્બર્ટની સાથે શેરીઓમાં રખડું છું. દરેક ખૂણેખાંચરે માણસો ટોળું વળીને ઊભા છે. અફવાઓ ફેલાય છે કહેવાય છે કે મજૂરોના સરઘસ ઉપર પોલીસે ગોળીબાર પણ કર્યો છે.

સંત મેરીના દેવળ પાસેથી અચાનક રાઈફલ ફાટવાનો અવાજ આવે છે. શરૂઆતમાં એકાદ ને પછી તડાતડી બોલે છે. આલ્બર્ટ ને હું એકબીજાની સામે જોઈ રહીએ છીએ. એક શબ્દ પણ બોલ્યા વિના અમે એ તરફ દોટ મૂકીએ છીએ. વધારે ને વધારે માણસો અમારી તરફ નાસતા આવે છે. 'રાઈફલ લઈ આવો! હરામજાદા ગોળીઓ ચલાવે છે.' અમે ઝડપ વધારીએ છીએ. ભીડ વચ્ચે ધક્કા મારતા, માથું મારી આગળ વધતા અમે દોડીએ છીએ – એક જાતની અસ્પષ્ટ ને નગ્ન ઉશ્કેરણી અમને આગળ ધકેલે છે. એમાં હાંફતાં પૂર ઝડપે આગળ જઈએ છીએ. ગોળીઓની તડાતડી વધે છે. 'લડ્વિગ!' હું બૂમ પાડું છું.

એ પણ કોણજાણે ક્યાંથી અમારી સાથે થઇ ગયો છે તેના હોઠ દ્રઢતાથી બિડાયા છે, તેના દાંત બીડેલા જડબાઓમાં ઊપસી આવ્યા છે. તેની દ્રષ્ટિ ઊંડી ને મીંચાયેલી છે. ફરી એક વાર તેનો ચહેરો રણમોરચાની યાદ આપે છે. આલ્બર્ટનો સીનો પણ ફરી ગયો છે. હું પણ ફેરફાર અનુભવું છું. જાણે કોઇ અજાણ્યા અકળ હુકમને પડકારે રાઇફલના ધડાકા તરફ અમારા કદમ ઊછળે છે.

લોકોનાં ટોળાં ઘૂમરાણ મચાવે છે. સ્ત્રીઓ માથાં ઢાંકીને નાસે છે. ક્રોધ ને વેરના ભડકા જેવી ચીસ ઊઠે છે. એક ઘવાયેલા આદમીને લઇ જવામાં આવે છે.

અમે માર્કીટના ચોકમાં આવીએ છીએ. ટાઉન હોલની સામે પોલીસે ત્યાં થાણું જમાવ્યું છે. માથાનાં લોહટોપ ઝાંખા પ્રકાશે છે. હોલના પગથિયા પર મશીનગન તૈયાર પડી છે. ચોક ખાલી છે. ફક્ત એ ચોકની આજુબાજુની શેરીઓ માણસોથી ભરચક છે. આગળ વધવામાં ગાંડપણ રહ્યું છે—મશીનગનની નળી આખા ચોકને માપી રહી છે.

પણ એક માણસ આગળ વધે છે. સાવ એકલો. તેની પાછળ શેરીના નાકા સુધી માણસોનો પ્રવાહ વહે છે, મકાનોના છાપરાં ને છજ્જાં ઉપર પણ તેનાં મોજાં ચડે છે. પણ એ માણસ તો આગળ નીકળી ગયો છે. ચોકમાં દેવળનો પડછાયો પડે છે. તેને વટાવી એ બરાબર મધ્યમાં, ચન્દ્રના પ્રકાશમાં નહાતો ઊભો રહે છે.

'પીછે હટ જાવ!' — એક સ્પષ્ટ, તીખો અવાજ આવે છે.

માણસ હાથ ઊંચા કરે છે. ઊંચે ચંદ્ર એવો ઊજળો પ્રકાશી રહ્યો છે કે તે બોલે છે ત્યારે તેના ધોળા દાંત મોઢાની કાળી બખોલમાં પ્રકાશી ઊઠે છે.

'બિરાદરો!'—એ એક અવાજ. ચારે તરફ સૂમસામ સ્તબ્ધતા વ્યાપી રહે છે.

દેવળ, ટાઉનહૉલની વિશાળ ઈમારત ને તેમની વચ્ચે પથરાતા પડછાયાની વચ્ચે તેનો અવાજ એકલો ઘોળાય છે. આખા ચોકમાં એ એકલો પાંખો ફફડાવે છે—કોઈ સફેદ પારેવાની જેમ. બિરાદરો! તમારા હથિયારો હેઠાં મૂકો. તમારા ભાઈઓની જ તમે હત્યા કરશો? હથિયારો મૂકી, આવો! આવો અમારી પડખે આવો, આપણે ફરી ખભા મિલાવીએ.'

આવી ધવલ ચાંદની તો ક્યારે ય નહોતી ખીલી. સફેદ રૂ જેવા ટાઉનહૉલના પગથિયા પર યુનિફોર્મ પહેરી સૈનિકો ખડાં છે. બારીઓ ઝળકે છે. ચંદ્રના પ્રકાશમાં દેવળનો અરધો મિનારો, લીલા રેશમી ઊનમાલ જેવો ઝળહળે છે. બારણા પાસેનાં પથ્થરના સૈનિકોનાં બાવલાં પડછાયામાંથી કાયા બહાર કાઢી આવી ઊભાં છે.

'પીછે જાવ! નહિ તો ગોળી ચલાવવામાં આવશે.'—ઠંડા સ્વરે ફરી હુકમ થાય છે.

હું લડ્વિગ ને આલ્બર્ટ તરફ જોઉં છું. તે અવાજ અમીરી ટુકડી નાયકનો હતો. અમારો ટૂકડી નાયક હીલ. હવે ગોળીબારની જ રાહ જોવાની હોય એમ મારું મન તંગ બની જાય છે. હીલ ગોળી ચલાવ્યા વિના, લોહી રેડયા વિના નહિ રહે. મને ખાતરી છે.

મકાનોના પડછાયા તળે લોકોનાં ટોળાં આમતેમ હલે છે ને ગણગણે છે. જાણે અનંતકાળ વહી જાય છે ને પછી રાઈફલધારી બે સૈનિકો પગથિયાં ઊતરી પેલા એકલા જણ તરફ જાય છે. એની પાસે પહોંચતાં ઘણો વખત જાણે પસાર થાય છે. ભરેલી રાયફલો નમાવી રમકડાના સિપાઇ જેવા એ આગળ વધે છે. પેલો માણસ તેમની શાંતિથી રાહ જુએ છે.

'બિરાદરો—' તેઓ પાસે આવે છે એટલે તે ફરી કહે છે.

તેઓ તેનો હાથ પકડી ખેંચે છે ને પછી ઢસડી આગળ લઇ જાય છે. માણસ પોતાનો કાંઈ બચાવ નથી કરતો. બંને તેને પકડી એટલી ઝડપથી દોડે છે કે તે ગડથોલિયાં ખાય છે. અમારી પાછળ ચીસો ઊઠે છે. ટોળું આગળ વધે છે—જાણે આખી શેરી ધીમેથી, અવ્યવસ્થિતપણે આગળ ધસડાય છે, સ્પષ્ટ અવાજે હુકમ થાય છે—'જલદી! તેને પડતો મૂકો. હું ગોળી છોડું છું.'

ચેતવણી માટેનો હવામાં ગોળીબાર થાય છે. એકદમ માણસને છૂટો કરવામાં આવે છે. પણ ના. તે જાત બચાવવા ભાગી નથી જતો. મશીનગન તરફ દોટ મૂકે છે. 'દોસ્તો! ગોળી ન ચલાવશો!'

હજી સુધી કાંઇ બન્યું નથી. સંગીહીન, અશક્ત, એકલા, આદમીને જ્યારે માણસો દોડતો ભાળે છે ત્યારે ટોળાબંધ તેઓ આગળ ધસે છે. શેરીઓનાં બંધ જાણે તૂટી જાય છે. દેવળની બાજુમાં જાણે માનવીની સરવાણીઓ ફૂટે છે. બીજી જ પળે ચોકમાં હુકમના પડછન્દા પડે છે. ગોળીઓ વછૂટે છે. ધડાધડ.

મકાનોના એક ખૂણે અમે વીજળીની ઝડપે કૂદી છુપાઇ જઇએ છીએ. કોઇ દિવસ નહોતી અનુભવી એવી ભયની ધ્રુજારી ફરકી જાય છે. પણ પછી એ ગુસ્સાનું સ્વરૂપ ધરે છે. મેં પેલા એકલા આદમીને જોયો હતો. તે સામી છાતી રાખી પડયો હતો. હું સાવચેતીથી ખૂણામાંથી જોઉં છું. તે ઊભો થવા મથે છે. પણ એનાથી બેઠા નથી થવાતું. ફક્ત હાથ ટેકવી શરીરને ઊંચકે છે ને કણસે છે. ધીરે ધીરે હાથ શક્તિ ગુમાવી વાંકા વળી જાય છે, લથડે છે, માથું ઢળી પડે છે ને અત્યંત થાકભર્યું હોય તેમ એનું શરીર ફસડાઈ પડે છે.—'એમ બની શકે! ના! ના!' ગળું તાણીને હું ચીસ પાડી ઊઠું છું. આસપાસનું વાતાવરણ ગાજી ઊઠે છે.

જાણે હું આગળ ધસડાઉં છું. લડ્વિગ બ્રેયર ઊભો થઈ ઢગલો થઈ પડેલા આદમી પાસે ચોકમાં જાય છે.

‘ લડ્વિગ ’ હું બૂમ પાડું છું. પણ એ આગળ ને આગળ વધે છે. હું તેની પાછળ તાકી રહું છું.

‘ હટ જાવ. ’ ટાઉનહોલના પગથિયા પરથી ફરી હુકમ થાય છે.

પળવાર લડ્વિગ થંભી જાય છે. ‘ ગોળી ચલાવ, લેફ્ટેનન્ટ હીલ ! ’ તે જવાબ વાળે છે. ને આગળ વધી જમીન પર પડેલા શબ ઉપર નમે છે.

પગથિયા પરથી કોઈ અફસર ઊતરતો દેખાય છે. ખબર નથી પણ અમે લડ્વિગની આસપાસ આવીને ઊભાં રહીએ છીએ. પેલા અફસરની આવવાની અમે રાહ જોઈએ છીએ તેના હાથમાં એક સોટી સિવાય બીજું કશું હથિયાર નથી. તે આવતાં જરાયે ખચકાતો નથી, જોકે અમે ત્રણ જણા છીએ ને ધારીએ તો તેનો ખુરદો બોલાવી દઈએ. તેને વાગી બેસે એ ભયથી તેના માણસો અમારા પર ગોળીબાર પણ ન કરી શકે. પણ એ થડક્યા વિના આવે છે.

લડ્વિંગ ટટાર થાય છે, ‘ હું તમને અભિનંદન આપું છું. લેફ્ટેનન્ટ હીલ ! માણસ મરી ગયો છે. ’

મરેલા આદમીના પડખામાંથી લોહી વહે છે ને તેના દૂબળા ફિક્કા જમણા હાથ પાસે તેનું ખાબોચિયું ભરાય છે. ચંદ્રના તેજમાં એ કાળો પડછાયો પાડે છે.

‘ બ્રેયર ! ’ હીલ કહે છે.

‘ એ કાણ છે તે જાણો છો ? ’ લડ્‌વિગ પૂછે છે. હીલ મડદા તરફ જોઇ માથું ધુણાવે છે.

‘ મેક્સ વેઈલ. ’

‘ હું તેને જવા દેવા માગતો હતો. ! થોડી વાર પછી હીલ કહે છે. તેના સ્વરમાં બેચેની ભરી છે.

‘ એ મરી ગયો છે. ’ લડ્‌વિગ કહે છે.

હીલ ખભા હલાવે છે.

‘ તે અમારો સાથીદાર હતો. ’ લડ્‌વિગ આગળ ચલાવે છે. હીલ કાંઈ જવાબ નથી આપતો.

લડ્‌વિગ ઠંડી રીતે એના સામું જોઈ કહે છે. ‘ બહુ સુંદર કામ કર્યું. ’

હીલ સળવળે છે. ‘ એમાં શું થાય ? ’ તે શાંતિથી કહે છે. ‘ ફક્ત એક જ હેતુ— કાયદો ને વ્યવસ્થા. ’

‘ હેતુ ? ’ લડ્‌વિગ ક્રોધથી સળગી ઊઠે છે. ‘ તમારી ભૂલોનો તમે કયે દા’ડે એકરાર કર્યો છે ? હેતુએતુ બધું ઠીક છે. તમારે ધંધો જોઇએ છે—માણસ મારવાનો. વધારે ખૂનરેજી અટકાવવી હોય તો તમારા માણસોને ખસેડી લો. ’

હીલ અધીરાઈ બતાવી કહે છે. ‘ મારા માણસો જ્યાં છે ત્યાં ખડા રહેશે. આજે એ ખસી જાય તો કાલે આથી દસગણું ટોળું તેમના પર હુમલો કરી બેસે. તને પણ એની ખબર છે. પાંચ મિનિટમાં હું રસ્તાનાં બધાં નાકાં કબજે કરું છું. આ મડદાને ત્યાં સુધીમાં ઉપાડી જવાની તમને તક આપું છું. ’

'એ પતાવી નાખો.' લડ્વિગ અમને કહે છે. પછી હીલ તરફ ફરી એ કહે છે, 'તમે અત્યારે ખસી જશો તો કોઈ હુમલો નહિ કરે. રહેશો તો વધારેનાં લોહી રેડાશે. અને એ પણ તમારા દ્વારા. એની ખબર પડે છે ને?'

'મને ખબર છે.' હીલ ટાઢાશથી કહે છે.

એક ક્ષણ અમે સામસામે ઊભા રહીએ છીએ. હીલ અમારી તરફ જોઇ રહે છે. 'એ વિચિત્ર ઘડી છે. પછી કોણ જાણે અચાનક હૃદય પર કોઈક ફટકો પડે છે. અમે મેક્સ વેઇલના શબને દૂર લઇ જઈએ છીએ. શેરીઓ માણસોથી ફરીવાર ઊભરાય છે. અમે ચાલીએ છીએ એટલે લોકો માર્ગ આપે છે. બૂમો ઊઠે છે. 'લોહી તરસ્યા કૂતરાઓ !' 'પોલીસ ઠગ !' 'ખૂની'—મેક્સ વેઇલની પીઠમાંથી લોહી ટપકે છે.

અમે તેને નજીકને ઘેર લઈ જઈએ છીએ. એ એક રેસ્ટોરા છે. એમ્બ્યુલન્સના થોડાક માણસો ત્યાં બેએક ઘવાયેલા આદમીઓને પાટાપીંડી કરે છે. લોહીથી ખરડાયેલા લૂગડાંવાળી એક બાઇ ઘેર લઈ જવા ચીસો પાડે છે. સ્ટ્રૅચર ને દાક્તર આવતાં સુધી તેને માંડ માંડ પેલા રોકી શકે છે. એને પેટમાં ઘા વાગ્યો છે. તેની બાજુમાં હજીયે લશ્કરી કોટ પહેરેલો એક માણસ પડ્યો છે. એના બંને ઘૂંટણ ચીરતી ગોળીઓ વાગી છે. તેની પત્ની એની બાજુમાં બેસી કલ્પાંત કરે છે, 'એણે કાંઇ નો'તું કર્યું હો ! કાંઈ કર્યું નથી એણે. ફક્ત અહીંથી ચાલ્યા જતા'તા. ને એનું સાંજનું વાળુ પણ હું લેતી આવતી હતી,' તે એક ટીનના ડબરા ભણી આંગળી ચીંધે છે. 'એનું વાળુ લઇને જ હું આવતી'તી—'

રેસ્ટોરાનો માલિક આમથી તેમ દોડાદોડી કરે છે. ઘવાયેલાને બીજે સ્થળે ઉપાડી જવા એ પૂછપરછ કરે છે. આમ બધા ભેગા

થાય તો એનો ધંધો કેમ ચાલે? તેનો એક નોકર બ્રાન્ડીની શીશી કાઢી મોઢે માંડે છે. હોટલ માલિક જેના પગ ચીરાઈ ગયા છે તેને ગભરાટથી જોઈ રહી તેને ઇસારત કરે છે. પણ પેલો કાંઈ આપે તો ને? — એ જૂનો સૈનિક હતો. ઘવાયેલો આદમી તેને પૂછે છે, 'મારા પગ તો હું નહિ ગુમાવું ને? તને શું લાગે છે? હું — હું મોટર ડ્રાઇવર છું.'

સ્ટ્રેચરો આવે છે. ફરીવાર બહાર ગોળીબાર થતા સંભળાય છે. અમે ખડે પગે થઈ જઈએ છીએ. બૂમો, ચીસો ને તૂટી પડતા કાચના કડાકા સંભળાય છે. અમે દોડીએ છીએ.

'પથરા ઉપાડી નાખો!' કોઇ બૂમ મારે છે ને મકાનની લાદી તોડી નાખી કટકાના ઘા કરે છે શેતરંજીઓ ફેંકી દેવાય છે. ખુરશી, લાકડાં જે આવ્યું તે સૌ પ્રહારનાં સાધન બની જાય છે.

'બત્તીઓ ઠારી નાખો!' એક માણસ આગળ કૂદી ઈંટનો ઘા કરે છે ને અંધારામાં સરી જાય છે.

'કોસોલ' આલ્બર્ટ બૂમ મારે છે. તે એ જ છે. બેલેન્ટીન તેની પડખે છે. વંટોળની જેમ ગોળીબાર સૌને ઘેરી લે છે.

'દો સાલાવને. અર્ન્સ્ટ, લડ્વિગ, આલ્બર્ટ, ભગાઓ એને. સુવરના બચ્ચાઓ સ્ત્રીઓ પર ગોળીઓ છોડે છે.' કોસોલ ગરજે છે.

અમે મકાનોનાં બારણાં પાછળ નમીને ઊભા છીએ. સનનન કરતી ગોળીઓ છૂટે છે. માણસો બરાડા પાડે છે. ધિક્કારની આગ અમને રૂંવે રૂંવે ફાટી નીકળે છે, એના ભડકામાં અમે ખાખ થતા જઇએ છીએ. બીજાને ખાખ કરતા જઈએ છીએ. સૈનિકોનું જિગર પાછું અમારામાં ધડકે છે. લડાઈ પાછી હુંકાર કરતી બેઠી થાય છે, અમારી ઉપર, આસપાસ, અમારી વચ્ચે અમારા

દિલમાં. પતી ગયું, પૂરું થઈ ગયું એ સ્વપ્નું દોસ્તીનું, દિલેદારીનું. બિરાદરીનો ઉપહાસ કરતી આ મશીનગને બધું બતાવી આપ્યું. સૈનિક સૈનિક સામે જ ગોળીઓ છોડે છે, દોસ્તી દોસ્તીની ગરદન પર વાઢ પાડે છે. બસ — હવે વધારે નથી કહેવું. બસ.

[ ૩ ]

એડોલ્ફ બેથ્કે ગામડાંનું ઘર વેંચી શહેરમાં રહેવા આવ્યો છે.

તેણે પત્નીને ઘેર બોલાવી લીધી પછી થોડો વખત તો બધું બરાબર ચાલ્યું. થયું કે હવે ફરીવાર બધું થાળે પડી જશે. પછી ગામમાં મંડી ચણભણ થવા. સાંજે તેની પત્ની બહાર નીકળે તો કોઈએ પાછળ બૂમ પાડી જ હોય. જુવાનિયા સામે મળે એટલે તેના મોઢામોઢ આંખો મિચકારી હસે ને સ્ત્રીઓ ટોળે મળી આંગળી ચિંધ્યા વિના ન રહે. એડોલ્ફની પત્નીએ કદી આ વાત તેને નહોતી કહી. પણ તે એ સહન કરી લેતી ને મનમાં હિજરાયા કરી પીળી પડતી જતી.

એડોલ્ફનું પણ એમ જ હતું. તે ચોરે બેસવા જાય તો માણસો વાતો કરતાં અટકી જાય. કોઈને મળવા જાય તો એ મન ન આપે. આડકતરી રીતે ધીરે ધીરે સવાલો ને સૂચનાઓ પણ કરવાની હિંમત વધવા માંડી. હોટલમાં કાંઈ પીણું લેતાં અણઘડ ને અસભ્ય અન્યોક્તિઓ બોલાવી શરૂ થતી ને તેના ગયા પછી મશ્કરીભર્યું ખડખડાટ હાસ્ય ફરી વળતું. આ વિષે શું કરવું તેની એડોલ્ફને બરાબર ખબર ન પડતી. કોઈ બીજાને સ્નાનસૂતક નહીં એવી પોતાની અંગત વાતમાં આખા ગામને શી પંચાત હતી? પાદરી બુવાને પણ આ ઠઠ્ઠા ને ખાણખોદ પસંદ નહોતી પણ જ્યારે એડોલ્ફ તેમની કનેથી પસાર થતો ત્યારે તે પણ સોનાની ફ્રેમના ચશ્માંમાંથી અણગમાભરી નજરે તેના તરફ તાકી રહેતા. એડોલ્ફને

એથી અત્યંત દુઃખ થતું પણ એનો ઇલાજ ન હોવાથી તેણે પોતાની પત્નીને નહોતો કર્યો.

આમ કેટલોક વખત ગયા પછી એક દિવસ રવિવારે સાંજે એડોલ્ફની હાજરીમાં જ વારંવાર મશ્કરી કરનારાઓમાંથી એક જણે તેની પત્ની પાછળ બૂમ પાડી. એડોલ્ફનો મિજાજ ગયો. પણ તેની પત્નીએ તેનો હાથ પકડી રાખી કહ્યું, ' એના તરફ ધ્યાન આપો મા. એટલા ફેરે મેં એ બધું સાંભળ્યા કર્યું છે કે એ વિષે હું હવે બહેરી જ બની ગઈ છું. '

' એમ? રોજ આમ કરે છે? '—હવે છેવટ એને ખબર પડી કે તેની પત્ની મૂંગી કેમ બની ગઈ છે. આજે જેણે બૂમ પાડી હતી તેને મચડી નાખવા તેણે હડી કાઢી, પણ એ હરામખોરના સાથીદારો આડા ફર્યા ને પેલો છટકી ગયો

ઘેર જઇ બંને પથારીમાં પડયા ને અંધારામાં એડોલ્ફ પોતાની પત્ની ભણી તાકી રહ્યો. પછી તેણે આછું. દબાયેલું ડૂસકું સાંભળ્યું. તેની પત્ની રડતી હતી. એડોલ્ફ ઊંઘી ગયો હોય ત્યારે ઘણીયેવાર ઓશીકામાં મોં લપાવી તે આમ જ રડતી હશે. ' મૂંઝા નહિ મેરી, ભલે એ બોલ્યા કરે. ' એડોલ્ફે મૃદુ અવાજે કહ્યું. પણ એ ડૂસકાં ભરી રડતી જ રહી. બેશક જાણે એકલો ને અસહાય પડી રહ્યો હતો. બારીમાંથી અંધકાર—અસીમ અંધકાર તેની જગાને ઘેરી ઊભો હતો. ઝાડવાં બહાર ગુસપુસ કરતાં હતાં. પત્નીના ખભા પર તેણે ધીમેથી હાથ મૂકયો. આંસુભરી આંખો તેના તરફ માંડી એ બોલી, ' મને પાછી જવા દો એડોલ્ફ ! ત્યારે જ તેમની જીભ મૂંગી રહેશે.'

એ પોતાનાં કપડાં લઇ નીકળી જવા ઊભી થઈ. બારીના કાચમાંથી રાતની ભયંકર વિસ્તૃત કાયા દેખાતી હતી.—ઘુવડની જેમ તેની આંખો તગતગી રહી હતી. એની નજરમાંથી બચવા એડોલ્ફે

બારીના સફેદ પડદા પાડી નાખ્યા. ને પત્નીના ખભા પર હાથ મૂકી એટલું જ બોલી શક્યો, 'પણ મેરી—!'

હૃદયની ભીતર છુપાયેલા તેના આંસુના ધોધ જાણે તૂટી પડ્યા. ને તેની પીઠ થાબડતાં એડોલ્ફ કહે છે. 'મેરી આપણે અહીંથી ચાલ્યા જશું. આપણે ફરીથી નવેસરની જીંદગી શરૂ કરશું મેરી !'

એ દિવસ પછી એડોલ્ફ બેથ્કેએ મકાન વેચી નાખ્યું. શહેરમાં તેને ઘર પણ તરત મળી ગયું. ફર્નીચર ત્યાં સાથે લઈ આવ્યો. કૂતરાને ત્યાં છોડી દેવો પડ્યો. પણ સૌથી આકરું લાગ્યું તો બગીચાને છોડી જતાં–ત્યારે જ બરાબર તે ફૂલથી લચી પડ્યો હતો.

શહેરનું મકાન ભેજવાળું ને અંધારિયું છે. દાદરો સાંકડો ને મેલના થર જામેલો છે. પડોશ પણ ખાસ સારો નથી. કામ બહુ ઓછું છે ને એકોકાર બેસી વિચાર કર્યા. કરવાનો પુષ્કળ સમય છે. બેમાંથી એકેય સુખી નથી થઇ શક્યું. જાણે લાગે છે કે જેનાથી એ નાસ્યા હતા એ તો તેમની પાછળ આવીને ઊભું હતું.

એડોલ્ફ રસોડામાં બેસે છે, વાતો કરવા મથે છે પણ સમજી શકતો નથી કે પરિસ્થિતિ કેમ સુધરતી નથી. બંને સામસામે બેસે છે, અંધારું ઊતરે છે, સવાર પડે છે પણ કોઇના ચહેરા પર ગુલાબી પથરાતી નથી. કેટલીક વાર એડોલ્ફ તેની પત્નીને કહે છે, 'કંઈ કહે જોઉં ?' તે એની સામું તાકી રહે છે. ઘરમાં કહેવા જેવું શું બને છે કે જેની તે વાત કરે. વાતો તો ત્યારે થઈ શકે જ્યારે સુખના રંગો તેની પાછળ ઝળકતા હોય. વાતોને ત્યારે પાંખો ફૂટે છે. પણ દુઃખના ભાર તળે રહી દબાઇને પડ્યું હોય ત્યારે શબ્દોના પતંગિયાને ઉડાડવાનો કોઈ અર્થ નથી. એનાથી તો ઊલટું વેદનામાં વધારો જ થાય.

એડોલ્ફ તેની પત્નીની દરેક હિલચાલ પર મીટ માંડે છે. તેના સ્મરણમાં રહેલું તેનું એક બીજું જ ચિત્ર તેની હારોહાર ખડું થાય

છે. આનંદી ને હસમુખી એની અસ્પષ્ટ રેખાઓ ઊઠે છે. પછી કોણ જાણે એડોલ્ફના મનને કોઈ આશંકા ઘેરી વળે છે. તે ખીજમાં પૂછે છે 'હજી તેનો વિચાર કરે છે શું?' હજીયે? આશ્ચર્યમૂઢ બની તેની પત્ની તેના સામું જોઈ રહે છે. પોતાના શબ્દો તેને અન્યાયના કેવા ડામ દે છે તે એડોલ્ફ જાણે છે. પણ એથી જ તે ઊલટો વધારે ક્રોધે ભરાઈ બોલી ઊઠે છે, 'તું નક્કી એના જ વિચાર કરે છે. પહેલાં તું આવી નહોતી. તો પછી અહીં આવી શા માટે? એની સાથે રહી શકી હોત...'

એક એક શબ્દ તેને—એડોલ્ફને જ છાતીમાં ભોંકાય છે પણ એની પરવા કોણ કરે? તે બોલ્યે જ જાય છે ને તેની પત્ની દૂર અંધારા ખૂણામાં ભરાઈ બાળકની જેમ ધ્રૂસકા મૂકી રડે છે—હાય, અમો પણ બધાં બાળકો જ છીએ. મૂરખાં, ભૂલાં પડેલાં બાળકો જ છીએ ને અમારા ઘરને આંગણેથી રાત ટળતી જ નથી.

એડોલ્ફથી આ સહન નથી થતું. તે બહાર જઈ શેરીઓમાં રખડે છે. તે દુકાન આગળ ઊભો રહે છે પણ તેની આંખ કોઈ ચીજ ભાળતી નથી. પ્રકાશને ઝળહળાટ દેખી તે એ તરફ જાય છે. ઇલેક્ટ્રીક ટ્રામો પસાર થાય છે, મોટરો દોડે છે, માણસો સાથે અથડાતો તે બધે ફરે છે. વેશ્યાઓના અડ્ડા પાસે પણ એ ફરી આવે છે ને તેમના હાસ્યના ઉછાળાટ સાંભળીએ તેમને પૂછે છે, 'તમે સુખી છો?' તે એમની સાથે રહે છે ને પાછો નાસે છે. તેને ઘેર જવાનું ખૂબ ગમે છે પણ તે જતો નથી. દારૂના પીઠામાં જઈ એ બેભાન થતાં સુધી ઢીંચે છે.

ને હું તેને એમ બોળી કાઢું છું. તેની વાતો સાંભળું છું, પણ તેની આંખોમાંથી પાણી ઝરે છે, તેના શબ્દોના ગોટા વળે છે ને છતાં એ પીધે રાખે છે.—એડોલ્ફ બેથ્કે—સૈનિકોમાં તેની બહાદૂરીની જોડ મળવી મુશ્કેલ છે. આ બેથ્કે એવો વિશ્વાસુ ને વફાદાર

જરૂરત છે કે તેણે ઘણાયને મદદ કરી છે ને ઘણાનાં જીવ બચાવ્યા છે. ત્યાં મને એની કેટલી હુંફ હતી! આશ્રય હતો! ઘોર અંધારી રાતે ઓળખની સૂસવતી ઝડી થાય, ધડાકાથી આભ ધ્રૂજી ઊઠે, મોત જ્યારે આંખો ફાડીને સામે ઘૂરકતું ઊભું હોય ત્યારે મારી પડખે એ હિંમત બતાવીને ઊભો રહેતો. તે મારી મા, મારો ભાઇ જે કહો તે એ હતો. અમે બીના રક્ષણના ખાડાઓમાં બાજુમાં સૂતા. અને હું માંદો પડું ત્યારે તે મને ઢબૂરીને પોઢાડતો. તે ન કહી શકે તેવું ઓછું હતું ને તેણે એમાં ખોટ નહોતી માની. હવે એ જ એડોલ્ફ કાંટાળી વાડમાં ફંફાઇને જાણે પડયો છે. તેના હાથ મોં તે ચીરી નાખે છે. ને તેની આંખમાંથી પાણી ચૂવે છે.

'આહ અન્સ્ર્ટ!' તે આનંદહીન અવાજે કહે છે, 'આપણે જો ત્યાં જ રહ્યા હોત. ફક્ત ત્યાં સાથે રહ્યા હોત!—' હું કાંઈ જવાબ નથી આપતો. હું મારા કોટની બાંય પર પડેલા-ધોવાઇને ઝાંખા બનેલા લોહીના ડાઘા તરફ નિહાળું છું. એ મેકસ વેઇલનું લોહી છે. હીલના હુકમથી ગોળીથી વીંધાયેલો વેઇલ! આટલે સુધી અમે આવી પહોંચ્યા છીએ. ફરી લડાઇ સળગી છે. પણ દોસ્તી, બિરાદરી રાખ થઇને પડી છે.

[ ૪ ]

જેડનનો લગ્નોત્સવ છે. ઘોડાના માંસનો ધંધો ખૂબ ફાલ્યો ફૂલ્યો છે. ધીકતી કમાણી થાય છે ને મેરીએચેન તરફનો જેડનનો રસ પણ એટલા જ પ્રમાણમાં વધ્યો છે. આખા ખાટકીવાડાને ફૂલો ને માળાઓથી શણગારવામાં આવેલ છે. દરવાજા પર ખાસ છાપરો કર્યો છે ને કલાલખાના પર પણ તોરણો ટાંગ્યા છે. તાળીઓના ગડગડાટ વચ્ચે વિલી તેના બારણા પર એક પાટિયું લગાડે છે—'ભલે પધાર્યા!'

બપોર પછી જેડનનો સાસરો જેડનને ધંધાંની અંદર ભાગીદાર

બનાવતો દસ્તાવેજ વાંચે છે. અમે તેને અભિનંદન આપીએ છીએ. પછી વિલી તેના વટદાર ધોળાં હાથમોજાં ચડાવી–આ પ્રસંગ માટે તેણે એ ખાસ ખરીદ્યાં છે. તેના હાથના માપની જોડ મેળવતાં અમને પૂરા બે દિવસ રખડપટ્ટી થઇ હતી–અમારા વતી જેડનને લગ્નભેટ આપે છે. એક ખાસની ટ્રે ને બાર સુંદર પ્યાલા. કાર્લના ખજાનામાંથી ઉપાડેલ ત્રણ ઊંચી જાતના દારૂના શીશા. જેડનના સસરા પર તેની એટલી અસર થાય છે કે તે થોડા અઠવાડિયામાં બીજે ક્યાંક નવી દુકાન ખોલવાનો છે. તેના મેનેજર તરીકે વિલીને આવવા કહે છે. વિલી એ બાબત વિચાર કરી જોઇશ એમ કહે છે.

સાંજના લડ્વિગ પણ એક આંટો આવી જાય છે. જેડનની ખાસ વિનંતિથી તે યુનિફોર્મ પહેરી આવે છે. જેડન પોતાના લોકોને બતાવવા માગે છે કે રણમોખરા પર એક સાચેસાચ લેફ્ટેનન્ટ તેનો દોસ્ત હતો. લડ્વિગ તરતજ પાછો જાય છે પણ બાકીના અમે ટેબલ પર હાડકાના કટકા ને ખાલી શીશા બાકી રહે છે ત્યાં સુધી બેસીએ છીએ.

ઠેઠ મધરાતે અમે ઊઠી ચાલતા થઈએ છીએ ત્યારે આલ્બર્ટ કહે છે કે હવે આપણે કાફે ગ્રેગરમાં જઈએ.

'એ તો ઘણા વખત પહેલાં બંધ થઈ ગયેલ હશે.' વિલી કહે છે. 'આપણે પાછલે બારણેથી અંદર જઈ શકશું.' આલ્બર્ટ આગ્રહ કરે છે. કાર્લને એ કળાની ખબર છે!

કાફેમાં જવાની અમારી તલમાત્ર ઇચ્છા નથી. પણ આલ્બર્ટ એટલો આગ્રહ રાખે છે કે અમે નમતું આપીએ છીએ. મને તેના આજના વર્તનથી આશ્ચર્ય થાય છે—કારણ કે આલ્બર્ટ હમેશ સૌથી પહેલાં ઘેર જવાની ઉતાવળ રાખતો.

કાફેના મુખ્યદ્વાર પાસે અંધકારભરી સંપૂર્ણ શાંતિ છે. પણ પાછળના ભાગમાંથી જતાં હજુયે બધું ઝાકઝમાળથી ભરપૂર છે. એગરની હોટેલ એટલે નફાખોરોનું ખાણું ને સવારોસવાર તેનો ધંધો ચાલુ રહે છે. ઓરડાના એક ભાગમાં લાલ મખમલના પડદાથી જુદી જુદી નાની કેબીન બનાવવામા આવી છે. એ દારૂ માટેનો વિભાગ છે. ઘણી કેબીનના પડદાઓ ઢાંકેલ છે ને તેની પાછળથી હાસ્યનાં મોજાં ઊછળે છે.

અમે આગળના ભાગમાં બેસીએ છીએ. આખી હોટેલ ચિકાર ભરી છે. જમણી તરફ વેશ્યાઓ માટે બેસવાની જગ્યા છે. જ્યાં કમાણી ધીકતી હોય ત્યાં રંગરાગ પણ છૂટથી જ ઊડતા હોય. એટલે બાર સ્ત્રીઓ કંઇ વધારે ન કહેવાય. પણ તેમની વચ્ચે યે હરીફાઈ ચાલતી હોય તેમ લાગે છે. દરેક ટેબલ પાસે એકજાતની ઉશ્કેરાટ ભરી હવા વર્તાય છે. ગુસપુસ વાતો થાય છે ને કોઈને બાજુમાં લઇ જઈ વાતો થાય છે. ફક્કડ પોશાકમાં બેઠેલા કોઇ ગુમાસ્તા જેવા લાગતા માણસો એક તરફ ખૂણામાં લઈ જઇ છાની રીતથી બતાવતા હોય તેમ ખિસ્સામાંથી નાનાં પેકેટ, નમૂનાઓ વગેરે કાઢી દેખાડે છે. એ તપાસાય છે, રાખી લેવાય છે કે પાછા અપાય છે પેન્સિલો કાગળ પર કાંઇક ટપકાવે છે. કોઇક ઊઠીને ટેલિફોન પર કે બહાર જાય છે. આખી હવામાં માલ ને દાગીના વજન, મચ્છી, માંસ, ડોલર, માખણ, ને આંકડાઓની વાતો ફરી વળી છે.

અમારી બાજુમાં જ કોલસાની ગુણો વિષે ઝઘડો ચાલી રહ્યો છે. પણ કાર્લ એમના ભણી નજર નાખી કહે છે, 'એ ફક્ત વેપલાની ગરમાગરમ ચર્ચા જ છે.' પણ આ તો કોઇની કનેથી વાત મેળવી થોડાક લાભ માટે હડીઓ કાઢતા માણસો છે. જે લાભ મળ્યો તે ખરા નફાખોરો તો માલ લઇ દેનારા એકાદ બે સામાન્ય માણસોએ પડકી સોદો નક્કી કરી નાખે છે. તેમણે એવી રીતે પૂરું

પાડનારને ખાસ રોકી રાખ્યો પણ હોય છે. દાખલા તરીકે પણ બેઠેલો પેલો જાડો આદમી તેણે ગઈ કાલે પોલાંડમાંથી બે વેગન ઈંડાં ખરીદ્યાં છે. ને એ હોલાંડને રસ્તે રવાના પણ થઈ ગયાં છે. વચ્ચે તેમના પર તાજાં જ ડચ ઈંડાંની છાપ ચોંટાડાઈ જશે ને પછી ત્રણ ચાર ગણી કિંમતે વેચાશે. પેલા લોકો કોકેન વેચવાનો ધંધો કરે છે ને નફો ખુબજ રળે છે આ ડાબી બાજૂ બેઠો તે ડીએડેરીકસ, ડુક્કરના આપેલા માંસ સિવાય એ બીજો ધંધો કરતો નથી. પણ કેટલી કમાણી ને નફો!

'આવા ભૂંડણના બચ્ચાઓ અંગે આપણે પેટમાં અગ્નિ ભરીને ફરતા રહેવું પડે છે ત્યારે?' વિલી ઘૂરકે છે.

'એક યા બીજી રીતે આપણે માટે તો એ અગ્નિ જ રહેવાની છે.' કાર્લ કહે છે, 'ગયે અઠવાડિયે જ રાજ્યે દસ પીપ માખણના બાળી નાખ્યા. ઝાઝો વખત રાખી મૂકવાથી એ બગડી ગયા હતા. એવું જ અનાજનું છે. કોઈ ખંડેર જેવા કોઠારમાં અનાજ ભર્યું હશે તે વરસાદમાં સાવ બગડી ગયું. ખૂબ સસ્તામાં બાર્ટસ્ચેરે તેની ગુણો ખરીદી લીધી છે.'

'કોણે કહ્યું?' આલ્બર્ટ પૂછે છે.

'બાર્ટસ્ચેરે. જીલીયસ બાર્ટસ્ચેરે પોતે!'

'અહીં તે આવે છે?'

'હા ઘણીવાર આવે છે. તારે એની સાથે કાંઈ સોદો કરવો છે?' કાર્લ કહે છે.

આલ્બર્ટ માથું ધુણાવે છે. તેની પાસે ખુબ પૈસા છે?' 'અરે પુષ્કળ. રસ્તામાં કાંકરા વીણી લે એટલા.' કાર્લ એક જાતના માનભર્યા અવાજે કહે છે.

'એય! આ આર્થર આવ્યો. જોવો હોય તો.' વિલી ખડખડાટ હસતાં કહે છે.

પાછળને બારણે પીળારંગનો એક કોટ ને મોટી હેટ પહેરીને એ પ્રવેશે છે. ત્રણચાર જણા ઊભા થઈ તેની તરફ જાય છે. તે એમને આછાં ખસેડી સલામો ઝીલતો આગળ આવે છે. તેના ચહેરા પર એક જાતની આનંદહીન ઠાવકાઈ રહેલી છે. તે હસે છે ત્યારે પણ એ દૂર નથી થતી.

અમારા તરફ એ ગર્વીલી છટાથી સલામ ભરે છે.

'આવ, બેસ, બેસ આર્થર! વિલી ખોટું હેત બતાવતો ઢોંગાઈથી કહે છે. તે અચકાય છે. પણ પછી તેનાજ વર્તુલમાં તે અમને તેની મોટાઈ બતાવવાનો મોહ તે છોડી શકતો નથી.

'ચાલો, ત્યારે એકાદ મિનિટ' તે આલ્બર્ટની ખાલી પડેલી ખુરશી પર બેસતાં કહે છે. આલ્બર્ટ કોઈની શોધમાં હોય તેમ ઓરડામાં આંટા મારે છે—હું તેની પાછળ જવા માગું છું પણ કદાચ તે એક આંટો મારી હમણાં જ પાછો ફરશે એમ ધારી બેઠો રહું છું. લેડરહાઉસ પીણું મગાવે છે ને પછી એ અને આર્થર પાંચ હજાર જોડ લશ્કરી જોડા ને વીસ વેગન બીજા પરચૂરણ સામાનના સોદા ઉપર વાટાઘાટ કરે છે. લેડર હાઉસની આંગળીઓ પર હિરાની વીંટીઓ ઝગારા મારે છે. થોડી થોડી વારે અમારા તરફ નજર ફેરવી લેડરહાઉસ ખાતરી કરી લે છે કે અમે પણ તેમની વાતો સાંભળીએ છીએ.

પણ આલ્બર્ટ તો પેલી કેબીનો તરફ પહોંચ્યો છે. એનું હૃદય જ કબૂલ ન કરે એવી વાત તેને કોઈએ કરી છે. અને એટલે તો આખો દિવસ એની એજ વાત તેને ખટક્યા કરી છે. છેલ્લી કેબીનની પાસેની કેબીનના પડદાના ચીરામાંથી એ અંદર નજર નાખે છે ને

કોઈએ તેને છરી ભોંકી હોય એમ તે પાછો હઠે છે. પળવાર તે ધ્રૂજી ઊઠે છે, પછી પડદો ખસેડી ધસે છે.

ટેબલ ઉપર શેંપેનના પ્યાલા ને ગુલાબના ફૂલોનો ગજરો પડયા છે. ટેબલ ક્લોથ અરધું જમીન પર ઢસડાય છે. ટેબલ પાસે સુંદર વાળવાળી છોકરી ગૂંચળું વળીને પડી છે. તેનાં કપડાં અસ્ત-વ્યસ્ત છે, વાળ વિખેરાયેલા પડયા છે ને છાતીનો ભાગ હજુ ઉઘાડો છે. આલ્બર્ટ તરફ એની પીઠ છે. તે વાળ ઓળતી ઓળતી કોઈ ગીતની કડી ગૂંજે છે.

'લ્યુસી!' આલ્બર્ટ ઘોઘરા સાદે કહે છે.

તે પાછળ ફરી કોઈ પ્રેતની સામે જોતી હોય એમ તેના તરફ જુએ છે. હસવા મથે છે પણ આલ્બર્ટની સીધી વેધક નજર તેની સામે જ ચોંટી રહી હોવાથી એનું હાસ્ય ઊગ્યું તેવું આથમી જાય છે. જૂઠું બોલવાનો હવે અર્થ નથી. ગભરાઇને તે કોચ પાછળ ભરાય છે.

'આલ્બર્ટ—મારો એમાં વાંક નથી.' તે લોચા વાળે છે. 'તે–તેનો જ દોષ છે.' પછી એકદમ શ્વાસભેર બોલી જાય છે. 'તેણે મને દારૂ પાયો. મેં ના પાડી તોય પાયે રાખ્યો ને પછી હું શું કરું છું તેનું મને ભાન ન રહ્યું. હું સોગન ખાઉં છું.......'

આલ્બર્ટ જવાબ નથી આપતો.

'આનો અર્થ શું છે?' પાછળથી કોઈ બોલે છે.

બાર્ટસ્ચેર પાછો આવે છે ને સીગારનો ધુમાડો આલ્બર્ટના મોં પર ફૂંકી કહે છે, 'ભડવાઇ કર છ, આ... ભાગ અહીંથી, ચાલતો થા!'

એક ક્ષણ માટે આલ્બર્ટ તેની સામે મૂંગો ઊભો રહે છે. પછી એકાએક સામા માણસની મોટી ફાંદ, ભૂરું સૂટ, ઘડિયાળની

સોનાની સાંકળી ને લાલઘૂમ મોટો ચહેરો અનેક ભયાનક રંગભરી રીતે તેના મગજમાં ઘોળાય છે.

એ જ પળે વિલી અમારા ટેબલ પાસેથી એના તરફ જુએ છે. ને કૂદકો મારે છે, કેટલાક જણ સાથે અથડાય છે ને દોટ મૂકે છે. પણ બહુ મોડો પડે છે. તે પહોંચે તે પહેલાં આલ્બર્ટે પોતાની રણમોખરાની રિવોલ્વર કાઢી ગોળી છોડી છે. અમે ધસીએ છીએ.

બાર્ટસ્ચેરે ખુરશી ઉપાડી જાતને બચાવવાનો પ્રયત્ન કરેલ પણ તે ખુરશી ઉપાડી આંખ સુધી લાવે તે પહેલાં બરાબર કપાળ વીંધતી આલ્બર્ટની ગોળી પસાર થઇ ગઇ, તેણે નિશાન પણ ભાગ્યે જ લીધું હતું. અમારી ટૂકડીમાં તે સૌથી શ્રેષ્ઠ નિશાનબાજ ગણાતો ને જ્યારે હાથમાં તેની લશ્કરી રિવોલ્વર હોય ત્યારે તો અજોડ. બાર્સ્ટસ્ચેર જમીન પર પટકાઈ પડયો. તેના પગે આંટી વળી. ઘા જીવલેણ હતો. છોકરી ચીસો પાડે છે.

'બહાર જાવ!' ધસી આવતાં લોકોને ખસેડતાં વિલી ગરજે છે. આલ્બર્ટ છોકરી સામે તાકી અચલ ઊભો છે. અમે તેનો હાથ પકડી, તેને ઢસડતાં દોડીએ છીએ! રસ્તા પર આમતેમ અંધકાર-ભર્યો ખૂણો શોધીએ છીએ. વિલી પાછળ આવે છે.

'તારે એકદમ નાસી છૂટવું જોઈએ. આ રીતે જ. અહીંથી પરબારો જ જા.' તે હાંફતાં કહે છે.

આલ્બર્ટ હમણાં જ સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ એના તરફ જૂએ છે. પછી હાથ ખેંચી છૂટો થતાં કહે છે, 'ના, વિલી, મને એકલો છોડી દે.' તે સુસ્તીભર્યા અવાજે કહે છે, 'મારે શું કરવું તેની મને ખબર છે.'

'ગાંડો થયો છે?' કોસોલ ચીડમાં કહે છે.

આલ્બર્ટ જવા માટે હલે છે. અમે તેને પકડી રાખીએ છીએ. તે ફરીથી અમને વિખેરી નાખે છે.

'ના, ફર્ડીનાન્ડ,' તે ઘણો જ થાકી ગયો હોય તેમ ધીમેથી કહે છે, 'જે એક કામ કરે છે તેણે બીજું કામ પણ કરવું જોઇએ.'

તે ધીરે ધીરે શેરી તરફ પાછો જાય છે.

વિલી તેની પાછળ દોડી તેને સમજાવે છે. પણ આલ્બર્ટ માથું ધુણાવી મુખ્ય રસ્તા તરફ વળે છે. વિલી તેની પાછળ જાય છે.

'આપણે તેને બળજબરીથી લાવવો જોઇએ.' કોસોલ ચીસ પાડી ઊઠી કહે છે, 'તે પોલીસને સ્વાધીન થઇ જશે.'

'એમાં કાંઇ સાર નથી ફર્ડીનાન્ડ' નિરાશવદને કાર્લ કહે છે.

'હું આલ્બર્ટને ઓળખું છું.'

'પોલીસને જાત સોંપી દેવાથી કાંઇ મરેલો પાછો નહિ આવે. તેનાથી કયો ફાયદો કાઢશે? આલ્બર્ટે નાસી છૂટવું જ જોઇએ.' કોસોલ કહે છે.

અમે શાંતિથી વિલીની રાહ જોતાં બેસીએ છીએ.

'પણ આમ કરવાનું તેને કાંઇ કારણ?' થોડી વાર પછી કોસોલ પૂછે છે.

'છોકરી ઉપર તેનો અઢળક પ્રેમ હતો.' હું કહું છું.

વિલી એકલો પાછો ફરે છે. કોસોલ કૂદકો મારી ઊભો થાય છે 'નાસી ગયો કે?'

વિલી માથું ધુણાવે છે, 'પોલીસ ચોકીએ ગયો. હું કાંઇ ન કરી શક્યો. તેને પાછળ ઢસડવા ગયો તો એણે લગભગ ગોળી છોડવાનો યે પ્રયાસ કર્યો.'

'અરે ભગવાન!' કોસોલ માથું હથેળીમાં છુપાવી દે છે. વિલી

જમીન પર નીચો વળી બેસી જાય છે. હું અને કાર્લ એકમીજાની ઓઠીંગણે બેસીએ છીએ.

ફ્રાસોલ, ફર્ડીનાન્ડ, વિલી, બાળકની જેમ ડૂસકાં નાખે છે.

[ ૫ ]

ધુમાંગ—શાંત બનતાં પાણીમાં કોઈએ પથ્થર ફેંકયો છે, કોઈએ ફરીવાર જળને તળે-ઉપરથી ડામાડોળ કરી મૂકી છે. એક કાળા પડછાયાનો હાથ અહીં—અમારી વચ્ચે પણ પહોંચી ગયો છે. તેનાથી નાસવા માટે અમે દોટ મેલી. પણ અમે તો કૂંડાળામાં જ દોડયા કર્યું ને તેની પડછંદ કાયા અમારા પર એવી જ ભયાનક ને ભીષણ તોળાઈ રહી.

અમે ખૂબ શોર મચાવ્યો, શોધ કરી, શરીરને સજજ કર્યું તે છતાં શરણે થયા. તેને ટાળવા બાથોડિયા ભર્યા પણ અમારા પરથી તેની કાળી છાયા ન ખસી. અમે મારગ ભૂલ્યા, તે છતાંયે આગળ દોડયે રાખ્યું, છાતીની ધમણ ફુલાવી દોડયે રાખ્યું પણ ઘડીભર થંભી જોતાં ટપટપ એનાં પગલાં અમારી પાછળ પડતાં સાંભળી રહ્યા. અમને લાગ્યું અમારો તેણે પીછો પકડયો છે. અમારો કેડો એ છોડતો નથી. પણ અમને ભાન નહોતું કે અમે તેને અમારી સાથે, અમારી અંદર હસડી રહ્યા હતા. અમારી સાથે તે હમેશાં શાંતિથી ખડો રહેતો. અમારી પાછળ નહિ, અમારી આજુબાજુ નહિ પણ અમારી અંદર—અમારી જાતમાં ઓતપ્રોત થઈને પડેલો.

અમને હતું કે અમે મકાનો બાંધશું. બગીચો બનાવશું ને ઊંચી અગાસીઓ ઊભી કરશું. કારણ કે દરિયા ભણી નજર નાખી તેની ઠંડી હવા માણવાની અમને ઇચ્છા હતી. પણ અમે વિચાર જ ન કર્યો કે મકાનને પ્રથમ પાયાની જરૂર છે. અમે ફ્રાન્સના પેલા કેટલાયે

બૉમ્બના ખાડાઓથી ભરપૂર, પડતર ને તજાયેલા ખેતરો જેવા છીએ. તેમની પડખેના બીજા ખેતરો કરતાં એ ઓછા શાંત નથી પણ તેમની અંદર સ્ફોટક પદાર્થો દટાયેલા પડયા છે. અને એ બધા પહેલાં ખોદીને દૂર કરવામાં ન આવે ત્યાં સુધી તેમને ખેડવાં એ ખેડનાર ને જેને ખેડવામાં આવે છે તે બંનેને ખાડામાં ઉતારવા બરાબર છે, બંને માટે તે ભયજનક છે.

અમને એની જાણ નથી છતાં અમે હજુ સુધી પણ સૈનિકો જ છીએ. આલ્બર્ટની જુવાની કોઈ જાતના બીજા બખેડા વિના શાંતિથી પસાર થઈ હોત તો ઘણી ચીજોએ તેના હૃદયમાં સાથે સ્થાન કર્યું હોત ને તેને આધારે તે અત્યારે ટકી શક્યો હોત. પણ એ તો બધું ભાંગીને ભૂકો થઈ ગયું હતું. તે પાછો ફર્યો ત્યારે તેની પાસે કાંઇ નહોતું રહ્યું—તેની આશા ને આકાંક્ષાઓ, તેના જુવાનીનાં સ્વપ્નો એ સૌને મોઢે અત્યાર સુધી ઢૂચા દેવાયા હતા, એ સૌના બારણાં તેને આ એક જ માનવી પરના પ્રેમમાં ઊઘડતાં દેખાયાં. આ એક જ માનવીમાં તેને ઘર, લાગણી, પ્રેમની હૂંફ વસતી ભાળી. પણ જ્યારે એના ચૂરા થઇ ગયા ત્યારે રિવૉલ્વર ખેંચી ગોળી છોડયા વિના તેને બીજું કાંઇ કરવાની સૂઝ ન પડી–બીજું કાંઇ તેને શીખવવામાં પણ નહોતું આવ્યું. તે સૈનિક ન હોત તો ઘણાય બીજા માર્ગ તેને દેખાત. ને એ સૈનિક હતો એટલે પળવાર પણ તેનો હાથ ન ધ્રૂજ્યો, હૈયું ન ધડકયું–વરસોથી તે ગોળી છોડતાં ટેવાઇ ગયો છે ને નિશાન છટકવાનું તેણે કદી જાણ્યું નથી.

આલ્બર્ટમાં, જુવાનીને ઉંમરે સ્વપ્નોનાં રંગભર્યાં વાદળો નિહાળતા આલ્બર્ટમાં, શરમાળ પ્રેમીમાં—એ આલ્બર્ટ હજી યે બેઠો હતો. એ પેલો સૈનિક.

જર્જરિત ચહેરાવાળી તેની આ ઘરડી માને એની કયાંથી ખબર હોય ? ' પણ તેનાથી એમ થઈ જ કેમ શકયું હશે ? તે

હમેશાં એવો તો શાંત બાળક હતો !' તેના શ્વેત વાળવાળું માથું ધ્રૂજે છે, તેનાં હાથ ધ્રૂજે છે—આખી સ્ત્રી જાણે કોઈ ધ્રૂજતી પીડા જેવી બની ઊભી છે. 'કદાચ તેના પિતાની ગેરહાજરીને અંગે એમ બન્યું હોય. તે ચાર વરસનો હતો ત્યારે તેના બાપ ગુજરી ગયેલ. પણ તોયે એ એવો શાંત ને ડાહ્યો હતો.

'એ હજુ પણ એવો જ છે માજી,' હું કહું છું. તે આલ્બર્ટના નાનપણની વાતો કરે છે. તે વાત કર્યે જ જાય છે. વાત કર્યા વગર તેનાથી રહેવાતું નથી. પડોશીઓ અંદર આવ્યા છે, ઓળખીતા પણ—એ તો શિક્ષકો છે—કોઇ તેને સમજી શકતું નથી.

'એ લોકો મોઢામાં જીભ રાખે તો બસ. આમાં એમનો યે થોડોઘણો દોષ છે.' હું કહું છું.

આલ્બર્ટની માતા મારા તરફ જોઈ રહે છે પણ પછી તે વાત કર્યે જ જાય છે. આલ્બર્ટ કેમ ચાલતાં શીખ્યો, બીજાં બાળકોની જેમ તે કોઈ દિવસ રડતો નહિ, તેના જેટલું કાંઇ બાળક શાંત નહિ હોય ને એ હવે? એનાથી આ થઈ જ કેમ શકયું હશે?

હું તેના તરફ આશ્ચર્યથી જોઈ રહું છું. આલ્બર્ટ વિષે તે કાંઇ જાણતી જ નથી. મારી માની બાબતમાં પણ એમ જ હશે— માતાઓ ફક્ત ચાહી જ જાણે છે. એ જ એમની એકમાત્ર સમજણ છે.

'પણ ફ્રો ટ્રાસ્કે, આલ્બર્ટ લડાઈમાં હતો એ કેમ ભૂલી જાઓ છો?' હું કંટાળીને કહું છું.

'હા. હા.' તે જવાબ આપે છે. પણ એ વાતને અહીં શું સંબંધ છે તે એ જોઈ નથી શકતી.

'આ બાર્ટસ્ચેર ખરાબ માણસ હતો?' પછી એ શાંતિથી પૂછે છે.

'નરાધમ હતો સાલો પશુ.' હું ખાતરીપૂર્વક કહું છું. એના ઉપર શરત મારવી પડે તોય હું ન અચકાઉં.

આંસુથી છલકાતી આંખે તે માથું હલાવે છે.

'એમ જ હશે. નકર આલ્બર્ટે તેની જિંદગીમાં એક માખીને ય ખંજા નથી કરી. હંસ ખરો. તે એને પકડીને પાંખો ખેંચી કાઢતો પણ આલ્બર્ટ નહિ. તેણે એ કોઈ દી' નથી કર્યું.—હવે તેમનું એ લોકો શું કરશે? તને શું લાગે છે?'

'એ કાંઈ નહિ કરી શકે.' હું તેને આશ્વાસન આપવા કહું છું.

'આલ્બર્ટ ખૂબ જ ઉશ્કેરાઇ ગયો હતો ને તેણે ગોળી છોડી. આત્મરક્ષણ માટે માણસ ગોળી છોડે એવું જ એ થયું.'

'હાશ પ્રભુ.' તે નિશ્વાસ નાખી કહે છે, 'ઉપરવાળો દરજી કહે છે કે આલ્બર્ટને એ માટે ફાંસી મળશે.'

'ત્યારે તો દરજી જ ગાંડો લાગે છે.'

'હા, ને એ કહેતો હતો કે આલ્બર્ટ તો ખૂની છે. ના એ નથી જ. એમ ન બને, ન જ બને, કોઈ દિવસ ન બને—' તે છાતી-ફાટ રડે છે.

'એ દરજીને મને સોંપો ને! એને હું ઠેકાણે લાવી દઇશ.' હું જંગલીની જેમ ઘુરકતાં કહું છું.

'હવે ઘરની બહાર મારાથી નીકળાતું નથી.' એ ડૂસકા ભરી કહે છે, 'બારણા પાસે તે ઉભોજ હોય છે.'

'હું તમારી સાથે આવીશ ફ્રા ટ્રાસ્કે!' હું કહું છું.

અમે ઘરની ડેલી પાસે આવીએ છીએ. 'ત્યાં ઊભો એ.' બારણા તરફ આંગળી ચીંધી આ વૃદ્ધ સ્ત્રી ગભરાઈને કહે છે. હું કમર કસું છું. જો એ એક શબ્દ બોલ્યો તો તેનો આટો કાઢી નાખીશ. પછી ભલે દસ વરસ સુધી સાંકળ ખખડાવવી પડે. પણ અમે જઈએ છીએ એટલે તે ખસીને મારગ કરી આપે છે. બીજી બે સ્ત્રીઓ પણ ત્યાંથી ખસી જાય છે.

અંદર ગયા પછી આલ્બર્ટની માતા મને આલ્બર્ટ અને હેન્સના બચપણના ફોટા બતાવે છે ને રડવા માંડે છે. પછી એકદમ જાણે શરમાઈને અટકી જાય છે.—આ બાબતમાં વૃદ્ધ સ્ત્રીઓ બાળક જેવો જ હોય છે. તેમની આંખો સ્હેજે આંસુથી છલકાઈ પડે છે ને એ પાછાં તરત સુકાય જાય છે પણ ખરાં. હું જાઉં છું એટલે થોડેક સુધી ચાલીમાં આવી તે પૂછે છે, 'આલ્બર્ટને ખાવાનું પૂરતું મળે છે?'

'હા, ચોક્કસ.' હું કહું છું. 'કાર્લ બ્રોગર એની ભાળ રાખે છે. ને એને તો પુષ્કળ મળી રહે છે.'

'મારી પાસે હજી થોડા મુરબ્બો પડયો છે. ને તેને તે ખૂબ ભાવે છે. તેઓ મને તેને માટે થોડો લઈ જવા દેશે?'

'પ્રયત્ન કરવામાં શું વાંધો છે. અને તમને એ લોકો મળવા દે તો મારા વતી આલ્બર્ટને એટલું કહેજો કે આલ્બર્ટ, હું તને દોષિત નથી ધારતો, મને ખબર છે કે તું અપરાધી નથી—આટલું જ.

તે માથું હલાવે છે. 'કદાચ એના વિચાર મને બહુ નથી આવતા પણ હેન્સ, તું જુએ છે ને કે એને પગ જ નથી! બિચારો છોકરો, હવે તો સાવ એકલો પડી ગયો છે—'

હું હાથ મિલાવી કહેતો જાઉં છું. 'હવે પેલા દરજીને એક

શબ્દો કહેતો જાઉં છું—ફરીથી તમને તે નહિ પજવે એની ખાતરી રાખજો.'

એ દરજી હજુ પણ ડેલી પાસે ઊભો છે. બહુ સામાન્ય ને મૂરખ લાગતો માણસ છે. મારા તરફ ચૂંચી આંખ કરી એ જુએ છે. તેનાથી જરા દૂર ગયો એટલે તેના મોંમાંથી બેએક ગાળ સરી પડવાની જ.

'એલા ટેભાં,' એનો કોલર પકડી ખેંચતાં હું કહું છું, 'જો ત્યાં રહેતી ડોસીને તેં એક અક્ષરે ય હવેથી કીધો છે ને તો તારા હાડકાંનો ભૂકો કરી નાખીશ. યાદ રાખજે, એક કરચેય શોધી નહિ જડે, સાલા મેરાઈ, હું કહું છું તે યાદ રાખજે.' એને પકડીને લૂગડાંના ગાભાની જેમ હલાવું છું ને બારસાખ સાથે તેને આ પાઠ ભણાવતાં ભટકાડું છું, 'અક્કલના ઓથમીર, જો મારે હવે ફરીથી આવવું પડશે તો જીવતો નહિ રહેવા દઉં.' ને પછી, તેના બંને ગાલ પર એક એક ચોડી દઉં છું.

હું ઘણે દૂર નીકળી જાઉં છું એટલે મારી પાછળ તે બરાડા પાડીને કહે છે, 'તને કોરટમાં ન લઈ જાઉં તો કે'જે. સો રૂપિય દંડ કરાવીને જ છોડીશ.' હું સ્હેજ પાછળ ફરું છું એટલે તે ગેબ થઈ જાય છે.

મેલોઘેલો ને મુસાફરીથી થાકીને લોથ બનેલો જ્યોર્જ રાહે લડ્વિગના ઓરડામાં બેઠો છે. છાપામાં તેણે આલ્બર્ટ વિષેના સમાચાર વાંચ્યા એટલે તે તરત પાછો ફર્યો છે.

'આપણે તેને છોડાવવો જોઇએ.' તે કહે છે.

લડ્વિગ ઊંચે જુએ છે.

'છ ચમરાક જણાં હોય ને એક મોટર ઉપાડી લાવીએ તે

યોજના નિષ્ફળ ન જાય. સારામાં સારો વખત તો એને કોરટમાં લઇ જાય. ત્યારે રસ્તામાં જ કામ પતાવી દેવાનો છે. કરવાનું એટલું કે આપણે તેમની વચ્ચે જ કૂદી પડવું. ને એ જણાં આલ્બર્ટને મોટર સુધી પહોંચાડી દે ત્યાં સુધી થોડીક ધાંધલ મચાવવી.'

લડ્વિગ થોડુંક સાંભળી પછી માથું ધુણાવે છે. 'એનો કાંઈ અર્થ નથી જ્યોર્જ, જો એ નિષ્ફળ જાય તો આલ્બર્ટને જ આપણે નુકસાન કરી બેસીએ. અત્યારે પણ એને ઓછી સજા થાય એવી સંભાવના તો છે જ. પણ એ દલીલ કરવા ખાતર નથી કહેતો— તારી યોજના સાથે હું તરત જ જોડાઇ જાઉં પણ આલ્બર્ટ— આલ્બર્ટને આપણે બહાર નહીં કાઢી શકીએ. તેની ઇચ્છા જ નથી.'

'એ બાબતમાં તો આપણે તેને તૈયાર કરવો જોઇએ' રાહે થોડી વાર પછી કહે છે, 'એણે છૂટવું તો જોઇએ જ. ને એક વાર મેં શરૂ કર્યું કે—'

લડ્વિગ એક અક્ષરેય બોલતો નથી.

'એનાથી કાંઈ વળે તેમ નથી જ્યોર્જ.' હું કહું છું. 'કદાચ આપણે તેને છોડાવીએ તો પણ એ પાછો જાતે જ હાજર થઈ જવાનો. વિલી એને પાછો ખેંચવા ગયો તો તેણે એના પર ગોળી ચલાવવાનો યે પ્રયાસ કર્યો.'

જ્યોર્જ સહેજ માથું ઢાળી બેઠો રહે છે. લડ્વિગ સાવ નંખાઈ ગયેલો ને નિસ્તેજ લાગે છે.

'મને તો લાગે છે કે આપણે બધું ગુમાવી બેઠા છીએ.'— નિરાશા તેના કંઠમાં આવી વસી છે.

કોઈ બોલતું નથી. શાંતિ અને એવી જ મૂક વેદના—મૃત્યુના ઠંડા નિઃશ્વાસભરી ઓરડામાં છવાઈ રહે છે.

હું ઘણા વખત સુધી લડ્‌વિગ સાથે એકલો બેસી રહું છું. તે હાથમાં માથું દબાવી કહે છે, ‘બધું નકામું છે અન્સ્ટ, આપણે ખતમ થઈ ગયા છીએ પણ યુદ્ધ જ ન થયું હોય એમ આ જગત પાછું પોતાને રસ્તે વહ્યું જાય છે અને એ વખત દૂર નથી કે જ્યારે આપણી પછીની પેઢીના, અત્યારે નિશાળમાં ભણતા છોકરાઓ લડાઈની વાતો આતુરપણે સાંભળતા હશે ને ઇચ્છતા હશે કે આ ભણતરની કંટાળાભરી ઉપાધિ કરતાં એ રણમોખરા પર હોત તો કેવું સારું! અત્યારે પણ એ ફ્રી કોર્પ્સમાં જોડાય છે. સત્તર વરસની ઉંમરે તો રાજદ્વારી ખૂની! હું એવો થાકી ગયો છું અન્સ્ટ—’

‘લડ્‌વિગ!’ હું તેની પડખે બેસી તેના નાજુક ખભા પર હાથ મૂકું છું.

તે ફિક્કું હસે છે પછી શાંતિથી કહે છે, ‘લડાઇ પહેલાં હું નિશાળમાં ભણતો ત્યારે મારે એક પ્રેમનો પ્રસંગ પણ બનેલો. અન્સ્ટ, થોડાં અઠવાડિયાં પહેલાં હું એ છોકરીને ફરી મળ્યો હતો. અને તો એ પહેલાં કરતાં વધારે સુંદર લાગી. આ જિંદગીમાં જાણે પહેલાંના દિવસો ફરી રમવા આવ્યા હોય એમ લાગ્યું. અમે એકબીજાને વારંવાર મળ્યાં પણ ખરાં—અને પછી અચાનક મેં જાણ્યું કે—’ તે માથું ટેબલ ઉપર ઢાળી દે છે. ને જ્યારે ઊંચે જુએ છે ત્યારે તેની આંખો વેદનાની આગમાં શેકાઇ જીવનહીન બનેલી લાગે છે. ‘ આવી વસ્તુઓ મારે માટે નથી રહી અન્સ્ટ,—હું ખૂબ જ બિમાર છું.’

તે ઊભો થઇ બારી ખોલી નાખે છે. આકાશ સ્વચ્છ છે ને તારાઓ ઝળકી રહ્યા છે. હું બેઠો રહું છું. ઘણો વખત લડ્‌વિગ મારી પાસે ઉભો રહી બહાર નિહાળ્યા કરે છે. પછી મારી તરફ ફરી કહે છે.

'ત્યારે આપણે નાના હતા, ત્યારે સાહસકથાની ચોપડી–બગલમાં મારી રાત્રે જંગલમાં ઊપડી જતા એ તને સાંભરે છે?'

'હા. હા, લડ્વિગ' તે બીજે વિચારે ચડયો જણી આનંદ પામી હું તરત જ જવાબ આપું છું. 'ઉનાળાની એક રાતે આપણે ત્યારે શેળાને પણ પકડયો હતો!'

તેનો ચહેરો પણ આનંદિત બને છે, 'ને આપણે ધારતા કે આપણે માટે પણ એવું સાહસ સાચે જ બનશે. ઊંચી મખમલની ઘોડાગાડીમાં બેસી, રાતને વખતે તારા તબકતા હોય ત્યારે...યાદ છે? આપણને છટકી જવાની કેવી તીવ્ર ઇચ્છા હતી?'

'હા પણ આપણને લઇ જનારી ઘોડાગાડી આવી જ નહિ ને આગગાડીમાં બેસીને જવાના આપણી પાસે પૈસા નહોતા.!'

લડ્વિગનો ચહેરો વધારે ને વધારે પ્રફુલ્લ બનતો જાય છે, ને પછી તો એવો ભવ્ય બની જાય છે કે અપાર્થિવ જ લાગે.

તેના મુખ પર અપરિચિત શાંતિ પથરાઈ છે. તે ધીમે સ્વરે વાત કરે છે. 'આપણી પાસે કેવા વિચારો હતા! યોજનાઓ હતી! ને કેટલું ઊંચું ને સુંદર જીવન જીવવાનાં આપણે સ્વપ્નો સેવ્યાં હતાં! એ સહુને તો આપણે વેરણછેરણ કરી નાખ્યાં અર્ન્સ્ટ, ને આપણે કાંઈ જ ન રહ્યા.'

'હા, એ સહુનું છેવટ શું થયું? છેવટ—'

અમે પડખોપડખ બારીમાંથી ઝુકાવી ઊભા છીએ. પવન ઝાડવાની પાછળ પોઢે છે.—ને ત્યાંથી તેના ઉશ્કેરાટનો ધીમો મોર-ધ્વનિ સંભળાય છે. એક તારો ખરે છે. ઘડિયાળમાં બારના ડંકા પડે છે.

'આપણે હવે સૂઇ જઈએ!' લડ્વિગ મારા હાથ મિલાવે છે.

'ગુડ નાઇટ, અર્ન્સ્ટ.'

'સુખદ નિદ્રા લડ્વિગ!'

મોડી રાતે મારા બારણાં કોઈ ધબડાવે છે. એકાએક હું ઝબકી બેઠો થઈ જાઉં છું, 'કોણ છે?'

'એ તો હું છું! કાર્લ, બારણાં ખોલ.'

હું પથારીમાંથી કૂદકો મારી ઊભો થાઉં છું. તે અંદર ધસે છે. 'લડ્વિગ...'

તેને બે હાથથી પકડી હું કહું છું 'શું છે? લડ્વિગને શું છે?'

'મરી ગયો.'

ઓરડો ચક્કર ચક્કર ફરે છે. હું પાછો પથારીમાં પટકાઇ પડું છું.

'ડાક્તરને બોલાવ ત્યારે.'

કાર્લ એક ખુરશીને નીચે પછાડે છે ને તેના કટકા થઇ પડે છે. 'મરી ગયો. અર્ન્સ્ટ, ધોરીનસ ઉપર જ કાપ.'

મેં કેમ કપડાં પહેર્યાં તે મને ખબર નથી. અને અહીં હું કેવી રીતે આવ્યો તે પણ હું જાણતો નથી. પણ એક ઓરડો દેખાય છે, કબાટમાં રહેલા ચમકતા પથ્થરો ઝગારા મારે છે. પુસ્તકો પડ્યાં છે, જમીન પર લોહી પડ્યું છે. ને બાજુમાં ખાટલા પર એક ફિક્કી ફળી પડેલી આકૃતિ પડી છે—તેની આંખો અધ-બીડી ને તેજહીન છે.

શું થઇ રહ્યું છે તેની મને સમજ પડતી નથી. મકાનમાલિક પણ ત્યાં છે, કાર્લ ત્યાં છે, ઘોંઘાટ થાય છે, એક જણ મને ત્યાં ઊભા રહેવાનું કહે છે—એવો પાછો ખ્યાલ આવે છે. તેઓ કોઇને

થઈ જવા માગે છે—હું માથું ધુણાવું છું. હું પેલા ખાટલા તરફ ધસડાઉં છું. હું ત્યાંથી ખસી નથી શકતો, બોલી નથી શકતો. અચાનક લાગે છે કે હું લડ્‌વિગ સાથે એકલો છું. ને તેની તરફ આંખો ફાડી, એકીટસે જોઈ જ રહું છું.

તેની સાથે સૌથી છેલ્લો કાર્લ હતો. તેને લડ્‌વિગ શાંત અને આનંદિત લાગ્યો હતો. તેના ગયા પછી લડ્‌વિગે પોતાની થોડી વસ્તુઓ વ્યવસ્થિત કરી ને પછી લખવા બેઠો. થોડી વાર લખ્યા પછી બારી પાસે ખુરશી મૂકી. એક ગરમ પાણીની તાસક સામે ટેબલ પર રાખી. બારણાને અંદરથી વાસી, ખાટલા પર સૂતાં સૂતાં, હાથ પાણીની તાસકમાં રાખી તેણે ધોરી નસ કાપી નાખી. લોહી ધમધમ વહેતું તેણે જોયું, એ દેખાવ તેણે વારંવાર કલ્પ્યો હતો—આ ઘૃણાજનક, ઝેરી લોહીને શરીરમાંથી ધસારાબંધ વહે જતું.

તેનો ઓરડો દીવા જેવો બની ગયો. એકએક ચીજ તેની આંખે સ્પષ્ટ તરવા લાગી. તેની આંખમાં સમાવા લાગી ને પછી અચાનક એની જગ્યાએ તેના બાળપણના, તેની ફૂટતી જુવાનીના ચિત્રો ઊઠતાં ગયાં. સાહસનાં પુસ્તકો, જંગલ, ઘેર જવાની ઉત્કંઠા—એ બધું દુઃખની લગીરે છાંટ વિના આવી ગયું ને એ જંગલની પેલી પાર કાંટાળા તારનાં દોરડાં ખડકાવા લાગ્યાં. આછાં ધોળાં વાદળાંઓ ને ભયંકર ઑમ્બઝડી. પણ એનાથી તે ચમક્યો નહિ, ભયભીત ન થયો. જાણે કોઈ દેવળમાં ઘંટ વાગે છે એમ તેને લાગ્યું. ને ઘંટના રણકાર પછી વધતા જ ગયા છે. થયું કે મગજ તોડીને તેના સ્વર ઊઠશે. પછી અંધારું થતું ગયું. પેલો રણકાર ઓસરતો ગયો ને વાદળાંઓ તેના પગ નીચે અટવાઈને પસાર થવા માંડયાં, તેની જિંદગીમાં ઇચ્છા હતી કે એકવાર રાજહંસને જોવાં. હવે તેને ખબર પડી કે આ રાજહંસ છે, પહોળી મોટી, ઊજળા દૂધ જેવી પાંખો, ફડફડાટ સંભળાય છે ને હારબંધ એ ઊડતાં જાય

છે. આવી જ રીતે તેણે જંગલી બતકોને લાલ ચન્દ્ર તરફ—ગલના ફૂલ જેવા લાલ ચન્દ્ર તરફ ઊડયે જતાં ફ્લેન્ડર્સમાં નહોતાં જોયાં? દૂર દૂર એ દ્રશ્ય સરતું જાય છે. જંગલો જમીનમાં ઊંડા ઊતરી જાય છે ને રૂપેરી નદીઓના પ્રવાહો ખળખળ કરતા જાગી ઊઠે છે. પેલી ધોળી પાંખો તો ક્યાંય અદ્ધર ઊડતી જાય છે. ક્ષિતિજ પ્રકાશિત થતું જાય છે—દરિયો. દરિયાના ઉતારાની ઝલક ત્યાં ઝીલાય છે. હવે અચાનક એક કાળી ચીસ તેના ગળામાંથી ઊઠે છે. બેભાન બન્યે જતા મગજની છેલ્લી શક્તિ ખરચાતી લાગે છે. તેણે ઊભા થવા પ્રયાસ કર્યો, એક લથડિયું ખાધું—તે બેઠો જ ન થઈ શકયો. શરીરના એકેએક ભાગમાં નબળાઇ ફરીવળી હતી. બધું ચકર ચકર ઘૂમતું ગયું, અસહ્ય બન્યું ને પહોળી પાંખોવાળું એક વિશાળકાય પંખી તેની તરફ ઊડતું આવ્યું, તેનાં કાળાં પીછાં પસાર્યાં. ને પછી ધીમેથી —જરાયે અવાજ વિના તેના ઉપર પાંખો સંકેલી દીધી.

કોઈનો હાથ મને દૂર ખેંચે છે. લોકો પાછાં ભેગાં થયાં છે. લડ્વિગને તે લઈ જવા માગે છે. એક જણને હું ધક્કો મારું છું. કોઇ તેને અડી તો જુએ! પણ પછી એકદમ તેનો ચહેરો મારી નજરે પડે છે—ઠંડો, બદલી ગયેલો, સખત ને વિચિત્ર—હું એને ઓળખતો નથી, એ ચીજને પિછાની નથી શકતો ને ગડથોલિયા ખાતો બહાર જાઉં છું.

મારા ઓરડામાં હું કેવી રીતે પાછો ફર્યો તેનું મને ભાન નથી. મારું મગજ ખાલી છે. મારા હાથ નિર્જીવ બનીને ખુરશીના હાથા પર પડયા છે.

મેં પણ પૂરું કર્યું છે લડ્વિગ! મારું પણ બધું ખતમ થઈ ગયું છે. શા માટે મારે રહેવું જોઇએ? આપણે અહીં—આ ધરતીના છીએ જ નહિ. આપણા તો મૂળિયાં ઊખડી ગયાં છે, બળી ગયા છીએ, રાખ થઈ ગયાં છીએ.—તું એકલો શું કામ ગયો?

હું ઊભો થાઉં છું. મારા હાથ ધ્રુજે છે, આંખો બળે છે. તાવ ચડયો હોય તેમ લાગે છે. મારા વિચારોના ગોટા વળે છે. હું શું કરું છું તેની પણ મને સમજ નથી. 'મને લઈ જા!' હું ગણગણું છું. 'મને પણ સાથે લઈ જા!'

ઠંડીથી મારા દાંતની ડાકલી વાગે છે. મારા હાથ ભીના છે. હું આગળ લથડાતો જાઉં છું. મારી આંખ સામે મોટાં કાળાં કૂંડાળાં ઘૂમરી ખાય છે. અચાનક હું કોઈ વસ્તુ સાથે અથડાઉં છું—એ બારી છે કે બારણું? મારા અંગમાં એક ધ્રુજારી પસાર થાય છે હું ડગમગતો ઊભો થાઉં છું. ઉપલા બારણામાંથી ચન્દ્રનું અજવાળું પથરાય છે. તેના પ્રકાશમાં વાયોલિનની બાજુમાં દીવાલ ઉપર મારો લશ્કરી કોટ ટીંગાતો દેખાય છે. હું તેના તરફ ધીમે ધીમે ચૂપચાપ જાઉં છું—તે મને જોઈ ન જાય એટલા માટે. હું તેને ઝડપી લઉં છું. એ ઝાંખા પડી ગયેલા કોટના ચૂંથા કરી તેને બારીમાંથી ફેંકી દેવાની ઇચ્છા થઈ આવે છે—તેણે અમારી કેટલી ચીજોનો ભાંગીને ભૂકો કરી નાખ્યો છે? આ મારી જુવાની ને જિંદગીને આંગણે તેણે કેવો વિનાશ નોતર્યો છે! પણ તેના ઉપર હું હાથ ફેરવું છું, તેને પહેરું છું. ચામડી સોંસરવો તે મારા હાડ સાથે જડાઈ જતો લાગે છે. હું કંપું છું. હૃદય ધડકે છે. એક નોંધપોથી ખિસ્સામાંથી ધબનારી પડે છે. ભયભીત બની હું દીવાલ સાથે શરીરને ભીંસી દઉં છું.

ઉઘાડા બારણામાંથી ફિક્કું તેજ વરસે છે ને તેમાં એક ઓળો સામે આવી ઊભો રહે છે. તે આમતેમ ફરે છે. નજીક આવી મને બોલાવે છે. આંખના કાળા ખાડાવાળો ચહેરો મોઢું ફફડાવી અવાજ વિના કાંઈ વાત કરે છે. કોણ છે એ? વોલ્ટર—? હું બબડું છું. વોલ્ટર વીલેનબ્રોક તો નહિ? સત્તરની સાલના ઓગસ્ટ માસમાં મરાયો હતો તે. હું ગાંડો બની ગયો છું ત્યારે? મને સ્વપ્નું આવ્યું છે? હું માંદો તો નથી પડયો? પણ એની પાછળ બીજો એક જણ મારગ

ફરતો આવે છે. ફિક્કો, પાંગળો, વાંકો વળેલો—ફ્રેડરિક ટામ્બેર્જ તે જ્યારે રણના ખાડાની નીસરણી પર બેઠો હતો ત્યારે બૉમ્બની ફરચથી તેનો વાંસો ભાંગી ગયો હતો.

અને હવે તેઓ સંખ્યામાં વધતા જાય છે. ભયંકર કાળી, મૃત આંખો મારા તરફ માંડીને તેમનું ટોળું આવે છે—એક પછી એક આખે ઓરડો ભરાઇ જાય છે. ફ્રાન્ઝ કેમેરીક—જેની અઢારમી વસંત ન વાઈ ત્યાં પગના ઝખ્મથી જે પોઢી ગયો. સ્ટેનીશ સ્લેસ કેટ્ઝીન્સ્કી પગ ઘસડતો આવે છે, માથું નમી પડ્યું છે ને તેમાંથી એક કાળી, ઝીણી ધાર ટપકે છે. જીરાર્ડ ફેલ્ડકેમ્પ—એના તો હાડકાનો યે પતો નથી. સીધાં બૉમ્બના ઘાથી એના ફૂરચા ઊડી ગયેલ. પોલ બૉમર ૧૯૧૮ના ઑક્ટોબરમાં તે માર્યો ગયો. ને પછી કેટલા ઓળખી શકાય ને ગણી પણ ન શકાય એટલા ઓળાઓ! એક લાંબી અનંત કતાર ઉંબરામાં થઈને આખા ઓરડાને ભરી દેતી ચાલી આવે છે!'

પણ એકાએક આ ભયાનકતા, આ નિગૂઢ આશ્ચર્ય ઓગળે છે. ને તેની જગ્યાએ એક વધારે પડછંદ આકૃતિ જીવન ધરતી ખડી થાય છે. હવે તો તેના ઊજળા દાંત પણ દેખાય છે. તેની આંખો યે અંગારા મારે છે, મગરમચ્છની—જેમ એ મોઢું ફાડી મારી તરફ સરકતો આવે છે. એ—! એ અંગ્રેજ કેપ્ટન! તેની પાછળ ઘસડાતી આવે છે—ચૂરા થયેલા પગની પાછળ અટવાતી પટ્ટીઓ કેડ નમાવી, એક કૂદકા સાથે તે મારી છાતી પર તરાપ મારે છે. ગળચી ચૂસવા હાથના આંગળાંનો ભરડો લે છે.

'લડ્વિગ! લડ્વિગ!' હું ચીસ પાડું છું. 'લડ્વિગ મને સહાય કર! મને બચાવ!'

હું ઢગલોએક ચોપડીઓ પકડી તેના તરફ છૂટી ફેંકું છું.—'બૉમ્બ, લડ્વિગ!' નાનકડું કાચનું ટબ ઉપાડી તેને લગાવું છું.—

બારણા સાથે અથડાઈ તેના કટકા થઈ પડે છે. પતંગિયા રાખવાની પેટી, વાયોલિન—જે હાથ ચડયું તે ફગાવું છું. ખુરશીનો છૂટો ઘા કરું છું. 'લડ્વિગ!' હું બૂમ પાડું છું. 'લડ્વિગ!' તેના તરફ ધસી જાઉં છું. બારણા બહાર મૂઠી વાળી હું દોડું છું. ખુરશી ધડાક દેતી પછડાય છે. મારી પાછળ ચીસો પડતી આવે છે, ભયભીત, બિભીષણ ચીસો!—કાળજું થથરાવતી એ પાછળ આવે છે, વધારે મોટી થાય છે, વધારે નજીક સંભળાય છે. મારી પાછળ એ પગલું મિલાવતો પડયો છે. દાદર ઊતરી ફલાંગ મારતો હું શેરીમાં જાઉં છું. ત્યાં પણ એ આવી ઊભો રહે છે. મકાનો ડોલે છે.

'મદદ! મદદ!'—ચોક, ઝાડવા, મારા ખભા પર કોઈના તીણા નખ ખૂંચે છે. મને એ પકડી પાડે છે. હું ગરજું છું, ચીસ પાડું છું, લથડું છું. યુનિફોર્મનો થરકાટ, ક્રોધથી ઊછળતી મુઠીઓ ને ધારદાર કુહાડીનો એક ચમકારો, ધબનારો અવાજ ને મને એ ભોંય ભેગો કરી દે છે.



## પ્રકરણ સાતમું

શું એને વરસો વીતી ગયાં છે? કે એ અઠવાડિયાં પહેલાંની જ વાત છે? આછા ધુમ્મસ જેવી, દૂરના વાદળદળ જેવી ભૂતકાળની છબી ક્ષિતિજ પર ઝઝૂંબી રહી છે. ઘણા વખતથી હું માંદો છું ને તાવ ઓછો થતાં મારી માતાનો ચિંતાતુર ચહેરો મારી પાસે જ હમેશાં દેખાય છે. પણ પછી તાવ તો નથી આવતો પણ એક જાતની અશક્તિ–જાગ્રત સ્વપ્ન જેવી—મને ઘેરી વળે છે. વિચારો કે નિર્ણયો કરવાની ને તેમને વ્યવસ્થિત ગોઠવવાની કશી ચેતના જાણે રહી નથી. બહાર કુદરતના અનેક રંગો ખીલી ઊઠે છે. તેમાં અને તેની સાથે કશા કારણ વિના અંદર ધમકો ઊઠતા નાજુકડા હૃદયને જાણે સમસ્ત મનનું સુકાન સોંપાઇ ગયું છે. બંનેના પ્રવાહો સાથે એ તાલ મેળવે છે.

ઓસરતા ઉનાળાનો સમય છે. ઘાસની વીડીઓ પર તેનો સોનેરી પ્રકાશ ફેલાય છે, ઘાસની બિછાત પર જાણે લેટી પડીએ! પવનની સાથે એ ડોલે છે. ને નાનકડી બંસી વાગતી હોય તેમ એમાં સૂર પૂરતો પવન વહ્યે જાય છે. શાંતિથી એનું સંગીત સાંભળી રહીએ એમ થાય છે.

એક વાર હું એમ જ આંખો મીંચી નિરાંતે પડ્યો રહું છું. પછી ઊભો થઇ કબરસ્તાન તરફ જાઉં છું. આ પહેલાં ત્યાં હું ગયો નથી. લડ્વિગના મૃત્યુ પછી એકલા બહાર નીકળવાની મેં આજે જ હિંમત કરી છે. લડ્વિગની કબર બતાવવા એક વૃદ્ધ સ્ત્રી મારી સાથે આવે છે. જમીન હજી પોચી છે. ને તેના પર કેટલાક કરમાયેલા ફૂલના ગુચ્છ પડયાં છે. ઉપરની તખ્તીના અક્ષરોનો ચળકાટ ઝાંખો પડયો છે. અહીં આવતાં મને જરા ભય લાગ્યો છે. પણ આ શાંતિ કશો ખળભળાટ નથી મચાવતી. કબરો ઉપર પવન ધીરેથી વાય છે ને ક્રોસની કતાર ઉપર સ્વચ્છ આકાશમાંથી સોનેરી તેજનો ધોધ પડે છે. મેદાનના વૃક્ષોની ડાળે કોયલ ટહુકે છે.

આહ લડ્વિગ! આજે પહેલી જ વાર મને ઘર અને શાંતિ જેવું કાંઈક લાગ્યું છે ને ત્યારે તું હાજર નથી. આજે પણ હું એ માનવાની હિંમત નથી કરી શકતો. મનમાં શંકા રહે છે કે નબળાઈ ને થકાવટને અંગે તો આ ભ્રમ નહિ થયો હોય!

પણ કદાચ એક દિવસ આપણને એ સમજાશે. કદાચ આપણે ફક્ત રાહ જોવી પડશે. ને એની મેળે તેનાં તાળાં ઊઘડી જશે. કદાચ આપણા આ શરીરને આપણી આ જનેતા પૃથ્વીએ આપણને તજી ન પણ દીધાં હોય ને તેથી કાંઈ પણ કરવા કરતાં આપણે તેમના તરફ કાન માંડી તેમને અનુસરીએ તો યે બસ.

આહ લડ્વિગ! આપણે ત્યાં ખૂબ શોધ કરી, ખૂબ મથામણ કરીને છેવટ રસ્તો જ ભૂલ્યા. આપણે એક જીવનધ્યેય તરફ કેવળ તાકી રહ્યા ને પગ નીચેના માર્ગમાં જ અટવાઇ મર્યા. આપણે ફરી સાચી કેડી પર ન ચડી શકયા ને ત્યાં તો, એટલી વારમાં તો તું આ ધૂળ નીચે પોઢી પણ ગયો! અને હવે, આ પવનનો ધીમો મોરધ્વનિ. તેનો એક ઉચ્છ્વાસ, સાંજને સમે ઝાડની ઘટામાં છુપાઈ

ગાતું આ પંખી આપણને ઘરને મારગે ફરી દોરી જાય છે! ક્ષિતિજ ઉપર રહેલું એક વાદળું, ઉનાળાનું એક વૃક્ષ—શું તેમનામાં આપણી સમસ્ત ઇચ્છા કરતાં વધારે શક્તિ છે?

હું જાણતો નથી લડ્વિગ. મને એમાં ભરોસો નથી, કારણ કે મેં બધી આશા છોડી દીધી છે. પણ એ ખરું છે કે આપણે હજી પ્રકૃતિને ચરણે શરણભાવ શીખ્યા નથી. એની શક્તિનો આપણને પરિચય નથી થયો. આપણે આપણા બળને જ ઓળખીએ છીએ.

પણ એ કદાચ મને મારગ બતાવે તોયે તેનો અર્થ શું લડ્વિગ! તેનો ઉપયોગ શું?—તારા ગયા પછી?

ઝાડની પછવાડે રાતના પગ પડતાં આવે છે. એની સાથે પાછી અશાન્તિ ને વિષાદ ઊતરતાં આવે છે. હું કબર તરફ નીચે તાકી રહું છું.

કબરસ્તાનની પથ્થરની લાદી પર કોઈનાં પગલાં પડે છે. હું ઊંચું જોઉં છું. જ્યોર્જ રાહે! તે મારા તરફ કાળજીથી જોઇ રહી મને ઘેર જવા વિનવે છે.

'તને મળ્યાં ઘણો વખત થયો જ્યોર્જ,' હું કહું છું. 'તું ક્યાં હતો?'

'મેં તો ઘણાય ધંધા કરી જોયા!'...અસ્પષ્ટ નિશાની કરી કહે છે.

'તું ત્યારે સૈનિક થયો? તારી ઇચ્છા તો સૈનિક બનવાની હતી.'

'ના.' તે કર્કશ સાદે કહે છે.

ઝાડની ઘટા તરફથી બે સ્ત્રીઓ શોકના વસ્ત્રો પહેરી ચાલી

આવે છે. તેમના હાથમાં લીલારંગનો પાણીનો કુંજો છે ને એક જૂની કબર ઉપર તેઓ પાણી સીંચે છે. મરવાનો મઘમઘાટ વાતાવરણમાં છવાય છે.

જ્યોર્જ ઊંચે જુએ છે. 'મને થયું કે ભાઇબંધીનો રહ્યો સહ્યો અવશેષ ત્યાં જોવા મળશે. અર્ન્સ્ટ, પણ ત્યાં તો એક જંગલી ટોળાબંધી હતી. લડાઈનું પાંખું ને ભયંકર પ્રતિચિત્ર જ જોઇ લે. ફક્ત એકબીજા તરફ અવિશ્વાસ ભરી સ્વાર્થી મનોવૃત્તિ ત્યાં પડીપાથરી લાગી.'

તે શાંત બની થોડી વાર સામે જોઈ રહે છે. તીરછી નજરે હું તેના ચહેરાના ભાવ વાંચું છું. એ અસ્વસ્થ ને ભરમાઈ ગયા જેવો લાગે છે. તેની આંખની આસપાસ કાળા કૂંડાળા પડયા છે. પછી તે ટટાર ઊભો રહી કહે છે, 'હું સૈનિક કેમ ન રહ્યો તેની વાત કરું અર્ન્સ્ટ, એક દિવસ અમારે જરા ઝપાઝપી બોલી. કોમ્યુનિસ્ટ સામે—તેમ એ લોકો કહે છે પણ પછી જ્યારે અમે મરેલાઓને, મજૂરોને જોયા ત્યારે—તેમાંથી કેટલાકે તો જૂનો લશ્કરી પોશાક પણ પહેરેલો—ત્યારે જૂની ભેરુબંધી યાદ આવતાં મારી અંદર કંઈક સળવળી ઊઠયું, મારા એરોપ્લેનમાંથી મેં ૭ અંગ્રેજોને તો એકધડાકે સુવાડી દીધા હતા. ને તેની મને લેશમાત્ર અસર નહોતી થઈ. ગમે તેમ તો યે તે લડાઇ હતી. પણ જર્મનીમાં જ આપણા આ દોસ્તો તેમના મિત્રોને હાથે જ ગોળીથી વિંધાઈ પડે—ના, એ મારા માટે નહોતું, મારું કામ નહોતું અર્ન્સ્ટ, '

હું વેઇલ ને હીલનો વિચાર કરી માથું હલાવું છું.

અમારા માથા ઉપર જ એક પંખી ગાય છે, સૂર્ય નમે છે—વધારે ઝળકાટભર્યો. રાહે મોઢામાંથી તમાકુની પીચકારી મારતા કહે છે, 'હા, ને પછી—ને પછી અમારામાંથી બે જણા અચાનક ગૂમ થઇ

ગયા. તેમણે અમારી રાઈફ્લોને ચોરાવવાનું કાવતરું રચેલું એમ કહે-વામાં આવે છે. અને પછી જંગલમાં એક રાતે કાંઈ પણ તપાસ કર્યા વિના અમારા સાથીદારોએ તેમને ધોકાઓ વતી મરણતોલ માર્યા. એક જણો તેમાંથી મરી ગયો તે મોખરા પર મારી નીચે કોર્પોરલ હતો. સો ટચનો આદમી હતો. ને પછી મેં સૈનિક જીવન ફગાવી દીધું. આમ છે અર્ન્સ્ટ!–ને પેલા દિવસો સંભારીએ તો! એ દિવસો આપણે સાથે મળી કેવા વિતાવ્યા છે તે સરખાવીએ તો?' તે સિગારેટ ફેંકી દેતાં કહે છે, 'એ ચીજ જ દુનિયામાં હવે નથી રહી.' અને થોડીવાર પછી શાંતિથી ઉમેરે છે, 'પણ આ બીજી વસ્તુ એમાંથી કેવી રીતે ઊભી થઈ એ જ મને સમજાતું નથી.'

અમે ઝાંડની ઘટા નીચે થઈ કબ્રસ્તાનની બહાર નીકળીએ છીએ. ઝાડના પાન પછવાડેથી ગળાઈને સૂર્યતેજ અમારા ચહેરાઓ પર રમે છે. એ બધું અવાસ્તવિક છે, ખોટું છે — અમે જે વાતો કરતા હતા તે ક્યાં ને આ મંદ વાયુ, પંખીનું મધુર ગાન ને સ્મરણનો ઠંડો ધીમો શ્વાસ ક્યાં?

'અને હવે તું શું કરે છે જ્યોર્જ?' હું પૂછું છું.

ચાલતાં ચાલતાં રસ્તામાં તે પોતાની સોટી બાજુની વાડના કાંટાઓ પર અડકાડતો જાય છે. 'ઘણી વસ્તુઓ જોઈ કાઢી અર્ન્સ્ટ, ધંધોરોજગાર, આદર્શો, રાજકારણ–પણ ક્યાંયે આ પ્રદર્શનમાં આપણો મેળ ખાતો નથી એની કિંમત શું? જ્યાં જુઓ ત્યાં નફાખોરી, શંકા, અતડાઈ ને નર્યા સ્વાર્થની જ વાત—'

મને થાક લાગ્યો છે એટલે અમે રસ્તામાં પૂલ ઉપર બેસીએ છીએ. નીચે શહેરનાં મકાનો વિવિધરંગી લાગે છે ને મિલોના ભૂંગળા-માંથી રૂપેરી ધુમાડો ચડે છે. એ તરફ આગળી ચીંધી જ્યોર્જ કહે છે. 'ત્યાં તેમની ઓફિસોમાં દુકાનોમાં, તેમના ધંધામાં એ

કરોળિયાની જેમ જાળ પાથરી બેઠા છે. કોઈ આવ્યો કે તેને ચૂસીને ખોખું બનાવવા એ હરઘડી તૈયાર છે. અને તેમની ઉપર પણ બીજી ચીજ પાછી જાળું પાથરીને પડી છે. કુટુંબકબીલા, સમાજના વાડા, સત્તા, કાયદો, રાજ્ય !—એક એકની જાળ પર વળી બીજાનો ફાંસલો તૈયાર છે. વશ થાવ એને ઈચ્છો તો જીવન માણી શકો. ને એની વચ્ચે ચાલીસ કે વધારે વરસો ગાળવાનો ગર્વ પછી કરી શકો. પણ હું મોખરા પર એક વાત શીખ્યો છું કે વરસોની ગણતરીથી જીવન મપાતું નથી. ચાલીસ વરસોનો હિસાબ રાખી હું વધી ન શકું. અત્યાર સુધી મારી જિંદગીની સમસ્ત મૂડી મારી હથેળીમાં રાખી મેં દાવ ખેલ્યો છે ને હવે નાનકડા લાભા લાભ ગણી પાઈપૈસાથી રમત ન કરી શકું. !'

'છેલ્લા વરસમાં તું રણમોરચાંની ખાઈઓમાં ન હોતો જ્યોર્જ.' હું કહું છું. 'વિમાનીદળની વાત જુદી હશે પણ કેટલીક વાર મહિનાઓ સુધી અમે દુશ્મનોની નજીક નહોતા આવી શકયા. ને ત્યારે કોઈ રમત નહોતી, કોઈ શરત પણ ન મારતું તે સૌ ગજવા દબાવી રાહ જોતા બેસી રહેતા મોતનું જોખમ તો દૂર સૂમસામ પડયું હતું, એટલે પઈનું જોખમ વહોરવા પણ કોઈ તૈયાર ન હતું.'

'હું લડાઈની વાત કરતો જ નથી. અન્ર્ટ,–હું તો જુવાનીના પ્રાણની ને બિરાદરીની વાત કરું છું.'

'હા. એની તો પૂર્ણાહુતિ થઈ ગઈ.'

'આપણે કોઈ સળગતી ભઠ્ઠીમાં રહ્યા છીએ !' જ્યોર્જ વિચારમાં પડી કહે છે. ને હવે આપણે ધરડાખમ બની ગયા છીએ. પણ એનીયે ચોખવટ કરી નાખવી જોઈએ. હું ફરિયાદ નથી કરતો. હું તો બંનેનાં ત્રાજવાં જોખું છું. મારે માટે બધા રસ્તા બિડાઈ ગયા છે. ફક્ત બેઠાં બેઠાં વાગોળવાનું રહ્યું છે. ને એ કરવાની મને

જરાયે ઈચ્છા નથી. મારે મુક્ત થવું છે—મારે આ જાળાંઝાંખરા નથી જોઈતા. '

'છટ જ્યોર્જ, તારા કહેવાનો અર્થ તો એ જ થયો છે બધી વસ્તુ હવે મરીપરવારી છે. પણ કોણ જાણે ક્યાંક તો આપણા માટે નવેસરથી શરૂ કરવાનો માર્ગ રહ્યો હશે. મને લાગે છે કે આજે મને એની સ્હેજ ઝાંખી થઈ છે. લડ્ડવિગને એની પૂરી ખબર હતી. પણ એ કેટલો બિમાર હતો—'

જ્યોર્જ મારા ખભા પર હાથ મૂકે છે. 'હા, હા, મને ખબર છે. તું કાંઇક ઉપયોગી થવાની વાત કરે છે અર્ન્સ્ટ,—'

હું તેના તરફ વળી કહું છું, 'તું જ્યારે એ શબ્દ બોલે છે ત્યારે તેમાંથી તિરસ્કાર ઝરે છે, એમ નહિ. પણ ક્યાંક ચેલી બિહા-દરી છુપાઇને પડી હોવી જોઈએ—જ્યોર્જ, આપણને કદાચ તેની જાણ નહિ હોય '

આજે વીડીમાં મેં શું અનુભવ્યું તે એને કહેવાનું મને મન થાય છે પણ શબ્દો નથી જડતા.

અમે પડખોપડખ શાંતિમાં બેઠા છીએ.

'હા, ત્યારે તું શું કરવા માગે છે. જ્યોર્જ ? ' થોડી વાર પછી હું પૂછું છું.

તે મોં મલકાવે છે. 'હું, અર્ન્સ્ટ ?—હું ત્યાં કપાઈ ન મૂઓ એની જ મોકાણ છે. હું બધે હાંસીપાત્ર લાગું છું.'

હું તેનો હાથ ખસેડી તેની સામે જ જોઈ રહું છું. 'મને થાય છે કે ફરી એકવાર ત્યાં જઇ આવું.' તે કહે છે. લાકડીને હાથમાં રમાડતાં સામે નજર રાખી તે આગળ બોલે છે. 'તને યાદ છે ! એકવાર ગીએસ્કેએ શું કહ્યું હતું ? ત્યાં ગાંડાની ઇસ્પિતાલમાં ? ખબર

છે! એને પાછું ફ્લોરી જવું હતું. ફ્લોરી જવાથી એને રાહત મળે તેમ લાગતું હતું.'

હું માથું હલાવું છું. 'તે હજી ત્યાં જ છે. ગઈ કાલે તેને જોવા ગયો હતો.'

પવનની મઝાની લહરી આવે છે. શહેર ભણી બૉમ્બરની લાંબી કતાર પડી છે. અમે નાના હતા ત્યારે ત્યાં બહારવટિયા ને સરદારની રમતો રમતા. જ્યોર્જ હમેશાં સરદાર થતો ને હું તેને ચાહતો—એક બાળકની જેમ. જે ચાહવું શું કહેવાય તે સમજતું નથી.

અમારી આંખો મળે છે. 'દુષ્ટ લૂંટારા!' જ્યોર્જ ગંભીરપણે કહે છે. પછી હસી પડે છે.

'હા, સરદાર,' હું એમ જ શાંતિથી કહું છું.

[ ૨ ]

આલ્બર્ટના કેસનો દિવસ નજીક આવતો જાય છે તેમ એના વિચારોથી મારું મન ઘેરાઇ જાય છે. અને એક દિવસ મારી આંખો સામે-એક સુરેખ ચિત્ર ઊપસી આવે છે. ગારાની બનાવેલી એક દીવાલ, તેના કાણામાં રાખેલી રાઇફલ ને દૂરબીનથી દૂર દૂર નિહાળતી આંખો, ઠંડો, તીક્ષ્ણ આંખે જોતો, તંગ ચહેરો, જુનો મકેનહોપ્ટ—ટુકડીમાં એના જેમ આબાદ નિશાન ઓછા તાકી શકતા.

હું કૂદીને બેઠો થાઉં છું. અત્યારે એ શું કહે છે તે જોઉં તો ખરો.

ઘણાં માળવાળું એક મોટું મકાન. દાદરાઓ ભીના છે. આજે શનિવાર છે ને સ્ત્રીઓ મકાનની છો ધોઇ રહી છે. હું ઘંટડી-વગાડું છું. બારણું ઊઘડે છે. જુનો વિષે હું પૂછું છું ને એક બાઈ મને અંદર દાખલ કરે છે. મકેનહોપ્ટ જમીન ઉપર બેસી પોતાની પાંચ

૭ વરસની છોકરી સાથે રમે છે. શેતરંજી ઉપર વાદળી કાગળની પટીઓ પાથરી તેણે નદી બનાવી છે ને તેમાં કાગળની હોડીઓ તરતી મેલી છે. કેટલીકની ઉપર ભૂંગળા છે ને સ્ટીમરો છે. ને તેમાં ચીંથરાના નાનકડા ઢીંગલાના બનાવેલા મુસાફરો બેઠા છે. ખુનો એક લાંબી, વાંકી ચુંગી સંતોષથી પીઈ રહ્યો છે. એક ખૂણામાં રહેલા મોટા કૂજા ઉપર નિશાન લઈ રહેલા સૈનિકોનું ચિત્ર છે ને નીચે સૂત્ર લખ્યું છે 'પિતૃદેશ માટે આંખ અને હાથનો બરાબર ઉપયોગ કરો!'

'હલ્લો અર્ન્સ્ટ' છોકરીનો વાંસો થાબડી, તેને એકલી રમવા દઈ ખુનો કહે છે. અમે બંને બાજુની બેઠકમાં જઇએ છીએ, સુંદર સોફા ને ખુરશીઓ પડી છે, છો એટલી લીસી છે કે મારા પગ લસરે છે. બધું યથાસ્થાને વ્યવસ્થિત છે. વચ્ચેના ટેબલ પર મખમલની ગાદી પર કાચ મઢાવી ખુનોના ચાંદ રાખવામાં આવ્યા છે. આજુબાજુ ફોટાઓ છે ને મોટાં સુંદર શંખ પડયા છે.

અમે જૂના વખતની વાતો કરીએ છીએ.

'તારી પાસે હજી નિશાનબાજ તરીકે તારી નોંધની ચોપડી છે?' હું પૂછું છું.

'તું શું ધારે છે. ભલા માણસ!' તે ચીડાઈ જઇ કહે છે. 'એ ચોપડી કાંઈ મામૂલી ચીજ છે? એનું સ્થાન મારે માટે હમેશાં માનભર્યું ને ઊંચું છે. મારી સિદ્ધિની તવારીખ છે, એ.' એક ટેબલના ખાનામાંથી સંભાળપૂર્વક એ ચોપડી કાઢે છે. તેને જોતાં તેનું મોઢું હરખથી ભરાઈ જાય છે. 'ખરેખર, ઉનાળો એટલે મારો સર્વોત્તમ સમય—અંધારું થતા સુધીય આંખો નિશાન ભાળી શકે. અહીં જો—ના, જરા એકાદ મિનિટ–હા, અઢારમી જૂન, ચાર માથાં ઉડાવી દીધાં, ઓગણીસમીએ ત્રણ, વીસમીએ એક, એકવીસ-

મીએ બે, બાવીસમીએ એક, ત્રેવીસમીએ શૂન્ય—છટ. ગધેડીનાવ ત્યારે વધારે સાવચેત બની ગયા હતા. પણ અહીં, હવે જો, છવીસમી તારીખ—ત્યારે નવા માણસો આવ્યા હતા, તે પ્રુનો વિષે તેમણે હજી સાંભળ્યું નહોતું. એક સાથે નવ માથાં—! એ વિષે શું કહેવું છે તારું?'

તે ઉત્સાહિત બની મારી સામે જોઈ રહે છે. 'અને એ પણ બે જ કલાકમાં. ગમ્મત પડે એવું છે નહિ? મનેય ખબર નથી કે એ કેમ બન્યું! એક પછી એક છાતી કાઢી ઊભા થયા ને બકરાની જેમ વઢાઈ ગયા. ને આ જો. મશ્કરી નથી કરતો હો અર્ન્સ્ટ! ઓગણત્રીસમી જૂન. રાતના દસ ને બે મિનિટ, આબાદ નિશાન. મારી પાસે સાક્ષી પણ છે. નીચે સહી જો. 'ખાતરીપૂર્વક બરાબર છે. સાર્જન્ટ મેજર—સ્કાર્દાલિ.' રાતના દસ વાગ્યે! સાવ અંધારમાં એનું નામનિશાન તાક્યું કહેવાય સમજ્યો! ભાઈ, એ ય એક વખત હતો ને!'

'હા, પ્રુનો,' હું કહું છું. 'અદ્ભુત નિશાનબાજી છે એમાં શંકા નથી. પણ છતાં, હું એમ કહું છું કે તને એ પાલક જંતુઓ માટે જરાય અફસોસ નથી થતો?'

'શું કહ્યું?' તે ચમકીને એકદમ કહે છે.

હું મારા શબ્દો ફરીથી કહું છું. 'અલબત્ત ત્યારે એ ટાંકણે કદાચ એ સાચું હશે પ્રુનો! પણ આજે, અત્યારે એ જુદી જ વસ્તુ નથી લાગતી?'

તે ખુરશી પાછળ ખેંચે છે. 'શું કહે છે? તું ત્યારે તો બોલ્શેવિક લાગે છે. નક્કી જ વળી. આપણી એ ફરજ હતી, પિતૃદેશની આજ્ઞા—કેમ?' તેને ખૂબ માઠું લાગ્યું છે ને તેની નોંધપોથી એ પાછી કવરમાં મૂકી પેલા ખાનામાં ગોઠવી દે છે.

હું એક સરસ સીગાર આપી તેને ખુશ કરું છું. થોડાક દમ

ઘૂંટી એ જરા શાંત પડે છે. પછી એ દર શનિવારે મળતી તેની 'રાઇફલ કલબ'ની વાત કરે છે. ત્યાં ફક્કડ ને વળી સસ્તો બીર મળે છે. ને પછી પોતાની ચળકતી કૉલરની પટ્ટી બતાવે છે. તેના પર સોનેરી અક્ષરે લખ્યું છે. 'ચેમ્પિયન નિશાનબાજ. સર્વપ્રથમ બ્રુનો!' 'અચ્છી બાત, કેમ?' તે કહે છે.

પેલી નાની છોકરી અંદર આવે છે. તેની એક હોડી ખરાબ થઈ ગઈ છે. તેને સમી કરી આપી બ્રુનો છોકરીના માથા પર હળવેથી ટપલાં મારે છે. કચકડાની રીબનના ટચાકા બોલે છે.

પછી તેણે વાર્ષિક સંમેલન વખતે જીતેલાં વિવિધ ઇનામો તે મને બતાવે છે. તેણે ઘણી વસ્તુઓ પર નિશાન તાકેલ છે, કાચની રકાબીઓ, લાલ ટપકાં, પ્યાલા, ને મીણબત્તીઓને સ્પર્શ્યા વગર તેની વાટ ઓલવી નાખવાનું પણ.

'સાંજ પડી ત્યારે મને કોઇ પણ હિસાબે અંદર દાખલ થવા જ ન દીધો ને!' તે ખૂબ રાજી થતો કહે છે, 'નહિ તો બીજાના હાથમાં ઇનામની એક ચીજ તો આવે! કોઇ હરીફ બિચારો મોં પણ ન બતાવી શકે.'

રાત પડી ગઈ છે. તેની રજા લઇ હું અંધકારભરી શેરીમાં નીચે ઊતરી પડું છું. પાણીની ધાર ને પ્રકાશ બારણામાંથી બહાર ઝગે છે—બ્રુનો ફરીથી તેની બાળકી સાથે રમતો હશે, તેની પત્ની તેના માટે સ્વાદિષ્ટ વાળુ બનાવતી હશે ને પછી તે પેલો સસ્તો ને સુંદર બીર પીવા ઊપડશે. શનિવારે કુટુંબને બહાર ફરવા લઈ જશે. તે એક પ્રેમાળ પતિ છે, ભલો પિતા છે ને આબરૂદાર શહેરી છે. તેની વિરુદ્ધ એક અક્ષરેય કોઈ કહી શકે તેમ નથી.

અને આલ્બર્ટ! અને અમે?

આલ્બર્ટના કેસની શરૂઆત થાય તે પહેલાં એક કલાકથી અમે

કોર્ટની લોબીમાં બહાર ઊભા છીએ. છેવટે સાક્ષીઓનાં નામ બોલાય છે. ધડકતે હૃદયે અમે અંદર જઈએ છીએ. આલ્બર્ટ ખૂબ જ ફિક્કો લાગે છે. તે ખુરશીમાં નીચી નજર ઢાળી બેઠો છે. અમે અમારી આંખોથી તેની સાથે વાત કરવા મથીએ છીએ. હિંમત રાખજે આલ્બર્ટ! બડકમદાર!—અમે તને અધવચ નહિ છોડી જઈએ. પણ તે ઊંચું જ જોતો નથી.

અમારા નામ બોલાઈ રહ્યા પછી અમારે ફરીવાર કોર્ટનો ઓરડો છોડી જવો પડે છે. જતી વખતે અમે જેડન અને વેલેન્ટીનને પ્રેક્ષકોની આગલી હરોળમાં બેઠેલા જોઈએ છીએ. તેઓ અમારી તરફ આંખ મારે છે.

મને શપથ લેવડાવવામાં આવે છે. પછી મૅજિસ્ટ્રેટ મને સવાલો પૂછવાનું શરૂ કરે છે. તે જાણવા માગે છે કે બાર્ટસ્ચેર સાથે હિસાબ પતાવ્યા પહેલાં આલ્બર્ટે એનું ખૂન કરવાનો ઇરાદો વ્યક્ત કર્યો હતો કે નહિ. હું ના પાડું છું એટલે તે કહે છે કે બીજા કેટલાક સાક્ષીઓના તેના કહેવા મુજબ એ વેળા તેના વર્તનમાં ખૂબ ટાઢાશ ને નિશ્ચયાત્મકતા હતી.

'તે હમેશાં એવો જ છે.' હું કહું છું.

'મક્કમ?' પ્રોસીક્યુટર વચ્ચે પૂછે છે.

'ના. ટાઢો' હું જવાબ આપું છું.

મૅજિસ્ટ્રેટ આગળ નમે છે 'આવા સંજોગોમાં પણ?'

'અલબત્ત' હું કહું છું. 'આના કરતાં યે વધારે ખરાબ સંજોગોમાં એણે માથું ગુમાવ્યું નથી.'

'કેવા ખરાબ સંજોગોમાં—દાખલા તરીકે પ્રોસીક્યુટર આંગળી ઊંચી કરી પૂછે છે.

'બોમ્બાર્ડિંગ વખતે.'

તે આંગળી પાછી લઈ લે છે. વિલી સંતોષથી ઘૂરકે છે. પ્રોસીક્યુટર ક્રોધથી તેના તરફ જોઈ રહે છે.

'ત્યારે એ શાંત જ હતો, કેમ?' મેજિસ્ટ્રેટ ફરી વાર પૂછે છે.

'અત્યારે શાંત છે એવો જ.' હું જરા તીખાશથી કહું છું. તમે જોઈ શકતા નથી કે તેની અંદર બધું ખદબદી ઊઠે છે છતાં, ઊકળી ઊઠે છે છતાં એ કેવો પણે અદબવાળી બેઠો છે! એ સિપાહી હતો. કટોકટીની પળ ભાળતાં આકાશ તરફ હાથ ઊંચા કરી, બડબડતાં ને નિસાસા નાખતાં એ ત્યાં શીખ્યો નથી. ને એમ હોત તો અહીં બેઠો ન હોત.'

બચાવનો વકીલ કાંઈક નોંધ કરે છે. મૅજિસ્ટ્રેટ એક ક્ષણ મારી સામે જુએ છે. 'જો વાત એમ છે તો એણે ગોળી શા માટે ચલાવી? એ છોકરી એક વખત બીજા માણસ સાથે હોટેલમાં જાય એમાં એટલું બધું ત્રાસદાયક શું હતું?'

'તેની પાંસળીમાં ગોળી વાગે એના કરતાંય તેને માટે એ વધારે ત્રાસજનક વસ્તુ હતી!

'કેવી રીતે?'

'કારણ કે આ દુનિયામાં એ છોકરી જ તેનું સર્વસ્વ હતી.!'

'તેને એની મા ક્યાં નથી?' પ્રોસીક્યુટર વચ્ચે ડુબકી મારે છે.

'એની મા સાથે એ પરણી ન શકે.' હું સંભળાવું છું.

'અને તેને લગ્ન કરવાની એટલી બધી જરૂર શું હતી? હજુ એની ઉંમર ઘણી નાની નથી લાગતી?'

સૈનિક થવા માટે એને કોઈએ નાનો નથી ગણ્યો.' હું કહું છું.

'અને તેને પરણવું હતું. કારણ કે લડાઇ પછી તેને કોઇ આધાર

નહોતો રહ્યો—તેને પોતાની જાતનો જ ડર લાગતો હતો. તેના મનમાં વંટોળ મચાવતાં સ્મરણોને કોઈ રોકી શકે, કોઈ એને દૂર કરી આશ્વાસન આપી શકે એવી વ્યક્તિની તેને ભૂખ હતી. અને આ છોકરીમાં તેણે એવી હૂંફ વાંચેલી.'

મૅજિસ્ટ્રેટ આલ્બર્ટ તરફ વળે છે, 'કેદી, તું જવાબ આપવા ખુશી છે કે? આ સાક્ષી કહે છે તે શું સાચું છે?'

આલ્બર્ટ જવાબ આપતાં જરા વાર લગાડે છે. વિલી અને હું તેની તરફ સ્થિર રીતે આંખો માંડીએ છીએ.

'હા,' તે ગમગીન અવાજે કહે છે.

'અને તું અમને જણાવશે કે તારી સાથે તું રિવોલ્વર શા માટે ફેરવતો હતો?'

આલ્બર્ટ મૂક ને શાંત છે.

'તે એ પોતાની સાથે હમેશ રાખતો.' હું વચ્ચે કહું છું.

'હમેશ?' મૅજિસ્ટ્રેટ પૂછે છે.

'હાસ્તો. હાથરૂમાલ ને તેની ઘડિયાળની જેમ જ એ સાથે રાખતો.'

મૅજિસ્ટ્રેટ અચંબો પામી મારી સામે જોઈ રહે છે. 'પણ હાથરૂમાલ કરતાં રિવોલ્વર જુદી વસ્તુ છે.'

'ખરું.' હું કહું છું, 'તેને રૂમાલ બહુ જરૂરનો ન લાગતો. ને ઘણી વાર તેની પાસે એક પણ રૂમાલ ન રહેતો.'

'અને રિવોલ્વર—'

કેટલીયે વાર તેણે એની જિંદગી બચાવી હતી. ત્રણ વરસ સુધી તે એને સાથે રાખતો આવ્યો છે ને અહીં પણ એ ટેવ તે ભૂલ્યો નથી.'

'પણ તેને એની હવે જરૂર નથી. આ શાંતિનો વખત છે એ તો ખબર છે ને?'

હું ખભા હલાવું છું. 'અમને એમ નથી લાગતું.'

મૅજિસ્ટ્રેટ આલ્બર્ટ તરફ ફરે છે, કેદી, તારા હૃદયને તું હળવું નહિ બનાવે? તેં જે કર્યું છે તેના માટે તને પસ્તાવો નથી થતો?'

'મુદ્દલ નહિ' આલ્બર્ટ મક્કમ સ્વરે કહે છે.

બધે ધમાલ મચે છે. જ્યુરી સાંભળી રહે છે. પ્રોસીક્યુટર આગળ નમે છે. વિલી હમણાં આલ્બર્ટ પર કૂદી પડશે એમ તેના તરફ જોઈ રહે છે. એના તરફ ટમકું માંડી રહું હું છું.

'પણ તેં એક માણસનું ખૂન કર્યું છે.' મૅજિસ્ટ્રેટ અસર પાડવા ભારપૂર્વક કહે છે.

'મેં ઘણાય માણસનાં ખૂન કર્યાં છે.' આલ્બર્ટ કશી પરવા વિના બોલે છે.

પ્રોસીક્યુટર ઊભો થઇ જાય છે. આંગળા કરડે છે.

'તેં શું કર્યું છે?' મૅજિસ્ટ્રેટ દિગ્મૂઢ બની પૂછે છે.

'એ તો લડાઈમાં' હું વચ્ચે એકદમ કહી નાખું છું.

'એ જુદી જ વાત થઈ.' પ્રોસીક્યુટર નિરાશ બની કહે છે. આલ્બર્ટ માથું ઊંચું કરે છે, 'એ જુદી વાત કેમ થઇ?' પ્રોસીક્યુટર ઊભો થાય છે 'તેં જે કામ કર્યું છે તેને તું પિતૃદેશના રક્ષણઅર્થેની લડત સાથે સરખાવે છે?'

'ના' આલ્બર્ટ ટોણો મારે છે. 'જેમનું મેં ખૂન કર્યું છે તે લોકોએ મારું કાંઈ નુકસાન નહોતું કર્યું.'

'જંગલી.' પ્રોસીક્યુટરની ઘૃણાનો પાર નથી. મૅજિસ્ટ્રેટ તરફ ફરી તે કહે છે. 'મારે કહેવું જોઇએ કે—'

પણ મૅજિસ્ટ્રેટ વધારે ગંભીર ને શાંત છે. 'દરેક સૈનિક તમારી જેમ વિચારે તો આપણી સ્થિતિ કેવી કફોડી બની જાય?' તે કહે છે.

'સાવ સાચી વાત છે.' હું કહું છું. 'પણ એ માટે અમે જવાબદાર નથી. આ માણસને જો.' આલ્બર્ટ તરફ આંગળી ચીંધી હું કહું છું. 'આ માણસને જો માણસો મારવાની વિદ્યા શીખવવામાં ન આવી હોત તો તેણે કોઈની હત્યા કરવાનો વિચાર પણ ન કર્યો હોત.'

પ્રોસીક્યુટર ટમેટા જેવો લાલ બની જાય છે. 'સાક્ષીઓ આમ પૂછ્યા વગર બબડ્યા કરે, આવું કોઈ દી સાંભળ્યું નથી. તેમને તો—'

મૅજિસ્ટ્રેટ તેને બેસાડી દે છે, 'હું ધારું છું કે હમેશનો સિરસ્તો છોડી આપણે એક વાર જુદી રીતે કામ કરવું પડશે.'

એટલીવારમાં મને ખસેડી છોકરીની જુબાની લેવા ટોમ બોલાવવામાં આવે છે. આલ્બર્ટ સંકોચાઈ, હોઠ બીડે છે. છોકરીએ કાળો રેશમી પોશાક પહેર્યો છે ને વાળ છટાથી ઓળ્યા છે. તે આત્મવિશ્વાસભરી આગળ વધે છે. ચોખ્ખું દેખાઈ આવે છે કે તે પોતાની જાતને મહત્ત્વની વ્યક્તિ ધારે છે. મૅજિસ્ટ્રેટ આલ્બર્ટ અને બાર્ટસ્ચેર સાથેના તેના સંબંધ વિષે તપાસ કરે છે. એ આલ્બર્ટને કજિયાખોર અને બીજી બાજુ બાર્ટસ્ચેરને સુશીલ સજ્જન તરીકે વર્ણવે છે. આલ્બર્ટ સાથે લગ્ન કરવાનો તેણે વિચાર સુદ્ધાં નથી કર્યો, જ્યારે બાર્ટસ્ચેર ને તે બંને વચ્ચે તો તેને માટે કોલ પણ થઈ ગયેલ.

'હેર ટ્રોસ્કે હજી એ માટે ઘણા નાના છે.' તે શરીરને ઝુલાવી કહે છે.

આલ્બર્ટના કપાળ પર પરસેવાના રેલા ચાલ્યા જાય છે, પણ એ જરાયે સળવળતો નથી. વિલી હાથની જોરથી મુઠ્ઠી વાળે છે. અમારાથી આ સહન નથી થતું.

આલ્બર્ટ સાથેના તેના સંબંધ વિષે મૅજિસ્ટ્રેટ તેને પૂછે છે. ‘ તદ્દન નિર્દોષ. ’ તે કહે છે, ‘ અમારે માત્ર ઓળખાણ હતી. ’

‘ એ વખતે આરોપી ઉશ્કેરાઈ ગયો હતો ? ’

‘ ચોક્કસ ’ તે ભાર દઈ જવાબ આપે છે, ને ખુશ થતી લાગે છે.

‘ એના કારણુ માટે તમે શું કહી શકો તેમ છો ? ’

‘ એ તો એમ કે–’ તે ધીમું હસે છે ને જરા બાજુમાં હલી કહે છે, ‘ મા...મારા ઉપર તેને અતિશય મોહ હતો ને ! ’

વિલી જોરથી ‘ હો હો ’ કરી બૂમ મારે છે. પ્રોસીક્યુટર ચશ્માંમાંથી તેના તરફ ડોળા ઘૂરકાવે છે.

‘ રાંડ કૂતરી ! ’ કોર્ટરૂમમાં એક મોટો પડઘો પડે છે. ભારે ધમાલ મચે છે. ‘ કોણુ બોલ્યું એ ? ’ મૅજિસ્ટ્રેટ પૂછે છે. જેડન ગર્વથી ઊભો થાય છે.

કોર્ટના અપમાન માટે તેનો પચાસ માર્ક દંડ થાય છે.

‘ બહુ સસ્તું ! તે ખિસ્સામાંથી પાકીટ કાઢતાં કહે છે, ‘ મારે પૈસા અત્યારે જ ભરી દેવા પડશે ? ’

તેના બીજા વધારે પચાસ માર્ક દંડ થાય છે ને તેને કોર્ટમાંથી બહાર કાઢી મૂકવામાં આવે છે.

છોકરીનો ચહેરો ઝાંખો પડી ગયો છે.

‘ એ રાતે તમારો અને બાર્ટસ્ચેર વચ્ચે શું બન્યું હતું ? ’ મૅજિસ્ટ્રેટ આગળ તપાસ ચલાવે છે.

‘ કશું નહિ ! છોકરી–જરા અસ્વસ્થ બની કહે છે, ! ‘ અમે ફક્ત સાથે બેઠા હતા. ’

જજ આલ્બર્ટ તરફ ફરે છે, 'તમારે કાંઇ કહેવું છે?'

હું આલ્બર્ટ તરફ તાકી રહું છું. 'ના' એ શાંતિથી કહે છે.

'ત્યારે આ જુબાની સાચી છે?'

આલ્બર્ટ તીખાશભર્યું હસે છે. તેનો ચહેરો ભૂખરો બની ગયો છે. છોકરી, મૅજિસ્ટ્રેટની ઉપર દીવાલ પર ક્રાઇસ્ટના ચિત્ર સામે એકધ્યાનથી જોઈ રહે છે.

'કદાચ એ સચા હોય' આલ્બર્ટ કહે છે, 'આજે હું એમને પહેલી જ વાર બોલતા સાંભળું છું. મારી ભૂલ હતી.'

છોકરી નિરાંતનો શ્વાસ લે છે. પણ તેણે જરા ઉતાવળ કરી. વિલી ઠેકડો મારી ઊભો થાય છે, 'જૂઠ છે જૂઠ, હરામજાદીએ હડહડતું જૂઠાણું કહ્યું છે. બોલા સાથે એને સંબંધ હતો ને બહાર નીકળી ત્યારે પણ અરધી નાગી હતી.'

ભયંકર ધમાલ. પ્રોસીક્યુશનનો વકીલ વાંધો ઉઠાવે છે. મૅજિસ્ટ્રેટ વિલીને ચેતવણી આપે છે પણ એનો મિજાજ હવે કાબૂમાં નથી રહ્યો. આલ્બર્ટ તેના તરફ નાખુશીથી જોઇ રહે છે. 'તું મને હવે પગે પડને તો ય સાચી વાત હું જરૂર કહીશ.' વિલી એના તરફ બૂમ મારી કહે છે.

'એને બાર્ટસ્ચેર સાથે પડેલી કેદીએ જોઇ ને પૂછ્યું, તો કહે કે પેલાએ તેને દારૂ પાયો હતો. ને પછી એણે ભાન ભૂલી બાર્ટસ્ચેર ઉપર ગોળીબાર કર્યો હતો. પોલીસને પોતે સોંપાવા ગયો ત્યારે આલ્બર્ટે જ મને આ વાત કરી હતી.'

બચાવપક્ષનો વકીલ આ મુદ્દો બરાબર પકડે છે, 'તેણે એમ કર્યું હતું. એમ કર્યું હતું' છોકરી ભાન ગુમાવી બોલી નાખે છે. પ્રોસીક્યુટર હાંફળો બની ઊંચો નીચો થાય છે. 'કોર્ટનું માન, કોર્ટનો મોભો—'

વિલી એની ઉપર આખલાની જેમ ઊછળે છે. ‘ચૂપ કર, પંડિતાઇના ડોળવાળુ ઘરડા ખચ્ચર! લવારી બંધ કર. તુ શું એમ સમજ છ કે તારી આ બનાવટી વાતના ગૂંચળાની ઝબ્બા પટ્ટાની અમે દરકાર કરીએ છીએ? અમારા વિષે તું જાણે છે પણ શું? પણે રહેલો છોકરો કેટલો નરમ ને શાંત છે તે એની માને પૂછી જોજે! પણ આજે તે બેધડક ગોળી ચલાવે છે—એક દિવસ છીપલાં ફગાવતો તેમ ગોળી ફેંકે છે. પસ્તાવો? એ પશ્ચાતાપ કરે એમ? પશ્ચાતાપ એ શેનો કરે? ચાર વરસ સુધી નિર્દોષોનું લોહી રેડયા પછી તેની જિંદગીનું બધું ય ખતમ કરી દેનારને એ ગોળીથી વીંધી ન નાખે તો શું ચાટે? એણે ભૂલ એ કરી કે પેલા ગધેડાને તેણે વીંધી નાખ્યો. ખરી રીતે તો આ છોકરીને તેણે હુલાવી દેવી જોઈતી હતી. તમે એમ સમજો છો કે ચાર વરસ સુધી માણસોને ફૂંકી દેવાનો જ ધંધો કર્યા પછી ‘શાંતિ’ શબ્દનું ભીનું પોતું ફેરવતાં બધું મગજમાંથી ભુંસાઈ જાય એમ? અમને ખબર છે કે અમારા અંગત દુશ્મનને અમે ફાવે તેમ મારી. નાખી શકીએ પણ એકવાર અમારા અંગમાં ઝાળ વ્યાપી જાવા દો! અમારું અંતર વલોવાઈ જાવા દો ને પછી એ અમને કયાં ઢસડી જાય છે તે જોઈ લ્યો!’

કોર્ટમાં અનહદ ધાંધલ મચે છે. મૅજિસ્ટ્રેટ વ્યવસ્થા જાળવવા મથે છે—પણ નિરર્થક.

અમે ખભા મિલાવી ઊભા રહીએ છીએ. વિલી ભયંકર દેખાય છે. કોસોલ મુક્કી વાળી ઊભો છે. અત્યાર પૂરતું એ અમને કાંઈ કરી શકે તેમ નથી. અમે તેમના માટે સારી પેઠે ભયરૂપ છીએ. એક પોલીસ અમારી સામે થવાની હામ ભીડી શકે તેમ નથી. હું કૂદકો મારી જ્યુરી બોલે છે તેની પાટલી સામે ઊભો રહું છું.

‘અમે એક દોસ્ત માટે સાચી વસ્તુસ્થિતિ સમજાવીએ છીએ’ હું બૂમ પાડું છું. ‘તેનો પક્ષ રજૂ કરીએ છીએ. તેને અન્યાય ન

કરશો, ઉતારી ન પાડશો. જીવન અને મૃત્યુ વિષે તેને એટલા બધા બેદરકાર બની જવાની ઇચ્છા નહોતી—અમારામાંથી કોઈને નહોતી. પણ અમારે ત્યાં આવાં સહુ મૂલ્યો તજી દેવાં પડયાં હતાં ને અમો પાછા ફર્યા ત્યારે પણ અમને સહાય કરવા કોઈએ હાથ લંબાવ્યો નહિ. દેશપ્રેમ, ફરજ, ઘર—આ બધી ચીજો વારંવાર અમે રટયા કરી—તેનો આધાર મેળવી ટકી શકાતું હોય તો. પણ એ સહું હવાઈ વસ્તુઓ બની રહી. અમારી આંખ સામે ધખધખ વહેતી લોહીની નીકો એ બંધ ન કરી શક્યાં, ઊલટું એમાં એ તણાઈ ગયાં, ઘસડાઈ ગયાં.'

એકાએક વિલી મારી પડખે આવી ઊભો રહે છે.

'એ બનાવને એક વરસ પણ નથી વીત્યું. જ્યારે આ માણસ—' તે આલ્બર્ટ તરફ આંગળી ચીંધે છે.' તેના બે સાથી ભેળો મશીનગનના થાણામાં પડયો હતો. અમારા આખા વિભાગમાં એ એક જ મશીનગનનું થાણું હતું. અને એના પર હલ્લો થયો. પણ ત્રણે જણ બરાબર શાંત હતા, એમણે નિશાન ગોઠવી અકળાયા વિના, થડકયા વિના રાહ જોયા કરી. એમણે સમય પહેલાં ઉતાવળ કરી બ્હાર ન કર્યો પણ સામાવાળાના પેટનું નિશાન લઈ હલ્લાને આવતો નિરખ્યા કર્યો. ને પછી તેમના સામેની કતારે ધાર્યું કે બધું શાંત છે, માર્ગ ખુલ્લો ને ચોખ્ખો છે એટલે તેમણે કદમ ઉપાડયા. ને ધસારો તેમની મશીનગનની મર્યાદામાં આવ્યો કે તેમણે ગોળીઓ વછોડી. ને વારંવાર હલ્લાને પાછો વાળ્યો. મદદ આવતાં સુધી એ ત્રણ જણાએ ટકાવ કર્યો ને અંતે પેલાને હાંકી કાઢયા. અને પછી મશીનગનથી વિંધાઈ ગયેલાને અમે એકઠા કર્યા. સત્તાવીશ ફક્કડ—સીધા ને આબાદ પેટના ઘા હતા. એકએક રતિભાર પણ ચૂકયા વિના ધારેલે સ્થળે ચોટ મારતા ગયા હતા. ને તે ઉપરાંત છાતી, માથું ગરદન જાંઘ—એના ઘાની તો ગણતરી જ નહિ. આ એકલા માણસે—તે ફરી વાર આલ્બર્ટ તરફ આંગળી ચીંધે છે—તેના બે દોસ્તો સાથે આખી

ઈસ્પિતાલ ભરાય એટલાની બરદાસ કરી હતી— જોકે પેટના ઘાથી પોઢી ગયેલને કોઈ ઉઠાડી શકે તેમ નહોતું. ને એ માટે તેને પ્રથમ નંબરનો બહાદરીનો ચાંદ એનાયત થયેલ. અને કર્નલે તેની પીઠ થાબડી હતી. તમને સમજ પડે છે કે હવે આ માણસ તમારા કાયદા કાનૂનોથી બંધાયેલો નથી? એનો ન્યાય તોળવાનું તમારું કામ નથી. એ સિપાહી છે. એ અમારા માયલો છે. અને અમે તેને નિરપરાધી ઠરાવીએ છીએ.'

પ્રોસીક્યુટરની રેવડી થાય છે 'આ ભયંકર અરાજકતા—' તે બબડે છે. ને વિલીને પકડવા પોલીસને હાક મારે છે,

ફરી વાર ગડબડાટ થાય છે પણ વિલી પોલીસને ધક્કો મારી કહે છે, 'અરાજકતા છે એમ? ત્યારે એમાં વાંક કોનો છે? તમારો- હું કહું છું તમારો. તમારામાંના દરેકને અમારી ટ્રીબ્યુનલ પાસે ખડું થવું પડશે. તમે જ તમારી લડાઈ વડે અમારી આ સ્થિતિ કરી છે. એની સાથે અમને પણ તાળામાં પૂરી દો એટલે પત્યું. અમે પાછા ફર્યા ત્યારે તમે અમારા માટે શું કર્યું? કાંઈ નહિ—હું તમને કહું છું. કાંઇ પણ નહિ. 'વિજય' માટે તમે લડાઇના સ્મારકો ખુલ્લાં મૂક્યાં. બાક્રી મર્યા, વીરત્વની વાતો પર થૂંક ઉડાડયું ને તમારી ફરજની અવગણના કરી.

'અમારી મદદમાં તમારે આવવું જોઇતું હતું. પણ ના, તમે અમારા સૌથી કડણ કાળમાં અમને છોડી દીધા—જ્યારે અમારે ભાંગેલે કાળજે ઘરને મારગે વળવાની વેળા આવી ત્યારે જ તમે પીઠ ફેરવી નાસી ગયા. અમને છૂટા કરવામાં આવ્યા ત્યારે તમારે દરેક જગ્યાએ, ઠેકાણે ઠેકાણે ઊભા થઇ કહેવું જોઇતું હતું કે, 'આપણે બધાએ ગજબની ભૂલો કરી છે. આપણે ફરી વાર આપણો મારગ શોધવો પડશે. હિંમત રાખો! તમારે માટે એ કપરો માર્ગ છે, કારણ કે તમારી પાછળ તમે કાંઈ રાખ્યું નથી. ધીરજ ધરો!'

જીવન શું છે એ તમારે અમને ફરીથી બતાવવું જોઇતું હતું. અમને ફરીથી જીવતાં તમારે શીખડાવવું જોઈતું હતું. પણ ના, તમે તો અમને ચીંથરેહાલ છોડીને પલાયન કરી ગયા. અમને કૂતરાંની જેમ રખડતા છોડી દીધા. લાગણી, વ્યવસ્થા, સંસ્કાર, પ્રેમ વગેરેમાં વિશ્વાસ રાખવાનું તમારે અમને જ્ઞાન આપવું જોઈતું હતું. પણ એને બદલે તમે જૂઠાણાં વહેતાં કર્યાં, વધારે ઈર્ષ્યા ને તિરસ્કાર ઊભા કરી તમારા કાયદા અમારા પર ઠોકી બેસાડવા પ્રયત્નો કર્યા! અમારામાંનો એક તેની નીચે પિસાઈ મરવા ગયો છે. અને આ બીજો હવે આવે છે.'

અમે ખળભળી ઊઠ્યા છીએ. બધો ક્રોધ, કટુતા ને ભ્રમણાનો પડદો ચીરી ઊઠતી જાગૃતિએ અમારામાં ઉકળાટ મચાવ્યો છે. ઓરડામાં ગજબની અશાન્તિ છે. લાંબા વખત સુધી એ ચાલે છે ને પછી વાતાવરણ કાંઇક ઠંડુ પડે છે. અમને સહુને કોર્ટની બેઅદબી માટે એક દિવસની કેદની સજા થાય છે ને કોર્ટ છોડી તરત જ ચાલ્યા જવાનું ફરમાન થાય છે. અત્યારે, હજી પણ પોલીસના કબજામાંથી અમે આસાનીથી છટકી શકીએ તેમ છીએ. પણ અમે તેમ કરવા માગતા નથી. અમારે આલ્બર્ટની સાથે જેલમાં જવું છે. અમે તેની સાવ નજીક ચાલીએ છીએ.—અમે સૌ તેની સાથે જ છીએ તેની એને ખાતરી આપવા.

પાછળથી અમને ખબર પડે છે કે તેને ત્રણ વરસની સજા થઈ છે. ને એ હુકમ સામે તેણે એક હરફ પણ કાઢયો નથી.

[ ૩ ]

જ્યોર્જ રાહેના મનમાં એક વિચારે ઘર ઘાલ્યું છે. અને સગી આંખે પોતાનો ભૂતકાળ જોવાની ઇચ્છા છે. એક પરદેશીના પાસ-પોર્ટની જોગવાઇ કરી તે સરહદ ઓળંગી જાય છે. શહેરો અને

ગામડાંઓ વીંધી, નાનાં મોટાં સ્ટેશનો પસાર કરી રાત પડતાં એ પોતાની નિર્ધારિત જગ્યાએ પહોંચી જાય છે. વધારે ખોટી થયા વિના એ ગામમાંથી પરબારો ટેકરાઓ તરફ ચાલ્યો જાય છે. ગેસના દીવાને અજવાળે છોકરાં રમે છે, ખેડૂતો ઘરભણી પાછા વળતા સામે મળે છે. એકાદ બે મોટરો ધૂળ ઉડાડતી ચાલી જાય છે, ને પછી બધું શાંત બને છે.

હજી ઝાંખું ઝાંખું ભાળી શકાય એવી સંધ્યા છે. ને ગમે તેમ પણ રાહેની આંખો અંધારામાં પણ જોઈ શકે છે. રસ્તો છોડી તે આડેધડ જાય છે. થોડી વાર પછી તેના પાટલૂનમાં કાંટાળો તાર ભરાય છે ને કાણાં પાડે છે. તે એને છોડવા ઊભો રહે છે. જૂની ખાઈ ફરતી વીંટાળેલી કાંટાળી-વાડના એ અવશેષ છે. રાહે ટટાર ખડો થાય છે. સામે જ લડાઈનું વેરાન, વિશાળ મેદાન સૂતું છે.

અસ્થિર ને અસ્પષ્ટ સંધ્યાના પ્રકાશમાં અતિશય વેદના ઉછાળા પછી થીજી ગયેલા સમદર જેવું, તોફાનના વિચ્છિન્ન થઈ પડેલા દેહ જેવું, એ લાગે છે. લોહી, દારૂ ને પૃથ્વીનો વિચિત્ર ખિચડણભરી જાગે છે. ભયાનક ગંધ, હજી યે સામ્રાજ્ય જમાવી અહીં બેઠા છે. અનાયસ રાહેનું માથું નમે છે, ખભા સંકોચાય છે, હાથ નીચા વળે છે—શહેરની ચાલ નહિ—હાથ ખોડી, પ્રાણીની જેમ ચૂપચાપ દોડી જવા એ મથે છે. સિપાહીની ચારેકોર નજર ફેરવતી ચપળતા પાછી તેના અંગમાં આવી વસે છે.

તે આખું મેદાન તપાસે છે. એક કલાક પહેલાં તેને હજી તે અપરિચિત હતું. પણ હવે તેને એ ફરી ઓળખી કાઢે છે—જમીનની એકએક ચિરાડ, એકએક ખાઈ-ખાડી તેનાથી અજાણી નથી રહેતી. તેનાથી એ કદી દૂર નથી ખસ્યો, સ્મરણો સજાગ બની ઊઠે છે ને તેના પ્રકાશમાં વીતી ગયેલા દિવસો મીણની જેમ પીગળી જાય છે. ફરી એકવાર લેફ્ટેનન્ટ રાહે ચોકી માટે રાત્રે ફરવા નીકળે

છે—એ પહેલાં જાણે કાંઇ બન્યું જ નથી. તેની આસપાસ નિરતબ્ધ રાત પથરાઇ રહી છે ને ઘાસની ઉપર પવન સસરે છે--પણ તેના કાનમાં ફરી લડાઇ ગાજી ઊઠે છે. તેને ધડાકા થતા સંભળાય છે, વિમાની છત્રીઓ ઊતરતી દેખાય છે. આકાશ લાલચોળ બની ગયું છે, ધરતી ધણેણે છે.

રાહે દાંત ભીડે છે, કચડે છે, એ તરંગી આદમી નથી પણ સ્મરણના વંટોળ પાસે એ અસહાય બની ઢળી પડે છે. અહીં શાંતિ નથી. દુનિયાએ બનાવી કાઢેલી શાંતિ અહીં નથી. પણ અહીં તો હજી યે સંગ્રામ ખેલાય છે. ભયંકર વિનાશની જીભ લળકે છે. આકાશ ને ધરતીને અંગારાની જેમ દઝાડતી, ચાટતી.

તે ધરતીના કાળા પડથાર પર દોડે છે. પવન વધારે જોરથી ફુંકાય છે, વાદળાંઓ ઝડપથી સરકે છે. અને કોઈ વાર આખા ભૂમિપ્રદેશ પર ચંદ્રનું ફિક્કું પીળું તેજ વરસે છે. પ્રકાશ છવાતાં રાહે ખડો થઈ જાય છે. અને અચળ, કોઈ મૃત ઠૂંઠા સમો- તેનાં હૃદયના ધબકાર જાણે બંધ પડે છે. એ પછી કૂદે છે ને જમીન સામે જકડાઇને પડ્યો રહે છે. તેને ખબર છે કે કાંઈ નથી—છતાં ફરી વાર પણ એ ખાડામાં શરીર છુપાવી પડે છે. ઉઘાડી આંખે ને જાગ્રતપણે પણ એ આ ભૂમિના નિયમને વશ બની જાય છે—કોઈ અહીં ટટાર છાતી કાઢી ચાલી નથી શકતું.

ચંદ્ર કોઈ રાક્ષસી વિમાની છત્રી લાગે છે. દૂરના ઝાડની હરોળ કાળી ઝેખાન ઊભી છે. રાહે એક ખાઈમાં બેસે છે. કમરબંધના કટકા પડ્યા છે. ટીનનું ભાંગી ગયેલ ડબલું, એક ચમચો, કાદવ- ખરડાયેલા ઑસ્ત્રની કરચ ને તેની પડખે ભીના ભૂખરા લીલા ગણુળીના ચીંથરા કોઇ સૈનિકના અવશેષ છે એ. તે ઘણી વાર સુધી જમીન પર પડ્યો રહે છે. અને પછી આ ઘોર શાંતિ તેના કાનમાં વાત કહેવા માંડે છે. પૃથ્વીના પેટાળમાં કોઇ ભયાનક ગોળો ગર્જના

કરતો, ગડગડાટ મચાવતો દોડે છે. તે જમીનમાં નખ ખુંતાડી કાન માંડી સાંભળે છે તેને લાગે છે તે અવાજો ને ચીસો ઊઠે છે. તેને પૂછવાનું મન થાય છે, બોલવાનું મન થાય છે, ચીસ પાડી ક્યાંકથી જવાબ મેળવવાની અભળખા જાગે છે, તે સાંભળે છે, રાહ જુએ છે. ક્યાંયથી જવાબ મળે છે? જીવનના પ્રશ્નનો જવાબ.

પણ ફક્ત પવન ઘુંરૂળિયું ખાય છે. વાદળાં નીચાં વળી દોડે છે, ખેતરની ઉપર પડછાયા એકબીજાને પકડવા હડિયું કાઢે છે. રાહે ઊભો થાય છે ને દિશાશૂન્ય બની ચાલ્યે રાખે છે. છેવટ ક્રોસની લાંબી કાળી કતાર પાસે તેના પગ અટકે છે. એક પછી એક તેમની હાર ગોઠવાયેલી છે,—કોઈ ટુકડીની જેમ, કોઈ પલટનની જેમ, કોઈ લશ્કરની જેમ.

અને એકદમ તેના મનમાં અજવાળું થાય છે. આ ક્રોસની કતાર પાસે મજાના ને મહાન શબ્દોનું જાળું તૂટી પડે છે. અહીં અપૂર્ણ, અધભૂખી જિંદગીના દિવસો ઊભા છે. અહીં એક આખી જુવાન પેઢી, હજુ ઊભી થાય તે પહેલાં જ જમીનમાં ભંડારાઈ ગઈ છે. તેની મૂક ચીસ વાતાવરણને ભેદે છે. જેમનો દિવસ ઊગે તે તે પહેલાં જ જેમનાં પર અંધારાં ઢળ્યાં છે એમનું અફાટ ક્રંદન રાત્રીની સીમાને ભરી દેતું આ ક્રોસની ભીતરમાંથી ઊઠે છે.

રાહેના શરીરમાં કંપ વ્યાપી જાય છે. એક ચીસ પાડતાં તે જોઈ શકે છે કે કોના જડબામાં, એક પેઢીનું સત્ય, શૌર્ય ઓરાઈ ગયું છે. એ વિચાર તેનું ગળું દબાવે છે, તેની ડોક ખેડવી નાખે છે.

'બિરાદરો!' તે પવન ને રાતને બૂમ પાડે છે.

'બિરાદરો! આપણી સામે દગો રમાયો છે. આપણને છેહ દેવાણો છે. આપણે ફરી કૂચ કરવી જોઈએ, એની સામે, એની સામે, મારા ભેરુઓ!'

ક્રોસની સામે તે ઊભો રહે છે. ચંદ્ર પાછો વાદળમાંથી નીકળે છે ને તે બધાં ચમકી ઊઠે છે. એ શસ્ત્રો ખણખણાવતા જમીનમાંથી ઊભા થાય છે. તેમના તાલબદ્ધ પગલાં પડે છે. તે એમની સામે આવી જ્યોર્જ રાહે ખડો થાય છે. સમય માપે છે ને આગળ હાથ લંબાવે છે—'દોસ્તો, કૂચકદમ!'

અને તે ખિસ્સામાં હાથ નાખે છે, હથિયાર કાઢે છે ને એક બ્હાર થાય છે, થાકથી ઢળી પડતા એના અવાજને પવન પીઠ પર ઉપાડી એકલો વળ્યો જાય છે.

રાહે લથડિયું ખાય છે, પડે છે. હાથ ખોલી શરીરને ઢસડે છે ને ક્રોસ તરફ મુખ ફેરવે છે. તેમને કૂચ કરતા એ જોઈ રહે છે. એ ઊભા રહે છે ને આગળ વધે છે. ધીમે ધીમે એમના કદમ ઊપડે છે. એમનો મારગ લાંબો છે. વખત ઘણો લાગશે પણ એ આગળ લઈ જશે. એમની આખરી લડાઈ એ લડી લેશે—જીવન માટેની લડાઈ શાંતિથી એ કૂચ કરે છે, કાળું સૈન્ય, લાંબો અનંત મારગ—હૃદયને કાંઠે દોરી જતો એ શૂન્ય રસ્તો. એમને પહોંચતાં ઘણાં વરસો લાગશે પણ એમની પાસે વખત એ શું ચીજ છે? તેમણે ડેરાં-તંબૂ ઉઠાવ્યા છે. એ તો કૂચ કરતા જ જાય છે.

જ્યોર્જ રાહેનું માથું ઢળી પડે છે. તેની આસપાસ અંધકાર વિંટળાઈ વળે છે. એ પણ તેમની સાથે કૂચ કરતો જાય છે. મોડો મોડો જાણે ઘેર પહોંચ્યો હોય એમ એ શાંતિથી જમીન પર પડ્યો છે, હાથ પહોળા છે, ઘૂંટણ તણાઈને તંગ બન્યા છે, આંખોમાં ઝાંખાશના પડદા પડે છે. એક વાર શરીર ખેંચાય છે પછી બધું સ્વપ્નમાં, ઊંઘમાં, નિદ્રામાં સમાઈ જાય છે. એકલો પવન પછી આ વેરાન, ઉજ્જડ ધરતી પર માથાં પછાડતો ઘૂમે છે, ઘૂમે છે ઉપર વાદળાં ને આકાશ, નીચે ખેતરો, અનંત વિસ્તરેલું મેદાન, ખાઈઓ ખાડાઓ, ક્રોસની કતારો—પવન ત્યાં એકલો આંટા મારે છે.



## ઉપસંહાર

માર્ચ મહિનો છે. પૃથ્વી ફૂલોથી લચી રહી છે. ઝાકળનાં બિંદુઓ પથરાયાં છે. ને સુગંધ વેરાય છે.

અમે એક ઝાડની ઘટા નીચે ચાલ્યા જઈએ છીએ. વિલી અને કોસોલ આગળ છે. વેલેન્ટીન અને હું પાછળ ચાલીએ છીએ. મહિનાઓ પછી અમે પહેલી જ વાર આજે મળ્યા છીએ. હમણાં અમને એકબીજાને મળવાનું બનતું નથી.

આજના દિવસ માટે કાર્લે અમને તેની નવી મોટર આપી છે. તે અમારી સાથે આવ્યો નથી. તેને વખત પણ નથી. થોડા વખતથી તેને બેહદ કમાણી થાય છે. માર્કની કિંમત ઘટતી જાય છે ને તેના ધંધા માટે એ લાભદાયક છે. એટલે એકલો તેનો શોફર જ સાથે આવ્યો છે.

'વેલેન્ટીન, તું હવે શું કરે છે?' હું પૂછું છું.

'ફરવા લઈ જવા માટેની નાની હોડીઓ ચલાવું છું.' તે કહે છે.

તેના તરફ આશ્ચર્યથી હું જોઈ રહું છું. 'એ વળી ક્યારથી?' 'અરે, ઘણો વખત થયો. હું જે નૃત્યકારને ત્યાં જતો તેને તો તું ઓળખે છે ને? એણે હવે રેસ્ટોરાંમાં નાચવાનું શરૂ કર્યું છે ને અમારો સાથ છૂટી ગયો. મારાથી એ થઈ શકે તેમ નહોતું.'

'આ હોડીમાંથી તને કાંઈ વળતર રહે છે?'

તે માથું ધુણાવે છે. 'એની વાત જ કર મા. જીવવા માટે પૂરતું નહિ પણ મરવા માટે તો ઘણું કહેવાય. ને હંમેશાં પાછું ચક્કર મારતા જ રહેવાનું. આવતી કાલે ઊપડવાના છીએ. હા, જ્યુપનું શું થયું તને ખબર છે?'

હું ખભા હલાવું છું. 'શહેર છોડીને ક્યાંક ગયો છે.—એડોલ્ફની જેમ જ. તેમના હમણાં કાંઈ સમાચાર નથી.

'અને આર્થર?'

'એ હવે લખપતિ થવાની તૈયારીમાં છે.'

'એને એક બે ચીજ આવડે છે ખરી.' વેલેન્ટીન ગમગીન બની માથું હલાવે છે.

કોસોલ અટકીને હાથ લંબાવે છે, 'ઠીક, છોકરાઓ, ફરવાનું છે તો ખૂબ સરસ—પણ કામધંધા વગર માણસને એ એકલું ફરવાનું જ ન રહે તો.

'થોડા વખતમાં જ તને કોઈ ધંધો મળી જશે એમ નથી લાગતું?' વિલી પૂછે છે.

ફર્ડીનાન્ડ માથું ધુણાવે છે. 'એ સહેલું નથી. ને મારું નામ શંકાસ્પદ આદમીઓની યાદીમાં છે એ તને ખબર છે? બધું સરળ નથી. છતાં માણસ તંદુરસ્ત છે ત્યાં સુધી ફિકર નથી.

હું જેડન પાસેથી ઉછીના પૈસા લઈને રોડવું છું. એ ઠીક માંસના પીપમાં ખૂંતી ગયો છે.'

જંગલમાં એક ઉઘાડી જગ્યા આવતાં અમે ત્યાં બેસીએ છીએ. વિલી, સિગારેટની પેટી કાઢી બધા આગળ ધરે છે—કાલે તે એને આપી છે. વેલેન્ટીનનો ચહેરો ઉજ્જવળ બને છે. અમે બેસીને ધુમાડા કાઢીએ છીએ.

ઝાડની ટચલી ડાળીઓ પવનમાં અથડાય છે ને અવાજ કરે છે. સૂર્ય બહાર ચડતો જાય છે. વિલી એક જોરથી બગાસું ખાઈ એમના ઓવરકોટ ઉપર લંબાવે છે. કોસોલ પણ તૂટેલી ડાળ પર વિચારમગ્ન બેઠો રહે છે. હું દરેકના પરિચિત ચહેરા તરફ જોઈ રહું છું. પળમાં લાગે છે કે બધું બદલાઈ ગયું છે. પહેલાં ઘણી વાર બેસતા તેમ અહીં ફરી વાર સાથે મળી બેઠા છીએ—અમારામાંથી કેટલા થોડા?—પણ અત્યારે યે અમે સાથે જ છીએ શું?

કોસોલ બેઠો થઈ કાન માંડી સાંભળે છે. દૂરથી કલબલાટ થતો સંભળાય છે. નાના બાળકોના અવાજો. આજના મજાના દિવસે તેમના શિક્ષક સાથે તેઓ સ્કાઉટિંગ કરવા નીકળ્યા લાગે છે. લડાઈ પહેલાં અમે એમ જ નીકળતા. લડ્વિગ બ્રેયર, જ્યોર્જ રાહે ને હું—હું પાછળ ફરી એ વખતનો વિચાર કરું છું: કેમ્પફાયર આસપાસની રાત, લોકગીતો, દોરવણી આપી શીખવતા શિક્ષકો ને તંબૂને માથે તારાઓથી પ્રકાશિત મજાનું આકાશ. અમારી ઊગતી જુવાનીનો એ દિવસ હતો. ને એની રોમાંચકતા, રમણીયતા, મોખરા પરની ખાઈઓમાં જતાં પણ અમારામાં થોડાં વખત માટે તાજી ને તરવરતી રહી હતી. પછી ૧૯૧૭માં યંત્રોની ભયાનક સંહારલીલા ચાલી ને એ બેદાનમેદાન થઈ ગયું.

અવાજો નજીક આવતા સંભળાય છે.

હું કોણી પર હાથ ટેકવી તેમના સરઘસને જતું નિહાળવા મડખું ફરું છું. એ વિચિત્ર છે કે થોડાં વરસો પહેલાં અમે એમનામાંના જ એક હતા ને આજે તેઓ એક નવી જ પેઢી હોય તેમ લાગે છે. અમારી પાછળ ચાલી આવતી પેઢી—અમે છોડી દીધેલી વસ્તુઓને જે ફરી વાર ઊંચકી લેશે ને જગતને આગળ ચલાવશે.

એકીસાથે બૂમ ઊઠે છે, તાલ મેળવી ઘણાં કંઠ સાથે ગરજી ઊઠે છે ને પછી એકલો જ અવાજ સંભળાય છે, આછો અસ્પષ્ટ. શું બોલે છે તે સંભળાતું નથી. ઝાડની ડાળખીઓ ભાંગવાનો અવાજ આવે છે, એકસાથે પગલાં પડતાં સંભળાય છે. ફરી વાર પેલી બૂમ. પગના ધમકાર બોલે છે. ફરી શાંતિ પછી તીણો ને સ્પષ્ટ હુકમ સંભળાય છે, 'ઘોડેકી ટુકડી આતી હૈ! દો કતાર! ઘૂમ જાઓ! — ડબલ માર્ચ!'

ક્રોસોલ કૂદકો મારી ઊભો થાય છે. હું પણ. અમે એકબીજા તરફ તાકી રહીએ છીએ. અમને કોઈ વળગાડ તો નથી થયો? આનો અર્થ શું?

અમારી સામેના ઝુંડ નીચે તેઓ એકદમ ધસે છે. જમીન પર સૂઈ જાય છે, 'ચારસો વાર પર' અવાજ ફરી ગરજે છે. 'ગોળી ચલાઓ!' એકસાથે તડતડાતી થતી સંભળાય છે. સોળથી સત્તર વરસના છોકરાની લાંબી કતાર જંગલને છેડે પડખોપડખ સૂતી છે. તેમણે બધાએ વોટરપ્રુફના જાકીટ પહેર્યાં છે. ને સૈનિકોની જેમ ચામડાના પટ્ટા કમરે બાંધ્યા છે. બધાનો પોશાક સરખો છે. એકસરખા પોશાક પર ભાર દઈને તેમના પર એ લાદવામાં આવ્યો છે. દરેક પાસે એક લોઢાની કુંડલીવાળી લાકડી છે, ને તે ઝાડના થડ સાથે સૌ એકસાથે અથડાવે છે—મશીનગનની તડતડાટીના અનુકરણમાં.

પણ તેમના યોદ્ધાના ટોપ નીચે જુવાન છોકરાઓના લાલ ગાલોવાળા ચહેરાઓ દેખાય છે. ધ્યાનપૂર્વક ને ઉશ્કેરાટ ધરી એ આવતી ઘોડેસ્વારીની શોધમાં આંખો ખેંચે છે. એ અહીં ખીલેલાં નાજુક ફૂલો ને પાંદડાંઓની રહસ્યમયતા નિહાળતા નથી. ખેડાયેલા ખેતરોની પાછળ ચાલી આવતી વસંતના પગલાં નથી સંભળાતા. ને પેલી વાડની પાછળ, સુંવાળી પીઠ છુપાવતું સસલાંનું બચ્ચું પણ એ ભાળતા નથી. ના એ સસલાને જુએ છે ને પોતાની સોટીઓ એના તરફ તાકે છે. ફરી તડતડાટીનો શોર મચે છે. ને તેમની પાછળ એક ઊંચો, મજબૂત, ફાંદવાળો આદમી ઊભો છે. એણે પણ વોટરપ્રુફનું જાકીટ ને ચામડાનો પટ્ટો લગાવ્યાં છે. એ હુકમ છોડે છે, 'બસો વાર પર ! ધીમે ચલાઓ ગોળી !' એની પાસે જાસૂસી ચશ્મા છે ને દુશ્મનોને તે એનાથી નિહાળી રહ્યો છે.

'અરે ભગવાન !' હું ત્રાસ પામી પુકારી ઊઠું છું. કોસોલને કાંઈકળ વળી છે.

'આવા માલ વગરના, નકામા ખેલ વળી શું માંડયા છે ?' તે ઘૂરકે છે.

પણ એથી મુશ્કેલી વધે છે. પેલા આગેવાન સાથે બે જોડીદાર તાળા છે ને સામે જોઈ એ ગરજે છે. વસંતની કોમળ હવા ભયંકર ગર્જનાથી ખળભળી ઊઠે છે. 'ડાચું બંધ કર અલ્યા, સાલા ભાગેડુ, પિતૃદેશના દુશ્મન, દેશદ્રોહી !'

છોકરીઓ પણ આતુરપણે તેની સાથે ભળે છે. એક જણે પોતાની નાની મુઠ્ઠી ઉગામે છે, 'તમને અમારે બરાબર સ્વાદ ચખાડવો પડશે,' તે બોલી શકાય એટલે ઊંચે સાદે કહે છે, 'બાયલાઓ' બીજો રાડ પાડે છે, 'શાંતિવાળાવ, ન જોયા હોય તો !' ત્રીજો બોલે છે.

'આ બોલ્શેવિકોને તો મારી મારીને હાંકી કાઢવા જોઈએ. નહિ તો જર્મની કોઈ દિવસ આઝાદ નહિ બને.' એક ચોથો ખાસ માનીતો લાગતો છોકરો કહે છે.

'બરાબર છે.' પેલો આદમી તેનો વાંસો થાબડે છે ને અમારા તરફ છોકરાઓને દોડાવે છે. 'એને હાંકી કાઢો બચ્ચાઓ!'

એ જ પળે વિલી જાગી જાય છે. અત્યાર સુધી તે ઊંઘતો હતો. એ બાબતમાં હજી પણ તે સારો સૈનિક છે. જરાક તે આડો પડયો કે ઊંઘ આવી જ ગઇ છે.

તે ઊભો થાય છે. છોકરાઓનો ઉપરી એકદમ અટકી જાય છે. વિલી પોતાની આસપાસ આશ્ચર્ય પામી જુએ છે ને પછી ખડખડાટ હસી પડે છે.

'શું છે આ? વેષ કાઢયો છે કે શું? તે પૂછે છે. પછી એ પરિસ્થિતિ પામી જાય છે. 'ખરું, ખરું, ત્યારે તમે જ છો એમ?' તે પેલા ઉપરી તરફ ઘૂરકે છે. 'અત્યારે તમે કયાં મરી ગયા હતા એ જ અમને સમજાણું નહોતું. હા, હા, મને ખબર છે. પિતૃદેશ આખો તમારો જ છે. લખત કરાવી આવ્યા લાગો છો? ને બીજો દરેક જણ દેશદ્રોહી જ છે કેમ? વાહ, રૂડી વાત છે. ત્યારે જર્મન સૈન્યનો પોણો ભાગ દેશદ્રોહીઓનો જ બનેલો હતો! અહીંથી ચાલતી પકડો હવે બંદરમુખાવ આ છોકરાઓને હજી આવી વાતો સાંભળવાની વાર છે ત્યાં, એમને જે થોડાં વરસો મળ્યાં છે તેમાં સુખેથી રમવા કેમ નથી દેતા?'

પેલો પોતાના સૈન્યને દોરીને રવાના થાય છે. પણ આ જંગલની જગ્યા અમારે માટે હવે ઝેરી બની ગઈ છે. અમે પાછા ગામડાંમાં જઇએ છીએ. અમારી પાછળ તાલબદ્ધ અવાજ સંભળાય છે ફ્રન્થેઇલ, ફ્રન્થેઇલ.

'હં.' ક્રોસોલ ખટાશભર્યા અવાજે કહે છે. 'પાછું એ ફરીથી શરૂ થયું.—'

ગામડાંની બહાર એક બીરનો નાનકડો બગીચો છે, ને થોડાક ખાલી ટેબલ ખુરશી પડયાં છે. વેલેન્ટીનને એક કલાકમાં જ પોતાની હોડીઓ તરફ પાછું ફરવાનું છે. છતાં અમે જરાક સાથે બેસવાનો મોહ છોડી શકતા નથી—કોને ખબર વળી પાછા ક્યારે મળીએ!

ઝાંખો ફિક્કો સૂર્યાસ્ત આકાશમાં રંગો પૂરે છે. પેલો જંગલનો બનાવ ફરી મારા મનને આવરી લે છે, 'હેં વિલી,' હું કહું છું. 'આપણે અહીં જીવતા બેઠા છીએ ને જરા દૂર હઠયા ત્યાં જ એ વસ્તુ ફરી આદરનારા આવા માણસો ક્યાંથી ફૂટી નીકળતા હશે?'

'આવા માણસો તો કાયમ રહેવાના જ.' વિલી જવાબ દે છે. આવો વિચારમગ્ન ને હૃદયના ઊંડા તલમાં પ્રવેશતો વિલીને મેં કદી નથી જોયો. તે આગળ કહે છે.' પણ તેથી આપણને ભૂલી જતો નહિ. આપણે પણ અહીં હાજર છીએ. અને આપણી જેમ વિચાર કરનારા પણ ઘણા માણસો છે.—તેમાંના કેટલાક તો ખરા જ. એ વખત પછી—તને કહું, કે લડુવિગ ને આલ્બર્ટ—એ પછી મારા મગજમાં બધી જાતની વસ્તુ ઘૂમ્યા કરતી હતી. છેવટે હું નિર્ણય પર આવ્યો કે દરેક જણ પોતાની રીતે કાંઇક તો કહી જ શકે છે.—પછી ભલે એનું મગજ કૂતરાં ખાઈ ગયાં હોય. એની પાસે ઝાઝી વિચારશક્તિ ન હોય પણ તેથી એ સાવ બિન—ઉપયોગી નથી બની જતો. આવતે અઠવાડિયે મારી રજાઓ પૂરી થાય છે ને હું ફરી મારા ગામડાંમાં માસ્તર તરીકે જઈશ. અને તને ખબર છે? એ માટે મને સાચે જ આનંદ થાય છે. હું મારાં બાળકોને શીખવીશ કે તેમનો ખરો પિતૃદેશ કેવો છે, તેમની ઘર-ભૂમિ એ કોઇ રાજકીય પક્ષ નથી. એ તો તેમનાં વૃક્ષો, વાડીઓ, આભ ઉઘાડાં ખેતરો ને છલછલ વહેતી નદીઓમાં પ્રેમાળ આંખો

નિતારીને પડી છે.—તમારા જૂઠા ભભકાભર્યા શબ્દોની છલગૂંથણીમાં એનું અસ્તિત્વ નથી. મેં—એ બધી વાતનો, ઘણા વખતથી વિચાર કર્યો છેને નક્કી કર્યું છે કે કાંઇક કામ કરવા માટે અપણે હવે નાના કીકલા નથી રહ્યા. અને મેં કર્યું તે મારું કામ છે. એ મોટું નથી, મહાન નથી તે કબૂલ કરું છું પણ મારા માટે પૂરતું છે ને હું કાંઇ ગેટે નથી.'

હું માથું હલાવી ઘણી વાર સુધી એની સામે જ જોઈ રહું છું. પછી અમે ઊપડીએ છીએ.

શોફર અમારી રાહ જોતો હોય છે. ધીમે ધીમે સંધ્યા ખીલતી આવે છે. ને મોટર એના અંજવાસમાં સરકતી જાય છે. અમે લગભગ શહેરની નજીક આવીએ છીએ ત્યારે કોઈ કોઈ દીવા ટમકે છે. ને મોટરના પૈડાના અવાજ સાથે એક દીર્ઘ ઘેઘૂર ધ્વનિ સંભળાય છે.—કોઇ અસંખ્ય કુંડમાંથી જાણે એ વહેતો આવે છે.—સાંજને સમે, પૂર્વાકાશમાં ત્યારે બીજના આકારમાં એક પંક્તિ ઊડતી જાય છે—જંગલી હંસોનું ટોળું.

અમે તેના તરફ આંખો માંડીએ છીએ. કોસોલ કાંઇક કહેવા જાય છે. પણ પછી ચૂપ રહે છે. અમે સૌ એક જ વિચાર કરીએ છીએ. પછી શેરીઓ નેધમાલભર્યું શહેર આવે છે. વેલેન્ટીન મોટરમાંથી ઊતરી પડે છે. પછી વિલી,ૂછી કોસોલ—

[ ૨ ]

આજે આખો દિવસ હું જંગલમાં હતો. અત્યારે થાકીને ગામડાની એક વીશીમાં મેં રાત પૂરતો ઉતારો રાખ્યો છે. પથારો તૈયાર છે પણ સૂવાની ઇચ્છા થતી નથી. હું બારીમાં બેસી વસંતની રાત્રીના ધબકાર સાંભળી રહું છું.

વૃક્ષોની ઘટામાં પડછાયા તરે છે ને તેમની પાછળથી જાણે ઘવાયેલાઓની ચીસો આવે છે, હું શાંતિથી ને સ્વસ્થતાથી અંધકાર ભણી નિહાળું છું, કારણ કે હવે ભૂતકાળનો ડર મને નથી લાગતો. એને મળવા માટે પણ હું દોડયો જાઉં. રણમોખરાની ખાઈઓ ને અંધારા જંગલ તરફ પણ મારાં વિચારો ઊડતા જાય છે ને પાછા ફરે છે પણ એમની સાથે ભયાનકતા કે ત્રાસ નથી દેખાતા. નવા સંકલ્પબળની ઝાંખી લઈને એ આવે છે.

મને પોતાના અંકમાં લઈ, તૃણ–પાંદડાંની જેમ ચકર ચકર ઘુમાવી તે દૂર ઉડાડી મૂકતા તોફાનની હું રાહ જોતો હતો. અને હવે એણે ધીમેથી મને ખબર પણ ન પડે એમ પ્રવેશ કર્યો છે. એ અહીં જ છે. દરેક વસ્તુ ગુમાવી બેઠાના શોકમાં હું મગ્ન હતો ત્યારે એ શાંતિથી વિકાસ પામતું હતું. હું માનતો હતો કે વિખૂટા પડવામાં–વિચ્છેદમાં હમેશાં વસ્તુઓનો અંત રહેલો છે. હવે લાગે છે કે વિકાસમાં પણ વિચ્છેદ રહ્યો છે, વિકાસ એટલે જ પરિત્યાગ. અને વિકાસને કદી અંત નથી.

મારા જીવનનો એક ભાગ સર્વનાશની સેવામાં વીત્યો છે. ધિક્કાર, દુશ્મનાવટ ને ખૂનામરકી એના અંગ હતા. પણ મારામાં જીવન ટકી રહેલું જીવનસત્ત્વ હણાયેલું નહિ. અને એ એક જ બસ છે. એ જાતેજ બંને સાધ્ય ને સાધના, ધ્યેય ને માર્ગ બનવા માટે પૂરતું છે. હું મારી જાતે જ કાર્ય કરીશ ને સદા તત્પર રહીશ. મારા વિચારો ને હાથને જાગ્રત રાખીશ. મારી જાતને હું બહુ ગંભીર ને ડાવકી નહિ બનાવી નાખું ને મને થોભવાનું દિલ થશે ત્યારે તેને ધક્કો મારી હડસેલી આગળ દોડાવવાનો પ્રયત્ન નહિ કરું. ઘણી વસ્તુઓનું નવસર્જન કરવાનું છે ને લગભગ દરેકની મરામત કરવાની છે. બૉમ્બના મશીનગનના રમખાણમાં જે દટાઇ ગયું છે તેને ફરી ખોદી કાઢીશું તો યે બસ. દરેક જણને આદ્યપ્રણેતા થવાની જરૂર

નથી.—નબળી અને નાની શક્તિઓવાળા માટે પણ કામ પડયું છે. મારું સ્થાન હું ત્યાં શોધીશ. ત્યારે મૃતાત્માઓ શાંત થશે ને ભૂતકાળ મારો પીછો નહિ પકડે—ઊલટો એ મને સહાય કરશે.

કેવી સાદી વાત છે! અને છતાં એને સમજતાં કેટલી વાર લાગી છે! અને કદાચ અત્યારે પણ હું કાંટાળા તારના ગૂંચળામાં અટકાતો કે સુરંગભરી કોઈ બેચેન, ભયાનક ધરતીમાં આથડતો હોત—જો લડ્વિગનું મૃત્યુ ખરતા તારાની જેમ તેજનો લીસોટો પાડતું, માર્ગ દર્શાવતું મારી આંખ આગળથી પસાર ન થયું હોત તો. અમારામાં એક નવો જીવનપ્રવાહ જાગ્રત ગયો હતો. બધી ભૂલો ને મૂર્ખાઇઓને ધોઇ કાઢી, મૃત્યુને આંગણેથી ફરી એ પુનર્જિવિત થયો હતો ને સામેનો અર્ધસત્ય ને સ્વાર્થનો નાશ નાશ કરી એ એક નવો ચીલો પાડી આગળ વધવા માગતો હતો. પણ અફસોસ : સુંદર શબ્દોની ભુલભુલામણીમાં ધંધારોજગારને ને વિસ્મૃતિની ધૂળમાં ઢફામાં એને માર્ગ નહોતો સૂઝતો. એ મૂંઝાઈ મરતો હતો ને અમે અસહાય બની વેદનામાં ભડથું થતા હતા. પણ આજે મને સમજાય છે કે દરેક વ્યક્તિમાં વિકાસ પામવા તત્પર જીવનસત્ત્વ રહેલ છે. પોતાની રીતે એ આગળ વધવા ઉત્સુક છે. જો તેને ઊંચે ચઢવામાં અંતરાય ન નાખીએ તો એક દિવસ એ મહાન વૃક્ષમાં પરિણમી શકે. એ વિકાસમાં સહાયભૂત થવાનું મારું કાર્ય છે. એ વિકાસને સાધવાનું મારું કર્તવ્ય છે.

અમારી જુવાનીમાં ને તે પછીના દિવસોમાં કલ્પેલ કાંઈ સર્વભક્ષી અંતની આમાં વાત નથી. આ તો બીજા મારગોની જેમ એક મારગ છે—પથરાળો ને લાંબી મજલભર્યો, જમીનનો ભગ્ન ટુકડાઓ-વાળો, ગામડાંઓ ને ખેતરોને સાંકળતો–જહેમતને પળે પળે નોતરતો એક અનંત મારગ. અને તેના પર કોઈ સાથી વિના, મારે એકલાએ પગલાં પાડવાં પડશે, કદાચ રસ્તામાં થોડે સુધીનાં એકાદ જણનો

સથવારો મળી જશે–પણ છેક લગી તો કદાચ એકલે પંડે જ ધરતી ખૂંદવાની રહેશે.

અને મારે ખભો થાકી જાય ત્યારે સામાનને સરખો ગોઠવવા થોભવું પડશે, રસ્તાઓ ફંટાય ત્યારે કે સરહદો ઓળંગવી પડે ત્યારે મારું મન આનાકાની પણ કરી ઊઠશે. મારી પાછળ મારે કાંઇ ને કાંઇ છોડી દેવું પડશે. લથડિયા ખાતો પડીશ પણ ખરો–છતાં હું ઊભો થઇને ફરી ચાલતો થઈશ. ત્યાં પડ્યો નહિ રહું. પાછળ નજર પણ નહિ નાખું, કદાચ હવે ભવિષ્યમાં હું ખરેખર સુખી પણ ન બનું—કદાચ યુધ્ધે એનો નાશ કરી નાખ્યો હશે, ને હમેશાં મારે બેધ્યાન ને થોડું બેચેન રહેવાનું પણ આથે છતાં હું સાવ દુઃખી પણ નહિ બનું. કારણ કે મને ટકાવી રાખવા, મને સચેત બનાવવા કાંઈ ને કાંઈ મારી સામે જ હાજર હશે–એ પછી મારા જ હાથ હોય, અથવા કોઇ એકાકી વૃક્ષ, અથવા તો શ્વાસલેતી પ્રશાંત ધરતી.

અંધકારભરી આ એકલ ઓરડીમાં વિકાસના સ્વરો સંભળાય છે. ચંદ્રનું ઝાંખું તેજ હવે પથરાતું જાય છે ને વિકાસનું ગાન ઊંચે ચડે છે. આખી ઓરડીમાં જીવનના ધબકાર છવાતા જાય છે. બારી પાસેના લીમડાના ઠૂંઠા પર કોલ બેસવો શરૂ થયો છે. લીલા કુંમળા પાનની ડાળખીઓ ઝુલે છે. વસંતનો મંદમંદ વાયુ લહેરાય છે. એ ઘેઘૂર બની ઉઠશે ને થોડા વખતમાં એની સુવાસથી આખું યે સ્થળ મધમઘી ઉઠશે.

સંપૂર્ણ

# વિશ્વસાહિત્યમાળાનાં
# પુસ્તકો




**ભારતી સાહિત્ય સંઘ લિ.**

પોસ્ટ બૉક્સ ૯૭૮ • મુંબઈ-૧

પોસ્ટ બૉક્સ ૭૩ • અમદાવાદ

# નૂતન ગ્રંથાવલિ

જીવનસ્પર્શી શ્રેષ્ઠ પુસ્તકો આપતી શ્રેણી

**લવાજમ કશું નથી — છૂટક કિંમતે મળે છે**

| | | |
|---|---|---|
| ૧ કાયાકલ્પ ભા. ૧-૨ | પ્રેમચંદજી | ૪-૦-૦ |
| ૨ કાયાકલ્પ ભા. ૩ | પ્રેમચંદજી | ૩-૦-૦ |
| ૩ જનમટીપ | ઈશ્વર પેટલીકર | ૩-૦-૦ |
| ૪ આવતીકાલ | રા. ના. પાઠક | ૩-૦-૦ |
| ૫ માનવતાનાં મૂલ | રા. ના. પાઠક | ૪-૦-૦ |
| ૬ પચાસ વર્ષ પછી | રા. ના. પાઠક | ૩-૦-૦ |
| ૭ સત્તાવનની કત્લેઆમ | વિ. મ ભટ્ટ | ૨-૮-૦ |

બીજાં નવાં પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો

**બધાનું ટપાલખર્ચ અલગ**

પ્રાપ્તિસ્થાન

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ભીમરાજ બિલ્ડિંગ · ૪૦૫ કાલબાદેવી · મુંબઈ ૨

ફરનાન્ડીઝ પુલ નીચે · ગાંધી માર્ગ · અમદાવાદ